સર. રમણભાઈ સ્મારક ગ્રંથમાળા, અં. ૪.

# ધર્મ અને સમાજ



પુસ્તક : ૨ :

કર્તા,
સ્વ. સર. રમણભાઈ મહીપતરામ નીલકંઠ

પ્રકાશક,
ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી
હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ, બી. એ,
આસિ. સેક્રેટરી–અમદાવાદ.

કિંમત એક રૂપિયો

## સર. રમણભાઈ સ્મારક ગ્રંથમાળાનો

# ઉપોદ્ઘાત



ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીની અસાધારણ સામાન્ય સભા તા. ૨૦ મી માર્ચ ૧૯૨૮ ને મંગળવારે મળેલી તેમાં નીચે મુજબ ઠરાવ પસાર થયો હતો—

### ઠરાવ

"ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીની આ અસાધારણ સામાન્ય સભા સર રમણભાઈ મહીપતરામ નીલકંઠ, નાઈટના દુઃખદાયક અવસાનની ભારે ખેદ સાથે નોંધ લે છે કે સન ૧૮૯૦ થી સોસાઈટી સાથે મેનેજીંગ કમિટીના સભ્ય તરીકે એમનો સંબંધ જોડાયો હતો અને સન ૧૯૧૨ માં તેઓ તેના ઑનરરી સેક્રેટરી નિમાયા હતા. આ પ્રમાણે સોસાઈટી સાથેનો એમનો સંબંધ લાંબા સમયનો અને ગાઢ હતો અને સ્વ૦ મહીપતરામના સમયથી ચાલતો આવે છે. એ સેવાકાર્યમાં એમણે પોતાનો આટલો બધો સમય આપ્યો છે અને તે પાછળ એટલો પરિશ્રમ ઉઠાવ્યો છે, કે જેનું મૂલ્ય થાય એમ નથી. એવી એમની એ અપૂર્વ અને કીંમતી સેવાની યત્કિંચિત્ કદર કરવા આ સભા ઠરાવ કરે છે કે **સોસાઈટીએ પોતાના ફંડમાંથી એમના નામનું રૂ. ૫૦૦૦) નું એક જુદું સ્મારક સ્થાપવું** અને એ ફંડના વ્યાજમાંથી નીચે પ્રમાણે વ્યવસ્થા કરવી:—

(૧) મુંબાઈ યુનિવરસિટીની બી એ; પરીક્ષામાં ઐચ્છિક વિષય તરીકે ગુજરાતી ઑનર્સ કોર્સ લઈ જે વિદ્યાર્થી ઉંચે નંબરે પાસ થાય તેને સર. રમણભાઈ સુવર્ણચંદ્રક દર વર્ષે આપવો.

(૨) સર રમણભાઈના જીવન વિષે માહિતી આપતા લેખો–સ્મરણો, નોંધ, પત્રો વગેરે એમના મિત્રો, સગાંઓ અને પ્રશંસકો પાસે લખાવી મેળવી, તે સઘળું એક સ્મારક ગ્રંથરૂપે બહાર પાડવો

(૩) પ્રતિ વર્ષ સુવર્ણ ચંદ્રકનો ખર્ચ બાદ જતાં વ્યાજની રકમ બચત રહે અને એકઠી થાય તેમાંથી વખતોવખત સાહિત્ય, ભાષા શાસ્ત્ર, ઇતિહાસ અને સમાજ સુધારાના વિષયને લગતાં પુસ્તકો 'સર રમણભાઈ ગ્રંથમાળા' એ નામે લખાવી પ્રસિદ્ધ કરવાં

તદનુસાર એમના જ આ લેખ સંગ્રહથી સર રમણભાઈ ગ્રંથમાળાની શરૂઆત કરવાનું યોગ્ય વિચાર્યું છે, અને અત્યાર સુધીમાં સદરહુ ગ્રંથમાળાના નીચેના પુસ્તકો પ્રગટ કરવામાં આવ્યાં છે —

| નં. | પુસ્તકનું નામ | કિંમત |
|---|---|---|
| | | રૂ આ પા |
| (૧) | કવિતા અને સાહિત્ય વૉ. ૩ જું | ૧—૦—૦ |
| (૨) | ,, ,, વૉ. ૪ થું | ૧—૦—૦ |
| (૩) | ધર્મ અને સમાજ, પુસ્તક ૧ લું | ૧—૦—૦ |
| (૪) | ,, ,, પુસ્તક ૨ જું | ૧—૦—૦ |

અમદાવાદ,<br>તા ૩૧-૮-૧૯૩૫

હીરાલાલ ત્રિ. પારેખ<br>આસિ. સેક્રેટરી



# નિવેદન

સર રમણભાઈના ધાર્મિક પ્રવચનો અને નિબંધો તેમજ સામાજિક સુધારાને લગતા લેખો, વ્યાખ્યાનો વગેરે સંગ્રહીને, "ધર્મ અને સમાજ" એ નામથી પુસ્તકાકારે છપાવવાનો અગાઉ નિર્ણય કરવામાં આવ્યો હતો.

તદનુસાર તે લેખ સંગ્રહનું પહેલું પુસ્તક સન ૧૯૩૩ મા પ્રસિદ્ધ થયું હતું અને બાકી રહેલું લખાણ, ચાલુ વર્ષમા બીજું પુસ્તક બહાર પાડી, પૂરૂં કરવામા આવ્યુ છે.

હવે પછી એમના પ્રકીર્ણ લેખોનો સંગ્રહ કવિતા અને સાહિત્ય–વૉ. ૫ મું પ્રકટ કરવામા આવશે.

ગુ. વ. સોસાઈટી.
અમદાવાદ.
તા. ૩૧–૮–૧૯૩૫

હીરાલાલ ત્રિ. પારેખ
આસિ. સેક્રેટરી.



# અનુક્રમણિકા

| વિષયનું નામ | પૃષ્ઠ |
|---|---|
|  |

# ધર્મ અને સમાજ

## પુ. ૨

### પાપજન્તુઓ*

( અમદાવાદ પ્રાર્થના સમાજમાં આપેલો ઉપદેશ )

Bacteriology ( સૂક્ષ્મજન્તુવિદ્યા ) નો અભ્યાસ વધવાથી માલમ પડ્યું છે કે ઘણા ભયંકર વ્યાધિઓ અને વિનાશકારી ઉપદ્રવો ઝીણા જન્તુઓને લીધે ઉત્પન્ન થાય છે. એ જન્તુઓ એટલા બધા ઝીણા હોય છે કે સૂક્ષ્મદર્શક યન્ત્રથી જ તે દેખાય છે, અને સાધારણ દૃષ્ટિએ જોનારને તો એ જન્તુઓ છે એવો વિચાર પણ આવી શકતો નથી. આ જન્તુઓ રોગના વિષમય બીજરૂપ હોય છે. શરીરમાં દાખલ થતાં તે રોગને ઉદ્ભૂત કરે છે, એટલું જ નહિ, પણ અનુકૂળ સ્થિતિ આવતાં ઘણી ત્વરાથી તે જન્તુઓ વધી જાય છે, એકમાંથી અનેક-અસંખ્ય જન્તુઓ થાય છે અને પરિણામે રોગ રોગ ભારે કર નાંખે છે. વળી આ જન્તુઓ કેટલોક કાળ રોગ કર્યા વિના એમને એમ શાન્ત પડી રહે છે અને અનુકૂળ વખત આવે એકદમ જોર પકડે છે, અસાવધાનને એકાએક પટકી નાખે છે, સાવધાનને પણ ડરાવે છે, સાવધાનને પણ ઘણી વાર બચવા દેતા નથી. એ જન્તુઓનો આસપાસથી સમૂળગો નાશ થાય અથવા એ જન્તુઓથી ઘણે દૂર રહેવાય ત્યારે જ તેમની હિંસક શક્તિથી બચવાની આશા રહે છે.

* "જ્ઞાનસુધા" સન ૧૯૦૪ ફેબ્રુઆરીના અંકમાં પ્રથમ છપાયલો

આ જન્તુવિદ્યાનું ઉપમાન આત્માની શુદ્ધિ તથા અશુદ્ધિના વિષયોને લાગુ પાડવાનો પ્રયત્ન કરીએ. એ ધ્યાનમાં રાખીશું કે એ માત્ર ઉપમાન છે, અને ઉપમાન ( analogy ) એ અનુમાન ( inference ) નું સાધન નથી. ઉપમાનથી માત્ર વિષયનિરૂપણ સુગમ થાય છે. અને વસ્તુસ્થિતિમાં અનુમાન બાંધવાનો આધાર ન હોય તો ઉપમાનથી તે પૂરો પડતો નથી. તેથી, પ્રસ્તુત વિષય તે ઉપમાનથી જુદો છે એ લક્ષમાં રાખી બે વચ્ચે સરખાપણું કેટલું છે તે તપાસીશું, અને સરખાપણું જડશે તો પ્રસ્તુત વિષયનું વિવેચન સ્પષ્ટ કરવા માટે જ તેનો ઉપયોગ કરીશું.

કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, એ આત્માના શત્રુઓ છે, અને તેમનો પરાજય કરવો જોઈએ, એ આપણે સારી પેઠે જાણીએ છીએ. તેમ છતાં, એ વિકારો ઘણી વાર આપણો પરાજય કરે છે, આપણા આત્માને નષ્ટ કરે છે, તેનું શું કારણ? જેમને સારા સંસ્કાર હોય છે, જેઓ સારી પેઠે જાણે છે કે એ વિકારો ત્યાજ્ય છે, તેઓ પણ કદી કદી એ વિકારોને વશ થાય છે તેનું શું કારણ? કારણ એ જ કે આપણા સંસારવ્યસનને લીધે જ્યારે એ વિકારો ધીમે ધીમે પોતાની અસર આત્મા પર ફેલાવી શકે છે ત્યારે તે કાઢવા અઘરા પડે છે અને તેમને અટકાવવાનું જલદી સૂઝતું નથી. સાધારણ રીતે આબરૂભેર વર્તન કરનાર મનુષ્યને ચોરી કરવાની લાલચ એકાએક બતાવવામાં આવે અથવા ખૂન કરી વેર વાળવાનું એકાએક સૂચવવામાં આવે તો તે એવા દુષ્ટ કૃત્ય કરી બેસે એવો સંભવ ઓછો છે. પણ, અમુક મૂલ્યવાન વસ્તુ મારી નથી અને માલીક તે આપે તેમ નથી પણ તે મને મળે તો કેવું સારું? મારું ભુંડું કરનાર અમુક મનુષ્ય માંદો થાય કે મરી જાય તો કેવું સારું—એવા વિચાર જો મનમાં એક વાર દાખલ થયા હોય અને તે પછી તે માટે સંતાપ થયો ન હોય, તે વિચારને દાબી દઈ મનને તેથી મુક્ત રાખવાનો પ્રયત્ન થયો ન હોય તો એ વસ્તુ છાનીમાની લઈ લેવાય એવો પ્રસંગ આવતાં—તે મનુષ્ય

પર નિર્ભયપણે આઘાત થઈ શકે એવો સમય આવતા, મનમા પ્રથમ જેના દુર્વિચારો જાગૃત થાય છે અને સાધારણ રીતે સારુ વર્તન કરનાર પણ એકાએક એ દુષ્ટ કૃત્યો કરી બેસે છે ત્યારે રોગના જન્તુઓ જેવા પાપના પણ જન્તુઓ છે એમ કલ્પનામય વાણીમા કહી શકાશે એ પાપજન્તુઓ પણ અતિ સૂક્ષ્મ છે સમાગના અર્થે સમયની આપણી તન્મયતાને લીધે એ પાપજન્તુઓના પ્રવેશનુ આપણને ઘણી વાર ભાન થતુ નથી ફાયદાથી માલ ખરીદ કરવાના અને ફાયદાથી માલ વેચવાના અભ્યાસમા પડેલા વેપારીને કદી એવો ખ્યાલ થાય કે કનાણો માલ મારે ખરીદ કરવાનો આવે ત્યારે તે વેચનાર સહેજ ભૂલથાપ ખાઇ જાય તો મને મહ નફો થઈ જાય અથવા કનાણો માલ તેથી હલકી કિંમતના માલ જેવો જ દેખાડી શકાતો હોય તો તેવો હલકો માલ વેચતા મ નફો થાય અને આવા ખ્યાલ પેદા થતા વેપારી તરત તેનો તિરસ્કાર ન કરે તે સારે દીન ગીર ન થાય, ફરી ફરી વિચાર રી તને મનમાથી કાઢી ન દે, તો એ ખોટા ખ્યાલ મનમા ખુણેખાચરે પડી રહે છે વેપારમા તા નદી જ જોવાનો એ વિચારપદ્ધતિથી એ ખોટા ખ્યાલ છાની રા ી પણ વધતી જતી પુષ્ટિ પામે છે અને જો તેરી જ ભૂલથાપ દેવાનો કે તેવુ જ કપટ કરવાનો પ્રસગ આવી પડે છે તા ત ખ્યાલ એ દમ બળવાન થઇ આવે છે અને નાનયને વશ થઇ જવાય છે લુગડાના તાકાના પનામા પા કચનો દેર નાખી નાખો ગળીઆનો માલ તૈયાર કરી વેચનારના પેટીઓમા શણ ભરી રેશમનો વીમો ઉતરાવી પછી તે પેટીઓ વહાણમા ચરાવી વહાણ ડુબાડનાર અને એવા દાખલા સાભળી એવા કામ ખોટા ન ગણતા તેમાની હુશીઆરી ના વખાણ કરવાથી મનમા જે નાહલા જન્તુ દાખલ થાય છે તે ઝેરી છે એમ તે વખતે સમજાતુ નથી પણ અનુકૂળ વખત આ ે તે વિસ્તાર્યાપ્તિ કરી દે છે

કામ, ક્રોધ, વગેરે વિકારોના જન્તુઓ પણ એ રીતે બહુ વિસમ

થાય છે અમુક કામવાસના કે અમુક ક્રોધવૃત્તિ ઉત્પન્ન થયા પછી ભૂલી જવાઈ એટલે તે નાશ પામી એમ સમજવું નહિ એ વાસના અને વૃત્તિનો નાશ કરવા ખાસ પ્રયત્ન લાંબા કાળ સુધી આદર્યો ન હોય તો તે જાણે સંતાઈ રહે છે અને પોતાની તૃપ્તિનો પ્રસંગ આવતા બહાર પડી આવે છે અને આત્માનું બળ ખુંચવી લે છે

રોગજન્તુઓ માટે જેમ સૂક્ષ્મદર્શક યન્ત્રની જરૂર પડે છે તેમ પાપજન્તુઓ પકડી કહાડવા માટે સૂક્ષ્મ આત્મપરીક્ષણની જરૂર પડે છે અન્તરમાં વિચાર ચાલે છે, ઇચ્છાઓ થાય છે, વલણો બંધાય છે, વૃત્તિઓ ઉદ્‌ભવે છે, તે સર્વે કેવા પ્રકારના છે, ઇશ્વરના શુભ ગુણોને અનુકૂળ છે કે પ્રતિકૂળ છે, એ પરીક્ષણ નિરંતર કરતા રહેવાથી, અને વિચાર ઇચ્છા, વલણ વૃત્તિ જ્યારે જ્યારે થાય ત્યારે ત્યારે તે જ વખતે અન્તરમાં ઉંડા ઉતરી તેમને તપાસી જોવાથી તેમનું સ્વરૂપ સમજાય છે અને સાવધાન રહેવાય છે સાધારણ રીતે ચાલતા આપણા બાહ્ય આચરણો અશુદ્ધ ન હોય પણ માત્ર તેથી સંતુષ્ટ રહેવું નહિ જો કદાપિ અમુક વસ્તુ માટે કે અમુક વિષય માટે દુર્વિચાર ઉત્પન્ન થઈ પડી રહેવા દીધો હોય તો સૂક્ષ્મદર્શકની ખામી આખરે નડે છે આપણે પોતે જ એ પાપાંકુરનું ગુપ્ત અસ્તિત્વ ભૂલી જઇએ છીએ તો તેની ઉત્પત્તિ નમૂળગી ન જાણનાર બાહ્ય જગત આપણને શું ચેતવણી આપી શકે ?

ટાઢ્ઢી હવા વગેરેની અમુક સ્થિતિ પ્રાપ્ત થતા જેમ રોગ જન્તુઓ સંખ્યાબંધ વધી પડે છે તેમ પાપજન્તુઓ પણ અનુકૂળ તાનો બહુ લાભ લે છે એક પાપવાસના પ્રબળ થતા તેને લીધે અનેક પાપ વાસનાઓ ઉત્પન્ન થાય છે લોભથી અન્યાય જન્મ પામે છે, અન્યાયથી અસત્ય જન્મ પામે છે પૈસા મેળવવા ચોરી થાય છે, અને ચોરી માટે ખુન થાય છે તેમ જ એક વસ્તુ કે એક વિષય માટે થયેલી લોભની, કામની ક્રોધની વૃત્તિ પ્રબળ થતા તે

પોતાનો વિસ્તાર વધારે છે, અનેક વસ્તુઓ તથા વિષયો માટે તેવી વૃત્તિઓ થવા માડે છે.

ત્યારે, આ જન્તુઓથી થતી હાનિ કેમ અટકાવવી? જન્તુઓ નાશ કરવાં, જન્તુઓનો કોઈ રીતે સ્પર્શ થવા ન દેવો અને જન્તુઓ ન હોઈ શકે એવા દૂર સ્થળમા રહેવું. રોગજન્તુઓનો નાશ કરવા માટે તે જન્તુઓને ન ફાવે એવી સ્થિતિ કરવામા આવે છે. જન્તુઓ પાણીમા કે દૂધમા રહેતા હોય તો તાપ કરી પાણી કે દૂધ ઉકાળવામા આવે છે. જન્તુઓ હવામા રહેતા હોય તો તેમના રહેઠાણ વાળે સ્થળે સખત તાપ કરવામા આવે છે. એવા તાપથી તેઓ થઈ ને નાશ પામે છે. પાપજન્તુઓના નાશ માટે પણ અન્તરમા સખત તાપ થવો જોઇએ. ઉગ્ર તપ કરી શરીરને કષ્ટ કરવાની જરૂર નથી, પણ પાપબીજ ભગય ત્યારે ચિત્તમા ઉંડો અને દીર્ઘ સતાપ કરવો જોઇએ, એ પાપબીજ કેવુ અનિષ્ટ છે, કેવુ ભયકર છે, કેવુ નાશ કારી છે, એ ચિંતન અને મનન કરી તેને ઉખેડી નાખવુ જોઇએ, એ પાપબીજ અન્તરમા ટકી શકે નહિ એવો ક્ષોભ અને પરિતાપ આત્મામા કરવો જોઇએ.

વસ્ત્રો, સરસામાન વગેરેમાથી જેમ રોગજન્તુઓ કહાડી નાખવા પડે છે, તે માટે પ્રક્ષાલન અને ધૂપવાસ કરવા પડે છે, તડકો આવવા દેવો પડે છે, તેમ પાપજન્તુઓ આચાર, વિચાર, સંભાષણ વગેરેમા ભરાઈ ન રહે એ સંભાળ લેવી પડે છે જે વસ્તુ કે વિષય માટે પાપવાસના થઈ હોય ને તરફની બધી વૃત્તિયો અને બધી વર્તણુક આપણા ચિત્તપ્રકાશ આગળ ખુલ્લી મુકવી જોઇએ, ધર્મ અને નીતિના નિયમો તે તરફ પ્રેરવા જોઇએ ઇન્દ્રિયોના કોઈ સુખને બહાને તે પાપવાસના ઉદય ન પામે તે માટે ઇન્દ્રિયવ્યાપારો કબજામા રાખવા જોઇએ.

દૂર રહેવુ—એ જન્તુઓના પ્રવેશ અટકાવવાનો ઉપાય છે જન્તુઓ જનસમૂહમા ઉત્પન થાય છે માટે વસ્તીથી સો સો ગાઉ

દૂર એવા સ્થાને રહેનારને ભય ન રહે, પરંતુ, એવા સ્થાન જડવાં મુશ્કેલ છે અને એવા સ્થાનમા આખો જન્મારો કહાડવો તો પછી જીવીને શું કરવુ ? મનુષ્યોના સહવાસની, વ્યાપારની, ઉદ્યમની જરૂર છે તેથી કેવળ એકાન્તવાસી થઈ શકાતુ નથી. દુનિયામા રહી કર્તવ્ય કરવા એ ધર્મ્યગતા છે. તેથી, દુનિયામા રહેવું જોઇએ, માત્ર મલિન સ્થાને, જન્તુપૂર્ણ સ્થાને રેહેવુ ન જોઇએ, અને તે સાથે મલિન સ્થાનો શુદ્ધ કરવાનો પ્રયત્ન કરવો જોઈએ કે પોતાને તેમ જ બીજાઓને સંકટનો ભય ઓછો થાય આ નિયમ રોગજન્તુઓ તેમ જ પાપજન્તુઓથી રક્ષણ પામવાના માર્ગને લાગુ પડશે. મહોટાં શહેરો વસે નહિં, વિશાળ બજારો થાય નહિં, ભારે ધંધાઓ જામે નહિ તો, દુનિયાની સમૃદ્ધિ નષ્ટ થાય. તે જ પ્રમાણે મનુષ્ય ગૃહસ્થાશ્રમમા રહે નહિં, સ્ત્રીપુત્રપરિવારની ઇચ્છા કરે નહિં, ધનપ્રાપ્તિ કરે નહિં, દુષ્ટોને શિક્ષા કરે નહિં, તો સંસારનો હેતુ રદ જાય. તેથી, કામ, ક્રોધ, લોભ વગેરે ઉત્પન્ન જ ન થાય એવો વૈરાગ્ય ધારણ કરવો એ વ્યર્થ છે. પરંતુ, જે કામ, ક્રોધ, લોભ વગેરે પાપમય છે તેથી દૂર રહેવું જોઇએ. કામ, ક્રોધ, લોભ પાપમય થવા માડે ત્યા તત્કાળ તેનો ત્યાગ કરવો જોઇએ. પાપાંકુરથી દૂર રહેવાનો એક મહોટો ઉપાય એ છે કે સંસારના વિષયોમા આસક્તિ ગખવી ન જોઇએ. આસક્તિથી પાપાકુર ઉત્પન્ન થાય છે; ચિત્તમા આસક્તિ ન હોય ત્યા પાપાકુરનો સત્કાર થતો નથી. ધન માટે, ઉપભોગ માટે, પતિષ્ઠા માટે વ્યાકુળતા થાય, તે મળે તો મહાહર્ષ થાય અને ન મળે તો મહાનિરાશા થાય, એવાં કાર્યોથી અને એવી વૃત્તિઓથી દૂર રહેવું જોઇએ. જે ઐહિક પદાર્થોને હું ઇષ્ટ ગણું છું પ્રાપ્ય ગણું છું, મારા ગણુ છું, તે ન હોય, નષ્ટ થઇ જાય તો પણ શું. જે ઇન્દ્રિયસુખો હુ ભોગવું છું તે ન ભોગવાય તો પણ શું, એવી વૃત્તિ મનમા ફરી ફરી આણવી જોઇએ. થોડે થોડે સમયે ઓછી વસ્તીવાળાં અને બહુ શુદ્ધિવાળાં સ્થળોમા જઇ રહેવાથી જેમ શરીરને

લાભ થાય છે, તેમ કાચે કાચે સુખસ્પૃહાઓને હલકી પાડવાથી લાભ થાય છે. આ માટે, ધનવૈભવને તથા ઇન્દ્રિસુખને તુચ્છ ગણનાર, ધનવૈભવના અને ઇન્દ્રિય સુખનો નાશ થયા છતા શાન્તિ અને આનન્દમા રહેનાર મહાત્માઓના ચરિત્ર યાદ રાખવા જોઇએ. ઘર બળી ગયાથી, કે ધન નાશ પામ્યાથી કોઈ મનુષ્યો ગાંડા થઇ જાય છે અને કોઇ બહારવટે નીકળે છે; તે બન્ને પ્રકારની અસ્વસ્થતા લઘુતાથી થાય છે. માટે, એ લઘુતાનો સર્વ પ્રકારે ધ્વંસ કરવો જોઇએ, ચિત્તનુ માનભગ કરીને પણ તેનો ધ્વસ કરવો જોઇએ વળી, જે વિચાર વચન કે કર્મ પાપવાસનાનો ઉદય કરતા હોય તેથી દૂર રહેવુ જોઇએ; સુરાપાન, જુગાર વગેરે અનીતિને અવકાશ આપનાર આચરણો આચરવા ન જોઇએ, નઠારા પુસ્તક, નઠારા નાટક, નઠારી સગતિ, નઠારી વાતચિત વગેરેને ત્યાજ્ય ગણવા જોઇએ પાપ જન્તુઓથી દૂર રહેવાના આ અને આવા વિધવિધ પ્રકાર છે

પાપાકુરથી મુક્ત રહેવાના આ સર્વ પ્રયાસ માટે આત્મબળની આવશ્યકતા છે અને તે ઇશ્વરની અનન્ય ભક્તિથી જ પ્રાપ્ત થાય છે એ અનન્ય ભક્તિ આપણા સર્વમા દૃઢ થાઓ        તથાસ્તુ

---

## જગતમાંનું નીતિમય શાસન*

છાન્દોગ્ય ઉપનિષદ્મા એક પ્રસંગ વર્ણવ્યો છે કેઃ—"ઇન્દ્ર અને વિરોચન પ્રજાપતિ પાસે ગયા અને તેને પુછ્યુ કે 'ભગવન્' આ જે પાણીમા દેખાય છે અને આ જે દર્પણમા દેખાય છે તેમાથી આત્મા કયો ?' પ્રજાપતિએ કહ્યુ કે 'એ સર્વમા દેખાય છે તે જ એ છે જળપાત્રમા તમે પોતાને જુવો અને પછી આત્માને જો ન ઓળખો તો મને કહેજો.' તેમણે જળપાત્રમા જોયુ અને તેમને

* મુબાઈમા 'હિન્દુ યુનિયન ક્લબ' સમક્ષ હેમન્તવ્યાખ્યાન માળાને અગે તા ૧૮ નવેમ્બર ૧૯૦૬ ને દિવસે કરેલુ ભાષણ

પ્રજાપતિએ પુછ્યુ કે 'તમે શુ જુઓ છો?' તેમણે કહ્યુ કે 'ભગવન્, વાળ અને નખ સુદ્ધાં અમારા આખા શરીરનુ પ્રતિબિમ્બ અમે જોઈએ છીએ' પ્રજાપતિએ તેમને કહ્યુ કે 'સારાં વસ્ત્ર અને અલંકાર પહેરીને સારી શોભાવાળા થઈને જળપાત્રમા જુઓ' તેમણે તેમ કરીને જળપાત્રમા જોયુ પ્રજાપતિએ તેમને પુછ્યુ કે 'તમે શું જુઓ છો?' ઇન્દ્ર અને વિરોચને કહ્યુ કે 'ભગવન્ અમે જેવાં સારાં વસ્ત્ર અને અલંકાર પહેર્યા તથા જેવી શોભા ધરી તેવાના તેવા જ અમે પોતાને જોઈએ છીએ' પ્રજાપતિએ કહ્યુ કે 'એ આત્મા છે, એ અમૃત છે, અભય છે, એ બ્રહ્મ છે' ઇન્દ્ર અને વિરોચન શાન્ત હૃદયવાળા થઈ ચાલ્યા ગયા તેમને જતા જોઈ પ્રજાપતિએ મનમા કહ્યુ કે આત્માને ઓળખ્યા વિના અને આત્માનું જ્ઞાન મેળવ્યા વિના આ બે જાય છે તેથી એમની પાસે જે દેવ કે અસુર જ્ઞાન શીખશે તે પરાભવ પામશે "

આપણે જેટલી બધી વાર આત્મજ્ઞાન સંબંધમા હૃદયમા ખોટી શાન્તિ અને ખોટો સંતોષ ધરીએ છીએ, કેટલી બધી વાર આપણે બાહ્ય આકાર તે જ આપણા અન્તરાત્માનુ પ્રતિબિમ્બ છે એમ સમજી બેસી રહીએ છીએ, કેટલી બધી વાર આપણી અલ્પતા અને આપણી સ્થૂનતા તે પરમ અમૃતના અને પરમ અભયતાથી જુદી છે એ ભૂલી જઈએ છીએ, એ સ્થિતિનુ આ કથાથી આપણને સ્મરણ થવુ જોઈએ

પરમ અમૃત અને પરમ અભય બ્રહ્મના-પરમાત્માના મહાન્ અંશો જે આપણામા સંક્રાન્ત થયેલા છે તેમાના એક અંશ ઉપર અર્થાત્ નીતિમય અંશ ઉપર લક્ષ કરીએ છીએ તો બહાર દેખાતા આપણા આકારથી આપણો અન્તરાત્મા કેવો જુદો છે, ચર્મ, કેશ, નખ, વગેરે રૂપવાળા આપણા શરીરને આત્મા માનવામા કેવી ભૂલ છે, એ આત્માના વ્યાપાર કેવા વિલક્ષણ છે, એ આત્માની ઉત્તમતા વસ્રાલંકારમા નહિં પણ કેવી નીતિમય ઉચ્ચતામા છે, અને એ

ઉચ્ચના પ્રાપ્ત કરવનારૂ આપણા ઉપર પરમાત્માનુ કેવુ શાસન છે, તેનો આપણને સાક્ષાત્કાર થાય છે

આપણા આત્મામા જે નીતિનિયમ (moral law) સ્થાપિત થયેલો છે તે આપણને સત્ અને અસત્ના કર્તવ્ય અને અકર્તવ્યનુ ભાન કરાવે છે, બે જુદા જુદા માર્ગ આવી ઉભા રહે ત્યારે કયો ખરો છે અને કયો ખોટો છે, કયો ગ્રહણ કરવા યોગ્ય છે અને કયો ત્યાગ કરવા યોગ્ય છે તે આપણને દર્શાવે છે એ નીતિનિયમના અનુસરણ કે ઉલ્લઘનને આધારે આપણી જવાબદારી બધાય છે, આપણી ઉન્નતિ કે અધોગતિ થાય છે એ નીતિનિયમનુ શાસન (government) આપણા ઉપર આ જીવનમા છે તેમ જ આ જીવન પછી પણ છે, અને આખરે તો નીતિ જ જયવત થાય છે, અનીતિ જયવત થતી નથી મુણ્ડકોપનિષદ્મા કહ્યુ છે કે **सत्यमेव जयते नानृत सत्येन पन्था विततो देवयान ।** 'સત્ય જ જય પામે છે, અસત્ય જય પામતુ નથી દેવોને જવાનો માર્ગ સત્યથી પથરાયેલો છે આ બહુ વિશાળ વિષય છે અને તેમાથી આ જીવનમાના નીતિશાસન વિશે આજ વિચાર કરીશ તો બસ થશે

ત્યારે, નીતિનુ શાસન આપણા ઉપર શી રીતે છે ? આપણા દરેકના આત્મામા નીતિનો નિયમ સ્થપાયેલો છે, તે આપણને નીતિ તરફ પ્રેરે છે, તેને લીધે આપણો અન્તર્દીપ (conscience) આપણા નીતિમય કાર્યો પસદ કરે છે અને અનીતિમય કાર્યો ના પસદ કરે છે એ પ્રત્યેક વ્યક્તિની અન્દર થાતુ શાસન નિર્વિવાદ છે અને તે વિશે વિવેચન કરવાની આ પ્રસગે જરૂર નથી પણ બહાર નીતિનુ શાસન છે કે નહિ ? આ દુનિયામા મનુષ્યોની જે વિવિધ દશાઓ થાય છે તેમા નીતિનુ શાસન જોવામા આવે છે ? આ દુનિયામા નીતિના સારા ફળ અને અનીતિના માઠા ફળ જોવામા આવે છે ? ઘણા પહેલા નીતિમાનને ઇનામ મળતુ અને અનીતિ

માનને સજા થતી જોવામાં આવે છે? અથવા નીતિ–અનીતિના ઇનામ સજા સિવાય કાંઈ બીજાં પરિણામ હોય તો તે આ જીવનમાં થતાં જોવામાં આવે છે? ઇંગ્રેજીમાં કહીએ તો Is there a moral government in the affairs of this world? ધર્મનો વિષય બાજુએ રાખતાં, આ દુનિયાના વ્યવહાર આચરણ તથા નિયંત્રણ માટે આ પ્રશ્ન બહુ અગત્યનો છે, અને નીતિમય શાસન વિશેની જિજ્ઞાસા અવગણનાને પાત્ર નથી.

આરંભમાં એક શંકા થશે કે આ દુનિયામાં અસત્ (evil) છે તે વાત નીતિમય શાસનથી વિરુદ્ધ નથી? દુનિયાને નીતિના નિયમે ચલાવનારના રાજ્યમાં અસત્ છે અર્થાત્ અનીતિનો સંભવ છે તો તેનું શાસન નીતિમય કેમ કહી શકાય? મનુષ્યોને નીતિનું જ્ઞાન છે, નીતિની બુદ્ધિ તેમનામાં સ્ફુરે છે, નીતિએ ચાલવાનું બળ તેઓ મેળવી શકે છે, પરંતુ અનીતિએ ચાલવું હોય તો અનીતિએ ચાલવાની પણ તેમને છુટ છે અને તેથી કેટલાક અનીતિએ ચાલે પણ છે એમ વસ્તુસ્થિતિ છે. બધા મનુષ્યો સત્ય જ બોલી શકે, બધા મનુષ્યો નીતિએ જ વર્તી શકે, કોઇ મનુષ્યથી કદિ અનીતિએ વર્તી શકાય જ નહિ, કોઇ મનુષ્યથી કદિ દુષ્કૃત્ય થઈ શકે જ નહિ,–એવી ઘટના નથી, તો એવી ઘટના વિના દુનિયાનું શાસન નીતિમય કહી શકાય? પરંતુ, વિચાર કરીશું તો આપણને તરત જણાશે કે નીતિના વિષયમાં મનુષ્યને છુટ ન હોય, પસંદગીનો અવકાશ ન હોય, તો નીતિનિયમ હોઈ શકે જ નહિ; સત્ તથા નીતિની કિંમત માટે, સત્ તથા નીતિની કસોટી માટે એ જરૂરનું છે કે અસત્ તથા અનીતિથી તે જુદાં પાડી અસત્ તથા અનીતિને નાપસંદ કરી મનુષ્યે સત્ તથા નીતિ ગ્રહણ કરવાં જોઇએ. અને આ માટે અસત્ તથા અનીતિનો સંભવ આવશ્યક છે, અસત્ તથા અનીતિ પણ મનુષ્ય ધારે તો ગ્રહણ કરે એવી શક્યતા હોવી જોઇએ નીતિનિયમમાં ઇચ્છાવ્યાપાર રહેલો છે, ઇચ્છિ કર્યાથી નીતિ પળાય છે, નીતિની ઇચ્છા

કરનાર નીતિમાન્ થાય છે. મનુષ્યો યંત્ર માફક નીતિનિયમને વશ હોત, જડ પદાર્થો પોતાના ધર્મ જાતે પ્રિચ્છા કર્યા વિના નિયમવશ થઇ બજાવે છે એ પ્રકારે મનુષ્યો નીતિએ વર્તન કરતા હોત તો તેમાં તેમની શ્રેષ્ઠતા કે ઉન્નતિ કાંઇ પણ હોત નહિ. બધા મનુષ્યો ખરે રસ્તે જ જાય, નીતિએ જ વર્તે, એવી ઘટના હોત તો તેમાં આત્માની કંઇ કેળવણી રહેત નહિ, પોતાને ઉચે માર્ગે લઈ જવાનું પોતાને નીતિનો અભ્યાસ પાડવાનું આત્માને હોત નહિ, પ્રત્યેક મનુષ્યને ઇચ્છા વ્યાપાર કરી તથા પ્રયાસ કરી પોતાનો સ્વભાવ બાંધવાનો અવકાશ રહેત નહિ. આત્મા વગર પ્રયત્ને જન્મથી જ મરણ પર્યન્ત કેવળ નીતિમાન્ બનેલો હોત તો તે નીતિમા મહત્ત્વ રહેત નહિ. નીતિ-નિયમમા પસંદગીનો અંશ આવશ્યક છે. જાતે ઇચ્છા કરી ખરા તથા ખોટામાથી ખરો માર્ગ પસંદ કરી તેમા પ્રવૃત્ત થઇ ઉત્તમતા પ્રાપ્ત કરવી એમાં નીતિનુ મહત્ત્વ છે. એથી જ નીતિપ્રધાનના મહાન્ ઉદા-હરણો દુનિયામા ઉત્પન્ન થયા છે, એથી જ નીતિ માટે સ્વાર્થત્યાગ, સુખત્યાગ તથા જીવનત્યાગના ભવ્ય અને યશસ્વત દૃષ્ટાન્તો બન્યા છે, અને એથી જ દુનિયામા માનવ ઇતિહાસ રચાયો છે. અસત્ તથા અનીતિનુ અસ્તિત્વ આ રીતે નીતિમય શાસનથી વિરુદ્ધ નથી. તેમ જ અસત્ અને અનીતિ સત્ તથા નીતિથી ઉત્પન્ન થતા નથી પણ સત્ તથા નીતિથી ઉલટી સ્થિતિઓ હોઇ સભવરૂપે છે અને મનુષ્યોના પ્રમાદથી, મનુષ્યોની દુર્બુદ્ધિથી, સત્ તથા નીતિની મનુષ્યોથી થતી અવગણનાથી તે વાસ્તવિકતા પામે છે તે સત્ તથા નીતિના શત્રુ હોઇ નીતિનિયમ ઉપરાત મનુષ્ય ઉપર જુદું રાજ્ય ચલાવનાર શક્તિઓ નથી. ગીતામા કહ્યું છે તેમ **आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मन.** । ( અધ્યાય ૬, શ્લોક ૫ ) 'આત્મા એ જ આત્માનો બન્ધુ છે, આત્મા એ જ આત્માનો રિપુ છે,' આત્મા નીતિનિયમનુ અનુસરણ કરે છે ત્યારે પોતાનો બન્ધુ થાય છે અને નીતિનિયમનુ ઉલ્લંઘન કરે છે ત્યારે પોતાનો રિપુ થાય છે; તેને ખરાબ કરનાર બીજો કોઇ રિપુ નથી.

આ રીતે અમત્ તથા અનીતિનો સભવ તે નીતિમય શાસન નથી વિરુદ્ધ નથી એ સભવની વધારે ચર્ચા ધર્મને લગતી છે કેમકે આ જીવન પછીની અવસ્થા વિશે વિચાર તેમા દાખલ થાય છે પરંતુ પ્રસ્તુત વિષયમા મર્યાદાનિર્ણય કરવા માટે એ ચર્ચા આવશ્યક થાય છે દુનિયાની અવસ્થા નીતિમય શાસનને અનુકૂળ છે કે નહિ એ ચર્ચા સબધમા ડાક્તર માર્ટિનો કહે છે, દુનિયાની ઘટના કેવી હોવાની આપણે આશા રાખી શકીએ એ આ પ્રશ્નનો વિચાર કરતા લક્ષમા રાખવુ જોઈએ તે સિવાયની બીજી કલ્પિત રચનાની ક્યાઈ ઉભી કરતા પગ પગ વિરોધી ધોરણો લાગુ કરતા આપણે જેમવુ પડશે અને એક બીજા સાથે મનાદી ન થાય એવા ઉત્તમ લક્ષણો દુનિયામા હોવાની માગણી કરવી પડશે જગતના કર્તાની ઘટના તેના સત્સ્વરૂપને અનુકૂળ છે કે કેમ એ જાણવા આપણે ઈચ્છીએ છીએ એ પ્રમાણે એ ઘટના નીતિમય હોવી જોઈએ અને મનુષ્યમા લક્ષણ ( character ) બધાય તે પ્રમાણે વર્તન થાય અને તે કસાય એવી વ્યવસ્થા હોવી જોઈએ પરંતુ માર લક્ષણ તે ખરી પસદગીમા રહેલુ છે અને તેની જોડે જ મોટી પસદગી શક્ય ન હોય તો તેનો અવકાશ રહેતો નથી તેથી સભવનો કેટલોક પ્રદેશ મનુષ્યોની સ્વતત્ર ઇચ્છાને સોપી દીધેલો હોવો જોઈએ કે જે પ્રદેશમા તેમની પરીક્ષા થઈ શકે સૃષ્ટિમા અસિદ્ધિ તથા અપૂર્ણતા અટકાવવાને બીજા ગમે તેટલા મજબૂત બધનો હોય પણ આ વિષય તો એવો છે કે અનીતિ–અમત્ ના સભવ માટે તે ખુલ્લા રહેવો જ જોઈએ નીતિ ઉપરનુ આ જોખમ ઇશ્વરની પવિત્રતાથી વિરુદ્ધ નથી પણ તે પવિત્રતાને તત્માળ પ્રકટ કરવા માટે તે આવશ્યક છે અને તેથી માલમ પડે છે કે સતની ફરજ પાડવામા આવતી નથી કેમકે ફરજ પાડવામા આવે તે જ ઘડીએ ફરજના સ્પર્શ સાથે જ સત્નુ સ્વરૂપ ઉડી જાય છે પરંતુ અમત્નો સભવ દૂર કરી શકાય તેમ ન હોય તે છતા અનેક રીતે તે

મર્યાદિત થઇ શકે, અને એટલુ આપણે વાજબી રીતે માગી શકીએ કે એ મર્યાદા એટલી બધી વિશાળ હોવી જોઇએ નહિ - જેથી નીતિમય જગતની સમતોલતા ( equilibrium ) ને જોખમ આવે અને નીતિના યોગ્ય વર્ગના જગત કરતા નીતિના યોગ્ય વાળા જગતની જે શ્રેષ્ઠતા છે તે નાશ પામે, જેમ આપણા વરમા બાળકને આજ્ઞા ઉલ્લંઘન કરવાની છુટ રહેવા દેવામા આવે અને તે જ સાથે કુમાર્ગે જવાય એવુ પગનુ તે ભરે એવો તેનાપર અંકુશ રાખવામા ન આવે એવી યોગ્ય પુત્રના જાગનરી એમા ડહાપણ ભરેલી કેળવણી છે, તે જ પ્રમાણે જગતનુ રાજ્ય નીતિએ ચલાવવામા ઉત્તમોત્તમ ઉદારતા પ્રાપ્ત કરવાનો પુરતો અવકાશ રહે અને તે સાથે દોષ તથા વિમાર્ગગમન ઉપર ધરતા કાબુ રહે એવી ઘટના હોવાની આપણે આશા રાખીએ છીએ

"દુનિયાની ઘટનાની કિંમત કરવામા બીજી એક સાવચેતી એ ધ્યાનમા રાખવાની છે - એ વ્યવસ્થા એક સ્થિતિમા સ્થિર રહેતી નથી એક વાર વ્યવસ્થા સંપૂર્ણ થઇ ગઇ અને પછી સદૈવ તેવી જ રહેવાની એમ નથી પણ તે હમેશ સુધરતી જ જાય છે, તેની ઘટનાના બધા અવયવો ગતિવાળા રહે છે અને અસખ્ય પ્રકારે નવા નવા પરિણામ ઉત્પન્ન કરે છે એ વ્યવસ્થા વધતી કિંમતવાળી સ્થિતિઓની પરંપરા દર્શાવે છે અને તેમાની એક સ્થિતિ પકડી લઇ એમ કહેવુ - એ દુનિયાની ઘટનાનુ આનાથી ખરેખરુ નિરૂપણ થાય છે એ ભૂલ્યા જેવી છે કારણ કે જેનુ **સાધન** તરીકે જ મુખ્ય મૂલ્ય છે તેને એ રીતે **સિદ્ધિ** ગણવાની ભૂલ થાય છે વિશ્વના આ ભાગમા એક વખતે ફક્ત અગ્નિનુ ધુમતુ વાદળુ હતુ એમ આપણને કહેવામા આવે છે તે વખતે આકાશમા પસાર થતા કોઈ બુદ્ધિમાન્ નિરીક્ષક તે જોયુ હોત તો એ શુ છે તે એને સમજાત જ નહિ અને તેને એમ લાગત કે જેણે એ વાદળુ અહીં મુક્યુ હશે તેને જીવતા પ્રાણીઓ ગમતા નહિ હોય, અને પોતાનો પ્રદેશ એવો ઉષ્ણ કરવો કે તેમા

જીવતા પ્રાણીઓ રહી શકે જ નહિ એવો તેનો સંકલ્પ તે નિરીક્ષકને જણાત. પણ આજે એ નિરીક્ષક પાછો આવે તો એ જ પ્રદેશમા વસ્તિથી ઉભરાઈ જતા ગોળા તેને માલમ પડે. ઝાડની કિંમત તે પર ચતા બી પરથી નહિ પણ સો વર્ષમા બની જતા જંગલ ઉપરથી કરવી જોઇએ. અને એ રીતે, આપણી દુનિયામા વિવિધ સંબંધોની જે ઘટના નજરે પડે છે તેનુ મુખ્ય જાણવા માટે કયા લક્ષ્ય હેતુ તરફ તેનુ વલણ છે તે મુખ્યત્વે કરી જોવું જોઇએ, અને અમુક ક્ષણે તેની કેવી સ્થિતિ છે તે પર મુખ્ય દૃષ્ટિ કરવી જોઇએ નહિં એ લક્ષ્ય હેતુથી દુનિયાની ખરી ભાવના માલમ પડે છે, અને ચૈતન્યવાન્ ઉત્પન્ન કર્તાનો અર્થ સમજાય છે વિદ્યમાન સ્થિતિમા જે અપૂર્ણતા છે તે માત્ર આગળના ઉત્કર્ષના આધારનુ સ્થાન હોય અને તે ઉપર ટેકો મુકી આગળ પગલુ ભવિષ્ય તરફ ભરવામા આવે ત્યારે તે નીચે પડી જાય, તેમ હોય એમ બને. જીવનમા ખામીઓ અને અનિષ્ટો છે તે ટીકાને પાત્ર નથી એમ હુ કહેતો નથી. ફક્ત જ્યા તે ક્ષણિક અને સાધનભૂત હોય ત્યા તે જે હેતુને પુષ્ટ કરતા હોય તેની સરખામણીમા તેમની કિંમત કરવી જોઇએ, અને જે સિદ્ધિ માટે એ સાધનો વપરાય છે તે સિદ્ધિ એવી યોગ્ય નથી એમ બતાવવામા આવે ત્યા સુધી દોષ કઢાડવો જોઇએ નહિ." ( એ સ્ટડી ઓફ રિલિજ્યન, ભાગ ૨, પ્રકરણ ૩, પૃ ૫૪–૫૫ ) અહીં ડાક્ટર માર્ટિનોના કહેવાનું તાત્પર્ય એ છે કે સૃષ્ટિ અપાર છે અને બધી રીતે ગમ્ય નથી. આત્માનુ જીવન પણ મૃત્યુથી અટકતુ નથી. મનુષ્યની જીંદગાનીનો આપણને જેટલો અનુભવ છે તેનાથી સૃષ્ટિના નિયમોનો સત્ય નિર્ણય થઈ શકતો નથી. પરતુ એક મનુષ્યનું જીવન અલ્પ છતા એવા ઘણા મનુષ્યોના જીવન ઘણા કાળ સુધી નોધાયા જાય છે, તેથી તેમા અનીતિનું ઉતરતાપણુ છે કે નહિ એ પ્રશ્ન અકારણ નથી. અનીતિનો સંભવ દૂર થઇ શકતો નથી, પણ તેની હદ એવી હોવી જોઇએ કે નીતિથી નિયમિત થયેલી સૃષ્ટિનું સમતોલન નષ્ટ ન થાય,

સ્પષ્ટ અનીતિથી ભરેલી ( immoral ) ન માલમ પડે એટલું જ નહિ પણ નીતિના ધોરણ વગરની ( un-moral ) પણ માલમ ન પડે એવી અનીતિના સંભવની મર્યાદા હોવી જોઈએ.

નીતિમય શાસન વિશે વિચાર કરતાં બીજી એક મર્યાદા ધ્યાનમાં રાખવાની છે તે એ છે કે દુનિયા સામાન્ય સાર્વત્રિક નિયમો વડે ચાલે છે. સૃષ્ટિ જે નિયમોને વશ છે તે સર્વકાલ સરખી રીતે પ્રવૃત્તિ કરે છે અને તેમાં વખતો વખત અથવા અકસ્માત્ ફેરફાર થતો નથી. નીતિના નિયમો યોજનારે જ આખી સૃષ્ટિના જડ-ચૈતન્ય પદાર્થોના નિયમો યોજ્યા છે, બધા નિયમોના ભાવી પરિણામો લક્ષમાં રાખી સૃષ્ટિ રચાઇ છે. તેથી નીતિના વિજય માટે-પુણ્યના ફળ માટે અથવા અનીતિના પરાભવ માટે-પાપની શિક્ષા માટે સૃષ્ટિના નિયમોનો ભંગ થતો નથી અને થવો જોઇએ પણ નહિ. અર્થાત્ સૃષ્ટિના નિયમો ઉપરાંત અને નિયમોથી અન્ય ચમત્કારો ( miracles ) થતા નથી. નીતિમાનને લાભ કરવા અથવા હાનિથી બચાવવા એકાએક નિયમો તોડવા પડતા હોય અથવા અનીતિને લાભ થતો અટકાવવા કે શિક્ષા કરવા એકાએક નિયમો તોડવા પડતા હોય તો નિયમો ઘડતી વખતે-સૃષ્ટિ રચતી વખતે એટલી ખામી રહી ગયેલી, એટલું વિચારમાં લેવું રહી ગયેલું, એટલા માટે ઘટના કર્યા વિના નિયમો ભૂલમાં રચાઇ ગયેલા, એમ અયુક્ત અનુમાન થાય. આ સંબંધમાં એક ઈંગ્રેજ લેખક કહે છે, કે " કુદરતના સામાન્ય નિયમોનો ભંગ થઇ ઇશ્વરની દિવ્ય શક્તિના આવિર્ભાવરૂપ ચમત્કારો થાય એ આ રીતે અસંભવિત માલમ પડે છે-(૧) કારણ કે, ઈશ્વર હાજર છે એમ બતાવવામાં એ કાંઈ કામમાં આવે તેમ નથી, નિયમાનુસાર ઇશ્વરની શક્તિનો વ્યાપાર ચાલ્યો જાય છે એથી ઇશ્વરની હાજરી માલમ પડે છે જ, (૨) કારણ કે, કોઇ પણ બનાવ સર્વ નિયમથી અતિક્રાન્ત છે એમ સાબીત કરવું એ અશક્ય છે; ( ૩ ) કારણ કે, એકંદર રીતે માનવ અનુભવ

એમ દર્શાવે છે કે ઇશ્વર પોતાની મૂળ યોજનાને જ વળગી રહે છે; (૪) કારણ કે, ઇશ્વરના નિયમો બધા બનાવો માટે પર્યાપ્ત છે એ ધારણા મુકી દેવાથી ઇશ્વરના ડહાપણ માટેનો આપણો વિચાર ઉતરી જાય છે." (ઓરિજિન્સ એન્ડ પ્રિન્સિપલ્સ ઓફ રિલિજ્યન, કર્તા જોન રાઇટ. પ્રકરણ ૭–ચમત્કારો. પૃષ્ટ ૧૦૪) સૃષ્ટિકર્તાના ચમત્કારો સૃષ્ટિની વિશાળ યોજનામાં, મહાન અને દૂરગામી નિયમોમા, ભવ્ય અને સુન્દર બનાવોમા અને પ્રાણીઓને આપેલી અદ્‌ભુત શક્તિઓમા રહેલા છે, એ સર્વ ચમત્કારપૂર્ણ જ છે, અને તેના તરફ સાનંદ આશ્ચર્યવૃત્તિ થવા માટે નિયમોના ભંગરૂપ ચમત્કારની કાંઇ પણ આવશ્યકતા નથી. ધર્મના વિષયમા ન ઉતરતાં, પ્રસ્તુત ચર્ચા સંબંધે એટલું જ લક્ષમાં રાખવાનું છે કે નીતિના શાસન માટે એવા નિયમભંગોની એવા ચમત્કારોની આવશ્યકતા નથી. હમેશના નિયમો નીતિનિયમનુ શાસન જાળવવાને બસ છે તે આગળ જતા જોઇશું. વળી તેની સાથે એ પણ ધ્યાનમા રાખવાનુ છે કે હમેશના નિયમોની પ્રવૃત્તિ થતી રહેશે એમ ધારીને જ મનુષ્યો નીતિને માર્ગે ગતિ કરે છે. સત્ય બોલવાથી એકાએક હાથમાના કણનો ધનભંડાર થઇ જશે એમ મનુષ્યો આશા રાખતા નથી. અસત્ય બોલવાની કે બીજું દુરાચરણ કરવાની ના પાડનાર સત્ય અને નીતિ ખાતર પ્રાણ ખોવા તૈયાર થાય છે ત્યારે એમ આશા રાખતો નથી કે આ માટે તેનો વધ કરવાની તરવાર એકાએક પોચી થઇ જશે અથવા તેનો હાથ એકાએક જડ થઇ જશે અને આખરે પ્રાણ ખોવો નહિ પડે, આવી આશાઓ રાખી નીતિ પળાતી હોય તો નીતિની કિંમત જ ન હોય, નીતિમા કાંઇ ઉચ્ચતા કે ઉદારતાજ ન હોય. નીતિ તે માત્ર ફાયદો મેળવવાની યુક્તિ બની જાય અથવા હુમલો કરનારને ડરાવવાનો ઢોંગ થઇ પડે. આ રીતે, સીના સરખાં પુણ્યશાળી પવિત્ર મનુષ્યો અગ્નિમાથી વગર દાઝે પસાર થઇ શકે એ શક્યતા નીતિનિયમની સત્તા માટે આવશ્યક

નથી. જુના કાળમાં ન્યાય કરવામાં trial by ordeal થી પારખું જોવામા આવતું, તપાવેલું લોખંડ હાથમાં લઇ દાઝે નહિ તેની વાત સાચી ઠરાવવી એવું ધોરણ બાંધવામાં આવતું, એ પણ નીતિનિયમની પ્રવૃત્તિ સંબંધમાં ભૂલભરેલો વિચાર હતો. જડ પદાર્થોના નિયમો પોતાની ઘટના પ્રમાણે ચાલે છે, જડ પદાર્થો કે તેમના ધર્મો નીતિ અનીતિનો ભેદ જોઈ શકતા નથી, તે ભેદ જોઇ જડ પદાર્થોના નિયમો પોતાને એકાએક બદલી શકતા નથી અને સૃષ્ટિનો નિયંતા તે બદલવા વચ્ચે પડતો નથી. દુનિયા જેવી છે તેવી દુનિયામાં રહી નીતિ પાળવામા માણુસની પરીક્ષા છે, માણુસની ઉન્નતિ છે. ધર્મ અને નીતિ માટે જુલમીને હાથે પ્રાણત્યાગ કરવામા ધર્મ અને નીતિનો વિજય છે. પ્રહ્લાદ પેઠે ધાર્મિક જનોને તપાવેલા સ્તંભ દઝાડતા ન હોય તો ધર્મ અને નીતિ બહુ સહેલા થઈ જાય. પ્રહ્લાદ સરખી શ્રદ્ધા અને ધાર્મિકતા વગરના માણસો પણ એમ બચી જવાની આશાથી તપાવેલા સ્તંભને વળગવા તૈયાર થઈ જાય. સૃષ્ટિના નિયમોની સાર્વત્રિક અશિથિલતા જ નીતિના વિજયને અવકાશ આપે છે.

આને લગતો એક બીજો પ્રશ્ન એ છે કે સૃષ્ટિના નિયમોનો ભંગ થયા વિના, નિયમોના હમેશના પરિણામ અટક્યા વિના, નીતિનું શાસન કાંઈ એવે પ્રકારે થાય છે કે કેમ કે જેથી નીતિમાન્ મનુષ્ય વહેલો મોડો લાભદાયક નિયમોની પ્રવૃત્તિમા આવી જાય અને અનીતિમાન મનુષ્ય હાનિકારક નિયમોની પ્રવૃત્તિમા આવી જાય? પદાર્થો જડ છતા અને નીતિ-અનીતિ કરનાર મનુષ્ય ચૈતન્યવાન્ છતાં નીતિનિયંતા એવી ઘટના કરે છે કે કેમ કે જેથી નીતિએ ચાલનારને જડ પદાર્થોના નિયમાનુસાર તત્કાળ કે મોડા પણ ખુલ્લી રીતે સારા ફળ મળે અને અનીતિએ ચલાવનારને એવા જ ખોટા ફળ મળે? કેટલીક વખત આમા જ દુનિયાનું નીતિમય શાસન માનવામા આવે છે તેથી આ પ્રશ્ન કંઈક સૂક્ષ્મ વિવેચનને યોગ્ય છે.

વાસ્તવિક સ્થિતિ તો એ નજરે પડે છે કે સૃષ્ટિના નિયમો સર્વ

માટે સરખા છે, પાણીથી નીતિમાનની અને અનીતિમાનની તરસ સરખી રીતે છીપે છે વરસાદ સરખી રીતે બધાના ખેતરોમા પડે છે, અનીતિમાનની ખેતર આગળ આવતા અટકી જતો નથી અને નીતિમાનના ખેતર આગળ આવી કાંઈ વિશેષ અનુકૂળતાથી વરસતો નથી દુષ્કાળમા નતિમાનના ખેતરો માટે ખાસ વરસાદ પડતો નથી અગ્નિ બધાનું કાર્ય સરખી રીતે કરે છે અને બધાને સરખી રીતે દઝાડે છે અનીતિમાન્ વેપારીના વહાણ ખાસ કરી ડુબી જાય, અગર તેના પર એકાએક વીજળી પડે, તેનો અનીતિએ મેળવેલો પૈસો ચોરો લુટી જાય, અનીતિના પૈસાથી તેણે બાધેલુ ઘર બળી જાય, એમ હમેશ બને અને નીતિમાનને એવી કાંઈ પણ આફત કદિ પડે નહિં, એમ હોતુ નથી પરતુ નીતિમય શાસનની એવી કલ્પના કેટલીક વાર કરવામા આવેલી છે એ કબુલ કરવુ જોઇએ કુરાનમા કહ્યુ છે કે "વહાણમા બેસનારાના દુષ્કૃત્ય માટે ઇશ્વર તેમના વહાણ ભાગે છે (સૂરા ૪૨, ૧૯) "એમને પાપે હોડી ડુબે" એ આપણી કહેવતમા 'પાપ" શબ્દથી અધર્મ તથા અનીતિનો અર્થ ઉદ્દિષ્ટ જણાય છે, "હોડીને તરાવવામા કરેલુ વિઘ્ન" એવો અર્થ ઉદ્દિષ્ટ જણાતો નથી નીતિનુ શાસન એમા બહુ વિસ્તારી કરી નાખેલુ જણાય છે પાપ ન કરનારા પણ જો ડુબતા હોય તો ડુબવામા નીતિનુ શાસન રહેતું નથી પાપીનો સગ કરવા બદલ તેમને એ શિક્ષા હોય તોપણ હોડીના બધા ઉતારૂઓએ જાણી જોઈ પાપીનો એ સંગ કર્યો અને સાથે બેઠા એટલે શિક્ષાયોગ્ય સંગ કર્યો—એમ માનવુ પડશે પરતુ એક કહેવત ઉપર એટલો બધો ભાર મુકવો એ યોગ્ય નથી સામાન્ય નિયમોથી બનતા અસાધારણ બનાવોમા નીતિનુ શાસન માનવામા આવે છે એના ઉદાહરણ માટે એ કહેવત વાપરીશુ તો બસ છે યાહુદી પ્રજાનો ઇતિહાસ જુના કરાર (Old Testament) મા આપ્યો છે તેમા પણ એવુ શાસન માનવામા આવ્યુ છે મૃત્યુ પછીનુ શાસન ધર્મના વિષયને લગતું છે પણ મૃત્યુ

પહેલાંની આ ઝંદગાનીમાં માનેલું એ શાસન પ્રસ્તુત વિષયમાં ખાસ લક્ષમાં લેવા યોગ્ય છે. ઇનામ કરતાં સજા તરીકે એ શાસન પર વધારે ભાર મુકવામાં આવેલો છે. મનુસ્મૃતિમાં કહ્યું છે,

अधार्मिको नरो यो हि यस्य चाप्यनृतं धनम् ।
हिंसारतश्च यो नित्यं नेहासौ सुखमेधते ॥
न सीदन्नपि धर्मेण मनोऽधर्मे निवेशयेत् ।
अधार्मिकाणां पापानामाशु पश्यन्विपर्ययम् ॥
नाधर्मश्चरितो लोके सद्यः फलति गौरिव ।
शनैरावर्तमानस्तु कर्तुर्मूलानि कृन्तति ॥
यदि नात्मनि पुत्रेषु न चेत्पुत्रेषु नप्तृषु ।
नत्वेव तु कृतोऽधर्मः कर्तुर्भवति निष्फलः ॥
अधर्मेणैधते तावत्ततो भद्राणि पश्यति ।
ततः सपत्नाञ्जयति समूलस्तु विनश्यति ॥

मनुस्मृति. अध्याय ४, श्लोक १७०-१७४

અર્થ: "જે નર અધાર્મિક છે, જેનુ જુઠાણુવાળુ (જુઠું બોલી મેળવેલું) ધન છે, જે નિત્ય (પારકાની) હિંસા કર્યા કરે છે તે આ લોકમા સુખ પામતો નથી.

"ધર્મનું આચરણ કરતા છતા જે દુઃખી થતો હોય તેણે અધાર્મિક પાપીઓની તરત પાયમાલી થાય છે એ જોઇને અધર્મ કરવા તરફ મન લગાડવું નહિ.

"પૃથ્વી તરત ફળે છે તેમ લોકમા કરેલો અધર્મ તરત ફળતો નથી, પણ ધીમે ધીમે પાછો આવીને અધર્મ કરનારના મૂળ કાપી નાખે છે.

"અધર્મ જો કર્તાને પોતાને નહિ તો તેના પુત્રોને ફળ આપે છે, તેના પુત્રોને નહિ તો પૌત્રોને ફળ આપે છે; પરંતુ અધર્મ કરેલો કર્તાને ફળ આપ્યા વગર રહેતો નથી.

"તે વખતે તો અધર્મથી (કદાચ) તે વૃદ્ધિ પામે છે, તેથી સુખ પામે છે, પોતાના શત્રુઓને જીતે છે, પરંતુ (છેવટે) તે સમૂળગો નાશ પામે છે."

અહીં આ જીદગાનીમા જ–મૃત્યુ પછી પરલોકમા કે બીજા જન્મમા નહિ–થતી અધર્મની શિક્ષા વિશે કહ્યુ છે અને તે તરત થાય છે કે કાલક્રમે થાય છે પણ થાય છે જરૂર એમ આગ્રહ કર્યો છે. કાલક્રમે થતી શિક્ષા એક બીજા સ્વરૂપની છે તે વિશે આગળ વિવેચન કરીશુ. પણ અહીં કહેલો વિનાશ તાત્કાલિક કે વિલબિત એક સરખા પ્રકારનો જ છે 'અધર્મ' શબ્દ અહીં 'અનીતિ'ના અર્થમા જ વપરાયો છે કેમકે મનુએ ધર્મની વ્યાખ્યા એવી કરી છે કે

धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः ।
धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम ॥

मनुस्मृति. अ. ६, श्लोक ९२.

અર્થ:—"ધૃતિ, ક્ષમા, દમ, ચોરી ન કરવી, પવિત્રતા, ઇન્દ્રિયનિગ્રહ, વિજ્ઞાન, વિદ્યા, સત્ય અને અક્રોધ દસ ધર્મના લક્ષણ છે." અર્થાત્ 'ધર્મ' થી 'નીતિ' ઉદ્દિષ્ટ કરી છે.

ન્યાયાધીશ આગળ જુઠી સાક્ષી આપનારને બહુ ભારે શિક્ષા થતી મનુએ દર્શાવી છે

नग्नो मुण्डः कपालेन भिक्षार्थी क्षुत्पिपासितः ।
अन्धः शत्रुकुलं गच्छेद्यः साक्ष्यमनृतं वदेत् ॥

मनुस्मृति. अ. ८, श्लोक ९३.

અર્થ—"જે જુઠી સાક્ષી આપે છે તે નાગો, મુંડેલો,

(હાથમા) ખપ્પર લઇ ભીખ માગતો, ભુખ્યો તરસ્યો (અને) આધળો થઇ વતુને ઘેર જાય છે "

આ શિક્ષા આ જીવનમા કે બીજા જન્મમા થાય છે તે સ્પષ્ટ નથી પણ આ જીવન ઉદ્દિષ્ટ જણાય છે પરતુ એક બીજુ વચન વધારે સ્પષ્ટ છે

यस्य दृश्येत सप्ताहादुक्तवाक्यस्य साक्षिणः ।
रोगोऽग्निर्ज्ञातिमरणमृणं दाप्यो दमं च सः ॥

मनुस्मृति॰ अ. ८, श्लोक १०८.

અર્થ—"(કરજ બાબત) સાક્ષી પુર્યા પછી સાત દિવસની અંદર સાક્ષીને રોગ, અગ્નિ કે સગાના મરણની પીડા થાય તો દેવાની રકમ (કરજદાર પાસેથી લેણદારને) અપાવવી અને સાક્ષીને દડ કરવો '

અહીં જુઠી સાહેદી આપવાની શિક્ષા રોગ અગ્નિ કે સગાના મરણરૂપે આ જીવનમા જ તરત થતી કહી છે

ત્યારે પ્રશ્ન એ છે કે આ પ્રમાણે નીતિનિયમના ઉલ્લઘનના પરિણામ ઉદ્દભવે છે કે નહિ અનીતિમય કૃત્યના એવા પરિણામ નિરકતા હમેશ નજરે પડતા નથી એ ઉપરના મનુના વચનોમા ગર્ભિત રહેલુ છે અને તે જ માટે તે આગ્રહ કરે છે કે ગઇ કાળે અને એક પેઢીએ નહિ તો બીજી પેઢીએ પણ એ ફળ ઉગી નિકળ્યા વગર રહેશે નહિ, અને તે મરણથી નીતિથી મકટ ભોગવતા નીતિમાન્ જનોને તે ચેતવણી આપે છે કે અનીતિ કરતા છતા કઇ બચી જશે એમ ધારવુ નહિ નીતિનિયમનો વ્યાપાર કેવે પ્રકારે થાય છે એ વિમર્શનમા પ્રથમ એ જોવુ જોઇએ કે એ વ્યાપાર વાસ્તવિક રીતે કોનાથી થાય છે સૃષ્ટિના કર્તાએ નિયમોના વ્યાપાર પદાર્થોને તથા પ્રાણીઓને સોપેલા છે પદાર્થોને અને પશુઓને સ્થૂલ (physical) નિયમો સોપેલા છે અને મનુષ્યોને સ્થૂલ તથા નીતિમય (moral) નિયમો

સોંપેલા છે. અલબત્ત, આ સર્વ માત્ર નૈમિત્તિક કર્તાઓ (agents) છે અને નિયમોના તાત્કાલિક પરિણામ ઉત્પન્ન કરવા એટલું જ તેમનું કાર્ય છે એ સર્વ પરિણામો કાલાન્તરે એકત્ર થઈ અમુક લક્ષ્ય તરફ સૃષ્ટિની ગતિ બધાય એ નિયંત્રણ એ નિયમો સ્થાપનાર તથા નૈમિત્તિક કર્તાઓને ક્રિયાઓ સોંપનાર નિયંતા કરે છે પરંતુ, નૈમિત્તિક કર્તાઓની ક્રિયાઓ ઉપરાંત નિયંતા પોતે કાંઇ ક્રિયાઓ કરે છે? દાક્તર માર્ટિનો કહે છે કે "સ્થૂલતા અને નીતિની ક્રિયાઓ ઉપરાંત,–કુદરતની રંગભૂમિ અને મનુષ્યના જીવન ઉપરાંત, નિયંતા 'third factor (ત્રીજા ક્રિયા કરનાર) તરીકે વચ્ચે પડે છે એમ કહી શકાય નહિ, કેમકે કુદરત અને મનુષ્ય એ બે નૈમિત્તિક કારણો–એક બાહ્ય અને એક આન્તર એમ બે કારણો-થી કારણના પ્રવાસ થઇ રહે છે, અને એ સિવાયના કારણનો અવકાશ રહેતો નથી ("the two groups constitute a pair logically exhaustive, and absolutely close their ranks against any new partner on the field") વળી, જે બનાવો આપણે જોઇએ છીએ અને જે અનુભવીએ છીએ તે ઉપરાંત ઈશ્વરનું બીજું કોઇ પાત્ર નથી તેની ક્રિયાઓ કુદરત અને મનુષ્યમાં મુકેલા નિયમો દ્વારા જ થાય છે કુદરત કરતાં તે વધારે છે પણ કુદરત તેની અંદર આવી રહેલી છે તેનું જીવન્ત જાગ્રત સત્ત્વ મનુષ્યના આત્મામાં આપણે જોઇએ છીએ તેથી, કુદરત અને મનુષ્યવડે સર્વ બનાવો થાય છે એમ ઠરાવવામાં સર્વોપરિ હસ્ત પાસેથી આપણે કાંઈ છીનવી લેતા નથી પણ સર્વ વગર શરતે તેને સોંપેલું રાખીએ છીએ તેના કર્તૃત્વથી થયેલા નિયમોમાં એકધારી અશિથિલતા (unbending uniformity) છે" (સીટ ઓફ ઓથોરિટિ ઇન રીલીજીયન, ભાગ ૧, પ્રકરણ ૨, ગોડ ઇન હિસ્ટરી) આ કારણથી God in Nature અને God in History ("કુદરતમાં રહેલો ઇશ્વર" અને "ઇતિહાસમાં રહેલો ઇશ્વર")

એવાં બે પ્રકરણ દા. માર્ટિનોએ આ વિષયનાં પાડયા છે. આ પ્રમાણે માલુમ પડે છે કે નિયમોનો વ્યાપાર પદાર્થો અને મનુષ્યોને સોંપેલા ધર્મો દ્વારા જ થાય છે. અલબત્ત, પદાર્થોમા અને મનુષ્યોમાં કણે કણમા પ્રત્યેક ક્ષણે નિયંતાની શક્તિ વિદ્યમાન છે, નિયંતા પોતાના એ સાધનોમા ઓતપ્રોત છે, એ સાધનો નિયંતાથી કદી શૂન્ય નથી હોતા. પરંતુ નિયંતાએ તે સર્વમા જે ગતિઓ, ધર્મો અને વળણો મુકેલા છે તેમને તે નવા નવા પ્રસંગોએ ફરી ફરી ગોઠવતો નથી, તે સર્વેને પ્રથમથી ગોઠવી મુકેલા છે અને નિયમો આપેલા છે તે પ્રમાણે ઘટના ચાલે છે. પાપી વહાણમા બેઠો હોય તે વખતે વાદળાંઓને અને વાયુને ચાલતા નિયમવ્યાપારમાથી ખસેડી તોફાનની સામગ્રી માટે ખાસ ખેચી આણવામા આવે છે અને તે વહાણને માટે જ સંકટ ઉભુ કરવામા આવે છે એમ બનતુ નથી. એવો સૃષ્ટિક્રમ જ નથી. ગીતામા કહ્યુ છે તેમ

**गामाविश्य च भूतानि धारयाम्यहमोजसा ।**
**पुष्णामि चौषधीः सर्वाः सोमो भूत्वा रसात्मकः ॥**

**अध्याय १५, श्लोक १३.**

અર્થઃ—' હુ (ઇશ્વર) પોતાના બળવડે પૃથ્વીમા પ્રવેશ કરીને સર્વ ભૂતોને ધારણ કરૂ છુ, અને રસસ્વભાવવાળો સોમ થઇને સર્વ વનસ્પતિયોનુ પોષણ કરૂ છુ '

નિયંતા પૃથ્વી ઉપરના પ્રાણીઓને તથા પદાર્થોને બારોબાર હાથ લંબાવી ઝાલી રાખતો નથી. પણ પૃથ્વીમા પોતાની શક્તિનો પ્રવેશ કરાવી તે શક્તિ તેમને આપી તેમને ધારણ કરે છે, વનસ્પતિયોમા નિયંતા બારોબાર રસ રેડતો નથી, રસનું પાત્ર લઇ દરેક છોડ આ-ગળ જઇ તેને રસપાન કરાવતો નથી. પણ ચન્દ્રમાને રસનિધાન બનાવી તે ચન્દ્રમાના કિરણોથી વનસ્પતિઓને રસપોષણ હમેશા મળ્યું જાય એવી ગોઠવણ તેણે કરેલી છે. નીતિપોષણની પણ એવી જ

ગોઠવણ છે. નીતિનિયમ મનુષ્યના આત્મામાં સ્થપાયેલો છે અને તેના અવલંબન તથા ઉલ્લંઘનના પરિણામ વડે નીતિશાસન થયું જાય એવા ધર્મ કુદરતમા તથા મનુષ્યમા મુકાયેલા છે. નીતિના અવલંબન કે ઉલ્લંઘનનાં ફળ આપવા માટે તે કાર્યને પ્રસંગે નિયંતા તરફથી જગતની રંગભૂમિના પડદાને કે પાત્રોને ખાસ નવા ગોઠવવામાં આવતા નથી, ઇનામ આપવા કે સજા કરવા પદાર્થોને કે મનુષ્યોને તે વખતે નવાવિધાન (*dispensation*) થી ખેચી આણવામાં આવતા નથી, પણ એ ફળો, એ ઇનામ અને એ સજા વખત આવે એની મેળે યથાયોગ્ય થયા જાય એવું જગતના નિયમોમા પ્રથમથી જ વળણ આપી મુકેલુ છે, અને તેને લીધે જ નીતિનું રાજ્ય અખંડિત ચાલ્યુ જાય છે.

પરંતુ હજી એક મર્યાદાનો વિષય રહે છે. સૃષ્ટિના નિયમોમાં રહેલુ આ નીતિમય શાસન હમેશ માણસોથી જોઈ શકાય છે ?

"The curse of the Lord is in the house of the wicked; but he blesseth the habitation of the just." Proverbs III, 33.

"For the ways of man are before the eyes of the Lord, and he pondereth all his goings.

"His own inquities shall take the wicked himself and he shall be holden in the cords of his own sins." Proverbs V, 21, 22.

"The hope of the righteous shall be gladness, but the expectation of the wicked shall perish.

"The way of the Lord is strength to the upright but destruction shall be to the workers of iniquity." Proverbs X, 28, 29.

"For evil doers shall be cut off, but those that wait upon the Lord, they shall inherit the earth." Psalms XXXVII, Q.

અર્થ "દુષ્ટના ગૃહમા પ્રભુનો શાપ છે, પણ ન્યાયીના નિવાસને તે આશીર્વાદ દે છે"

"કારણ કે માણસના રસ્તા પ્રભુની આખો આગળ છે, અને તેની બધી ગતિઓ ઉપર તે ચિત્ત દે છે

"દુષ્ટને પોતાને તેની પોતાની જ અનીતિઓ ઝાલશે અને પોતાના જ પાપના દોરડામા તે પકડાશે"

"નીતિમાનની આશા તે આનન્દ રહેશે પણ દુષ્ટની આશા નાશ પામશે

"પ્રભુનો માર્ગ તે નીતિમાનનુ બળ છે, પણ અનીતિ કરનારને નાશ પ્રાપ્ત થશે"

"કારણ કે દુષ્કૃત્ય કરનારાઓ કપાઈ જશે, પણ જેઓ પ્રભુને શરણે રહે છે તેમને પૃથ્વીનો વારસો મળશે '

બાઈબલના ઓલ્ડ ટેસ્ટમેન્ટમાના આ વચનોમા કહેલુ આ શાસન જે બીજા ધર્મોના ગ્રન્થોમા પણ કહેલુ છે—નીતિમાનને મળતો આ આશીર્વાદ અને અનીતિમાનને મળતો આ શાપ મનુષ્યો સ્પષ્ટ રીતે જોઈ શકે છે? મિલ્ટને અચળ શ્રદ્ધાથી કહ્યુ છે કે "Just are the ways of God and justifiable to man ' (Samson Agonistes) "ઈશ્વરના માર્ગ ન્યાય ભરેલા છે અને મનુષ્યને તેનો ન્યાય દર્શાવી શકાય તેમ છે,' અર્થાત્ ઇશ્વરનું શાસન સદૈવ નીતિમય છે એટલુ જ નહિ પણ તેની નીતિમયતા—તેનો ન્યાય મનુષ્યબુદ્ધિ આગળ પણ સ્પષ્ટ થઈ શકે તેમ છે, વાસ્તવિક રીતે એ શાસન ન્યાયમય છતા મનુષ્યથી તેનો ન્યાય પૂરેપૂરો સમજી ન શકાય એમ નથી જો હકીકત એમ હોય તો આ દુનિયામા

મનુષ્યોને જે સુખ દુઃખ થતાં જોવામાં આવે છે તે તેમની નીતિ —અનીતિ પ્રમાણે કેમ હોતાં નથી ? નીતિમાન્ હમેશ દુનિયામાં સુખી અને અનીતિમાન્ હમેશ દુનિયામાં દુઃખી એમ કેમ જોવામાં આવતું નથી ? આ પ્રશ્નનો ઉત્તર દેતાં એ લક્ષમાં રાખવું જોઇએ કે નીતિનું ફળ તે આ દુનિયામાંનાં એકાન્ત સુખ અને અનીતિનું ફળ તે આ દુનિયામાંનાં એકાન્ત દુઃખ એવો કોઈ સાર્વત્રિક સિદ્ધાન્ત નીતિનિયમમાં નથી. દુનિયાનાં સુખ દુઃખ જે જે અનેક કારણોથી ઉત્પન્ન થાય છે તે બધાંનો નીતિનિયમમાં સમાવેશ થતો નથી. પરંતુ એ સર્વ કારણોનો અને નીતિનિયમનો નિયંતા–યોજનાર એક છે. તેથી સુખદુઃખની વહેંચણી નીતિનિયમને પુષ્ટિ કરનાર કેમ હોવી જોઇએ નહિ એ પ્રશ્ન અપ્રસ્તુત નથી. દુનિયામાં દુઃખ જ શા માટે છે, દુઃખનો સમૂળગો અભાવ જ કેમ નથી, એવો પણ પ્રશ્ન પુછવામાં આવે છે, પણ તેને આજના વિષય સાથે પ્રત્યક્ષ સંબંધ નથી અને તેમાં ઉતરીશું નહિ. પરંતુ એમાંના એક વિષય-વિભાગ તરફ દૃષ્ટિ કરીશું તો બસ થશે. કેટલાંક દુઃખ મનુષ્યની ભૂલથી ઉત્પન્ન થાય છે અને કેટલાંક મનુષ્યની ભૂલ વિના ઉત્પન્ન થાય છે. જે દુઃખો મનુષ્યોની ભૂલથી ઉત્પન્ન થાય છે તે મનુષ્યે ખમવાંજ જોઇએ એમ એકદમ સ્વીકારવું પડશે. શરીરના આરોગ્યના નિયમોની બેદરકારી, સાર્વજનિક સ્વચ્છતાના નિયમોની અવગણના, ઉડાઉપણું, દ્રવ્યોપાર્જનના નિયમોમાં અને વેપારમાં કરેલી ભૂલો, એ સર્વનાં પરિણામ મનુષ્યે ભોગવવા જ જોઈએ, એ સર્વ નિયમવ્યાપાર પણ વિશ્વનિયંતાની સૃષ્ટિના છે; અને નીતિમાન મનુષ્ય પણ એ નિયમો વિરુદ્ધ અપરાધ કરે તો તે શામાટે દુઃખ ભોગવે નહિ તેનું કારણ નથી. મનુષ્ય દુનિયામાં સુખી થાય એ માટે તેને સાધનો મળેલાં છે, એ માટે તેને બુદ્ધિ મળેલી છે, તો તેનો ઉપયોગ કરવો એ તેની ફરજ છે. સાચું બોલનાર મનુષ્ય પણ શરીરની તન્દુરસ્તી સંભાળે નહિ, ચેપી રોગોથી દૂર રહેવાના નિયમો પાળે નહિ, અગર

વેપારમાં ખોટના ધંધા કરે, તો તેને નુકસાન થવું જ જોઈએ એ પણ નિયંતાના નિયમો જ છે, અને તેનો અનાદર તેની શિક્ષાને પાત્ર છે. નીતિના અનુસરણથી એ શિક્ષા માફ થાય એવી વ્યવસ્થા નથી, અને હોવી પણ ન જોઇએ, કેમકે, તેમ હોય તો સુખપ્રાપ્તિના જે સાધનો સરજાયેલા છે તે તરફ પ્રવૃત્તિ નહિ થવાની અને સાવધાની નહિં રહેવાની, અને એ નિયમવ્યવસ્થા વ્યર્થ જ જવાની. એ નિયમવ્યવસ્થા વિરુદ્ધના અપરાધ જાણી જોઈ કરેલા હોય કે અજાણતા થયેલા હોય તો પણ તેના પરિણામ તે વ્યવસ્થાને આધારે થવા જોઈએ કારણ કે નિયમોનો વ્યાપાર એકધારો એક સરખો અને સાર્વત્રિક હોવો જોઇએ, અને તેમ ન હોય તો સૃષ્ટિ ચાલી શકે નહિં અને મનુષ્યે શી રીતે વર્તવુ તેના ઉપાય તે યોજી શકે નહિ. અગ્નિમાં દાહક શક્તિ હમેશની કાયમ હોય તો અગ્નિમાં ભૂલમાં કે જાણી જોઈ પડનાર બળવો જ જોઈએ, પછી તે નીતિમાન્ હોય કે અનીતિમાન્ હોય તેમ ન હોય તો મનુષ્યો અગ્નિના ધર્મ વિશે શંકાશીલ થઈ કાંઇ પણ યોજના કરી શકશે નહિં, અગ્નિ બાળશે કે નહિ એ ખાતરી નહિ હોવાથી અગ્નિનો પોતાના સુખ કે સગવડ માટે ઉપયોગ કરવાની ગોઠવણ કરી શકશે નહિં, અને અગ્નિથી થતા અકસ્માત્ માટે સાવચેતી લેઈ શકશે નહિં. તે જ રીતે હવાના, પાણીના, જંતુઓના, અને મનુષ્યના શરીરના નિયમ સાર્વત્રિક એક સરખા અને એકધારા હોય તો જ મનુષ્યો તન્દુરસ્તીના ઉપાય લઈ શકે, અને તેમ હોવાથી એ નિયમોના અવળાપણાથી થતા ચેપી રોગો અને મરકીઓના નુકસાન બધાને— જાણી જોઈ કે અજાણતાં તેની પ્રવૃત્તિમાં આવી જનાર સર્વને સરખી રીતે થવા જ જોઈએ આગગાડીનું વરાળયંત્ર હાંકનાર અને વહાણનો નાખુદા ભૂલ કરે તો નીતિમાન્ અને અનીતિમાન્ મુસાફરોને સરખી રીતે નુકસાન થવાનો સંભવ હોવો જોઇએ પદાર્થોના, અગ્નિના, જળના, વાયુના, જે નિયમોવડે આગગાડી અને વહાણ

ચાલે છે તે નિયમો હમેશ પ્રવર્તતા હોય તો જ મનુષ્યો આગગાડી અને વહાણ ચલાવી શકે, ગમે ત્યારે એ નિયમો બધ થઇ જાય એમ હોય તો મનુષ્યો એ મહેનત લે જ નહિ અને એ નિયમોની હમેશની પ્રવૃત્તિ હોય તો તે વિશેની ગફલતના, તેને અવગણી મુકવાના પરિણામ થવા જ જોઇએ અને જે તેની ગોચરતામા આવે તેને તે લાગુ થવા જ જોઈએ પિતાના દુરાચારથી સતાન દરિદ્રી થાય છે કે રોગી થાય છે તેમ થવુ જ જોઈએ, નહિંતો સુખ અને આરોગ્યના નિયમો જળવાય નહિ તેમ જ પોતાના સુખની મનુષ્યને દરકાર ન રહે. પોતાની સતતિને સુખી કરવાની ઉત્કટતાથી થતા મનુષ્યના ઉદ્યમો ચાલે નહિ આ રીતે સૃષ્ટિના નિયમોની સાર્વત્રિકતા વિરુદ્ધ કાઇ ફરીઆદ થઈ શકે તેમ નથી અને નીતિમાન્ મનુષ્યો એ શા માટે એ નિયમો ન પાળવા અથવા એ નિયમોની પ્રવૃત્તિમા ન આવવુ એવુ કાઈ કારણ આપી શકાતું નથી માત્ર એટલુ કહી શકાય કે પદાર્થોના અને નીતિના નિયમોને રચનાર-નિયતા એક છે તેથી એ નિયમો પરસ્પર વિરુદ્ધ-પરસ્પરનુ ખડન કરનારા ન હોવા જોઇએ, પણ તે એક બીજાના પોષક હોવા જોઇએ, અને તેમ જ સ્થિતિ છે નીતિમાન્ મનુષ્યનું મન ઉદારતા અને ઉચ્ચતા પામે છે, તેના મનની શક્તિઓ ખીલે છે, તેથી બીજા નિયમો ગ્રહણ કરવાની તેની બુદ્ધિશક્તિને સહાયતા મળે છે, સકટના સમયમા તે સ્વસ્થ રહી શકે છે, બીજા નિયમોના વિષયમા પણ નિયન્તાની શક્તિને અનુકૂળ થવુ જોઇએ એ તેને વધારે સારી રીતે સમજાય છે

રેલ, ધરતીકપ, વાવાઝોડા, વગેરે મનુષ્યની ભૂલ વિના આવી પડતા દુ ખ વિશે આ ચર્ચામા એટલુ જ કહેવુ બસ છે કે આ બનાવોને નીતિનિયમ સાથે સંબધ નથી, પણ સૃષ્ટિની રચના, સૃષ્ટિનુ બધારણ અને સૃષ્ટિના ફેરફાર માટે યોજેના એ કાર્યો છે, સૃષ્ટિ એવા પ્રકારની શામાટે ઘડાઈ છે અને બીજી કોઇ રીતની કેમ નથી

એ પુછવું વ્યર્થ છે. સૃષ્ટિની ઉત્પત્તિનો ક્રમ હજી ચાલુ જ છે, રેલ, ધરતીકંપ, વાવાઝોડાં વગેરેથી સૃષ્ટિમાની રચનાઓ અને સ્થિતિઓ બંધાય છે અને તેનાં કારણ મનુષ્યો પૂરેપુરા કલ્પી શકતા નથી. અને મનુષ્યોએ આ બનાવ પોતાને બધી રીતે લાગુ પાડી દેવા જોઇએ નહિં. ઉપર કહેલા પ્રકરણમા ડાક્તર માર્ટિનો કહે છે તેમ અખિલ વિશ્વના નિયંતાની સર્વગામિ શક્તિ બધી માનવ હેતુઓને માટે જ વપરાય એમ માગણી કરવી જોઇએ નહિં; સૃષ્ટ પદાર્થોના સર્વ નિયમો મનુષ્યો માટે જ છે એમ ધારવું જોઇએ નહિં, અને મનુષ્યોની જરૂરીયાતોને યોગ્ય તેમની તુલના કરવી જોઇએ નહિં; એ નિયમો વિશ્વમા આવેલા અનેક ગોળાઓને અને અનેક રચનાઓને લાગુ પડે છે અને પૃથ્વી તેમાની એક જ છે. તેમ જ પૃથ્વી પરના આવા બનાવો પણ એક જમાનાના દૃષ્ટિબિન્દુથી જોવા જોઇએ નહિં, પૃથ્વીના એકંદર ઇતિહાસ અને દીર્ઘ ભવિષ્યના દૃષ્ટિબિન્દુથી તેપર નજર કરવી જોઇએ તેથી, ધરતીકંપથી, રેલથી કે વાવાઝોડાથી અનીતિમાનને નુકસાન થાય તેમ નીતિમાનને પણ નુકસાન થાય તેમા નીતિનિયમ સાથે કાઇ વિરોધ નથી.

આ વિચારશ્રેણી સુખપ્રાપ્તિને પણ લાગુ પડશે. આ દુનિયામા ધન, સંપત્તિ, આરોગ્ય, વગેરેની પ્રાપ્તિ મનુષ્યે કરવી એવી તેનામા વૃત્તિ રહેલી છે અને તે પ્રાપ્તિના સાધન તેને સમજાયેલા છે. એ સાધનોના ફળના નિયમો સાર્વત્રિક એકધારા અને એકસરખા હોય તો જ મનુષ્યો તેનુ અનુસરણ કરી શકે, અને તે નિયમો તેવા હોય તો સર્વના સંબંધમા એક સરખા પરિણામ થવા જોઇએ. નીતિમાન્ કે અનીતિમાન્ જે એ નિયમો સમજી તેમા પ્રવૃત્ત થાય તેને સુખ મળવુ જ જોઇએ. તેથી, અનીતિમાન્ મનુષ્ય વેપારમા ધન કમાય કે શરીરે તન્દુરસ્તીનુ સુખ ભોગવે તેમા નીતિનિયમને કાંઈ હાનિ નથી.

પરંતુ, સુખ મેળવવાના જે સાધનો-ઉદ્યમ, મહેનત, સાહસ,

વગેરે છે તે જાતે નીતિ વિરૂદ્ધ નથી એ ખરૂ છે, પણ જેઓ અનીતિને માર્ગે, અસત્ય બોલી, અન્યાય કરી, અપ્રમાણિક થઈ, ધનસંપત્તિ મેળવે તેઓ સુખ શા માટે પામે, તેમની ધનસંપત્તિ નાશ કેમ ન પામે, તેમની સંતતિ દુઃખી શા માટે ન થાય, તેમના કુટુંબમાથી લક્ષ્મી અદૃશ્ય કેમ થઈ ન જાય એવો પણ પ્રશ્ન પુછવામા આવે છે. અને એ પ્રશ્ન હાથમા લેતા આપણે નીતિમય શાસનના વાસ્તવિક સ્વરૂપના વિમર્શનપર આવી પહોચીએ છીએ. આ દુનિયામા નીતિમય શાસન હોય તો અલબત્ત અનીતિ સુખની ઉત્પાદક હોવી ન જોઇએ. અને અનીતિ વડે સુખના સાધનો મેળવનાર એ સાધનો છતા સુખ ન પામે તો નીતિના વિજય માટે એટલુ બસ છે, એ સાધનો તેના હાથમાથી ખસી જાય એ જરૂરનું નથી. તેથી, અનીતિએ ધન મેળવનાર પાસે ધન રહે છે કે નહિ એ મુદ્દાનો સવાલ નથી પણ તે એ સુખી થાય છે કે નહિ એ મુદ્દાનો સવાલ છે. તેમ જ અનીતિથી ધન મળે જ નહિ એવી વ્યવસ્થા કેમ નથી એ પ્રશ્ન પણ અસ્થાને છે ધનપ્રાપ્તિની સમીપ રહેલા કારણો જે પ્રવર્તિત કરે તે ફતેહમંદ થાય છે, અને તે સ્થલ વિષયોનો નિયમ છે. એ કારણો સાર્વત્રિક હોવાની આવશ્યકતા છે. તેથી, અનીતિએ ધન મેળવનાર સુખ પામે છે કે કેમ એ જ મુદ્દાનો સવાલ છે અલબત્ત, કેટલીક અનીતિઓ સાથે જોડાયેલા વ્યાધિ અને દરિદ્રતા જેમ સ્પષ્ટ પરિણામરૂપે પ્રકટ થાય છે તેમ અનીતિએ ધન મેળવનારના સબધમા થતુ તરત જોવામા હમેશ આવતુ નથી, પરતુ જે અનીતિના અભ્યાસથી ધન મેળવે છે તેનો તે અભ્યાસ જ—તે આચરણ જ તેની માનસિક અધોગતિ કરે છે, અને તેની સુખ ભોગવવાની શક્તિ ક્ષીણ કરે છે એટલુ જ નહિ પણ સુખની સામગ્રીઓ એકઠી કરવા માટે જોઈતી બુદ્ધિશક્તિને પણ કુંઠિત કરે છે. અનીતિએ ધન મેળવનારના ચિત્તમા સમતોલન જતું રહે છે, ઉન્માદ થાય છે, અને તેને પરિણામે ઉડાઉપણામા, અવિચારી લોભના સાહસમા,

અથવા ધન ખપી જાય એવા દુરાચારોમા એવા મનુષ્યોને ઘસડાઈ જતા ઘણી વાર જોઇએ છીએ અનીતિ વિના ધન મેળવનાર બીજા અપરાધોથી એવા મનનાશના કારણોમા આવી પડતા હશે, પણ ધન મેળવવામા ધરેની વૃત્તિ તેમને એ દશામા લઈ જતી નથી, અનીતિના એ ભયથી તેઓ મુક્ત રહે છે માણુસ જે પ્રવૃત્તિઓ કરે છે તે મનના વ્યાપારથી કરે છે, અને નીતિ એ પણ મનનો વ્યાપાર હોવાથી નીતિનો અભ્યાસ મનના બીજા વ્યાપારોને સુબળ આપે છે અને અનીતિનો અભ્યાસ તેને દુર્બળ કરે છે આ રીતે મનના વ્યાપાર દ્વારા નીતિનિયમ મનુષ્યના સુખસામર્થ્ય પર અમર કરે છે, અને અનીતિમાન્ મનુષ્યોના સુખ ભાગી પડે છે તે એકાએક અકસ્માત્ પેઠે નહિ પણ ધીમે ધીમે નીતિનિયમ પસર્યાથી થાય છે અનીતિએ ધન મેળવનાર કોઈ કૃપણ થઈ દુઃખ ભોગવે છે, કોઈ નઠારા સ્વભાવના થઈ મનુષ્યોને અપ્રિય કાર્યો કરી તેની શિક્ષા ભોગવે છે, કોઈ નીતિની કિંમત હલકી ગણી બીજી અનીતિઓમા પડી ખુવાર થાય થાય છે, કોઈ મનુષ્યોનો પોતાની તરફનો તિરસ્કાર જોઈ અને તે માટે પોતાની યોગ્યતા જાણી અન્તર્વેદના ભોગવે છે અને એ રીતે ચિત્ત વ્યાકુલિત થવાથી સુખ જાળવવાની શક્તિ ખોઈ બેસે છે આ રીતે અનેક પ્રકારે નીતિમય શાસન મનના વ્યાપારમાથી પ્રસરે છે નીતિ કે અનીતિ એ મનમાથી ઉદ્ભવે છે તેથી તેના પરિણામની શરૂઆત પણ મનમાથી જ થઈ શકે છે, જડ પદાર્થોમાથી તેની શરૂઆત થઇ શકતી નથી જડપદાર્થોને નીતિ–અનીતિ સમજવાનુ કે તેને ફળ આપવા પોતે પ્રવૃત્ત થવાનુ જ્ઞાન નથી અને તેમને ખાસ વિધાનથી પ્રવૃત્ત કરવામા આવતા નથી અનીતિએ મેળવેલુ ધન નાશ પામે છે તો આ રીતે નીતિનિયમ બીજા માનસ નિયમોનો સસર્ગ કરી તેનો નાશ કરાવે છે, પણ ધન પોતાની મેળે અનીતિ ખાતર નાશ માગી લેતુ નથી અનીતિએ ધન મેળવનારની મનવૃત્તિ તેની પાસેથી અનીતિના અકુર ગ્રહણ કરે છે ત્યારે

તેના સંબધમા પણ એ પ્રમાણે પરિણામ થાય છે. પણ અનીતિમાન્‌ના મતાન અનીતિમાન્ ન હોય તો એ મનોવ્યાપાર તેમના સંબધમા ચાલતા નથી અને ચાલવા જોઇએ પણ નહિ. અનીતિમાન્‌ની નીતિમાન્ સતતિ પણ દુખી થવી જોઇએ પણ એમ નીતિમય શાસન ખાતર માગણી થઇ શકતી નથી. વળી, એ પણ લક્ષમા રાખવુ જોઇએ કે બધા નિયમો (laws)તે વલણો (tendencies) છે અને તેમને પ્રતિબંધક વલણો પણ હોઈ શકે છે. ગુરુત્વાકર્ષણનો નિયમ હોવા છતા આપણે સર્વ પૃથ્વીને મધ્ય બિન્દુએ જઇને ચોટયા નથી અને આપણી પૃથ્વી સૂર્યમા જઇને પડી નથી, તેનું કારણ એ છે કે બીજા પ્રતિબન્ધક કારણોથી એ નિયમનુ પૂરેપૂરૂં પરિણામ ઉત્પન્ન થયુ નથી તે પ્રમાણે અનીતિએ ધન મેળવનાર સજાના આ નિયમને પાત્ર થયા છતા પાછળથી પશ્ચાત્તાપ કરી પોતાનુ મન સુધારે, પોતાનુ મન ઉન્નત કરે તો તેના મનની અધોગતિ અટકે અને તે સુખોત્પાદક વ્યાપારો કરી શકે અનીતિ કરનાર અનીતિનો ત્યાગ કરી શકે જ નહિ એવો કોઈ નિયમ નથી એમ હોય તો નીતિમય શાસનનો હેતુ વ્યર્થ જાય તેમ જ વળી, એ ભૂલી જવુ ન જોઇએ કે નીતિમય શાસન સ્થાપનાર દયામય છે. તેનો ન્યાય નિષ્પક્ષપાત છતા દયાથી મૃદુ થાય છે. ઉપર ઉતારેલા કુરાનના વચનમા કહ્યુ છે કે "વહાણમા બેસનારના દુષ્કૃત્ય માટે ઇશ્વર તેમના વહાણુ ભાગે છે " પણ તે પછી તરત જ એવુ વાકય છે કે "અને તોપણ ત ઘણું માફ કરે છે "

પ્રત્યેક મનુષ્યનો પૂરેપૂરો ઇતિહાસ જાણુવામા આવતો નથી, દરેકના મન તથા કર્મ વિશે સંપૂર્ણ માહીતી બીજાઓને મળી શકતી નથી. તેથી, નીતિમય શાસનના અનુમાન વિશેષે કરી પૃથક્ વ્યક્તિઓ પરથી નહિ પણ મનુષ્યજાતિના સામાન્ય ઇતિહાસ પરથી બાધવા જોઇએ વળી નીતિમય શાસન સંબંધે બિશપ બટલર કહે છે તેમ એ પણ લક્ષમા રાખવુ જોઇશે કે એ શાસન બધુ આ દુનિયામા

જ પુરૂં થઇ જતું નથી, આ જીવન પુરૂં થયા પછી પણ એ શાસનનો અવકાશ છે, અને તેથી તેનો સંપૂર્ણ દેખાવ અને તેની સમાપ્તિ આ દુનિયામાં હોય એમ બની શકે નહિં. નીતિમય શાસનની શરૂઆત અને આગળ પડતી હયાતી આ દુનિયામાં હોય તો બસ છે એમ બિશપ બટલર માને છે. આ દુનિયામાં તેવું શાસન છે તેની સાબીતી તે આ પ્રમાણે આપે છેઃ "સામાન્ય રીતે એમ બને છે કે અનીતિએ વર્તનાર કરતા નીતિએ વર્તનાર પોતાના કૃત્યથી ઓછી અશાંતિ અને વધારે સંતોષ પામે છે. અનીતિએ વર્તનાર આગળ વધી બેશરમો થઇ પ્રકટ રીતે દુષ્કૃત્ય કરે છે અને અશાન્ત થતો નથી એમ જણાય છે ત્યાં પણ તેની અનીતિની એ પ્રકટતા તેને ઘણાની ટીકાનો પાત્ર કરે છે, અને એ રીતે તેને સુધરવાનો માર્ગ ઉઘડે છે. અને તે સુધરવા માંડે છે તેમ તેને પાછલી અનીતિ માટે અશાન્તિની પીડા થવા માંડે છે, અને એ રીતે અનીતિથી અશાન્તિથી સજા અવશ્ય થાય છે, વળી, ઇશ્વર ઇનામો અને સજા દ્વારા આપણા ઉપર શાસન કરે છે, કેટલાક કાર્ય માટે આપણને સુખ મળે છે અને કેટલાક માટે આપણને દુઃખ મળે છે, એ સ્પષ્ટ છે. અને નીતિ તે યોગ્ય છે તથા અનીતિ તે અયોગ્ય છે એવું આપણને ઇશ્વર તરફથી જ્ઞાન મળે છે. તો, નીતિ માટે ઇનામ હોવું જોઇએ અને અનીતિ માટે સજા હોવી જોઇએ. ડહાપણથી લાભ થાય છે અને મૂર્ખાઇથી હાનિ થાય છે એ દૃઢ નિયમ જોઈ આપણે આપણી વર્તુણૂકના સારા ખોટા ભવિષ્ય બાંધીએ છીએ તે પણ કોઇ પ્રકારનું નીતિમય શાસન દર્શાવે છે. અનીતિના કૃત્યો કરનારને જનસમાજ તરફથી સજા કરવામાં આવે છે, એટલું જ નહિં પણ, અનીતિ કરનારા એ સજાની બીક પામે છે, અને એ રીતે પકડાયા વિના પણ સજા ભોગવે છે. તથા નીતિએ વર્તન કરનારને કેટલીક વખત મનુષ્યો તરફથી ઇનામ મળે છે. આ શાસન મનુષ્યો દ્વારા થાય છે પણ તે નીતિનિયમનું જ છે. કોઇ વખતે નીતિ માટે સજા કરવામાં આવે છે

અને અનીતિ માટે ઇનામ આપવામા આવે છે એમ બને છે; પણ આમા મનુષ્યોની ભ્રાન્તિ રહેલી હોય છે, અને જાણી જોઇ નીતિ માટે તેઓ સજા કરતા નથી કે અનીતિ માટે ઇનામ આપતા નથી પણ અમુક કૃત્યોના ખરા સ્વરૂપ ન સમજાયાથી જે કૃત્યોને તેઓ જનસમાજને નુકશાન કારક ગણે છે તે માટે તેઓ સજા કરે છે, અને જેને લાભકારક ગણે છે તે માટે ઇનામ આપે છે નીતિએ વર્તનારને શાંતિ તથા સંતોષ ઉપરાંત કૃતજ્ઞતા મિત્રતા અને પરોપકારના લાભ મળે છે અને તેની નિર્દોષતાને લીધે તેને જીદગાનીના ઘણા સુખનો અવકાશ રહે છે. અનીતિએ વર્તનારને જે અન્તસતાપ થાય છે તે બીજાથી જુદો જ અનુભવ હોય છે, અકસ્માતથી નુકસાન થાય. તેના કરતા પોતે કરેલા ખોટા કૃત્યથી જુદા જ પ્રકારનુ દુ ખ થાય છે હવે પછી આનન્દ મળશે, એ આશા અને હવે પછી વેદના થશે એ ભય જે સર્વદા વિદ્યમાન રહે છે તે પણ નીતિ અને અનીતિના ઇનામ તથા સજા છે. સારા અને પ્રમાણિક માણસો પર બીજા મનુષ્યો વિશ્વાસ રાખે છે અને તેમના તરફ સદ્ભાવ રાખે છે, તેમને ઉત્તેજન આપે છે, તેમને માન આપે છે, તેમના સદ્ગુણ ખાતર તેમને ઉંચી પદવી અને અધિકાર આપે છે. અનીતિમાનને અનીતિમાન્ તરીકે આવા લાભ મળતા નથી પણ અપકીર્તિ અને શિક્ષા જ મળે છે છોકરાઓને માબાપ અસત્ય તથા અન્યાય માટે સજા કરે છે અને સત્ય તથા ન્યાય માટે ઇનામ આપે છે. જનસમાજ પણ અનીતિમય કૃત્યોને નુકસાનકારક ગણે છે સદાચાર કરનારને તે માટે દુ ખ પડે તોપણ તે મનમા પોતાના કૃત્યની કિમ્મત સમજી આનદ મેળવી શકે છે પણ દુરાચાર કરનારને તે માટે દુ ખ પડે ત્યારે તેને એવો આનદ મેળવવાનુ બની શકતુ નથી. નીતિ અને અનીતિનો ભેદ કેટલા પ્રમાણમા થાય છે એ આથી નિકળતુ નથી. પણ તે બેનો ભેદ આ પ્રકારે થાય છે એ તો સ્પષ્ટ થાય છે મનુષ્યોના સ્વભાવમા નીતિ તરફ વલણ રહેલુ હોય છે. અને કુદરતમા સાધારણ રીતે નીતિને ઉત્તેજન તથા સુફળ મળે છે

અને અનીતિ નાપસંદ થાય છે, તેના ખોટા ફળ મળે છે. કોઈ વાર ઉલટી સ્થિતિ જોવામાં આવે તો તેથી કુદરત તેવી છે એમ કહી શકાતું નથી. જે જનમંડળ નીતિમાન્ હોય તે અનીતિમાન્ જનમંડળ કરતા વધારે બળવાન થાય છે, કેમકે તે એકસંપ કરી શકે છે, સત્ય અને ન્યાયથી એકત્ર થઈ શકે છે અને દીર્ઘ દૃષ્ટિ વાપરી શકે છે. એક દેશનું રાજ્ય પરિપૂર્ણ રીતે નીતિમય છે એવું કલ્પિત દૃષ્ટાન્ત લઈયે તો તેમા સુખ શાંતિ અને ન્યાય ફેલાઈ રહે અને તે રાજ્ય પૃથ્વીમા સર્વોપરિ થાય એવું પરિણામ ઉદ્ભવે છે. એકંદરે નીતિ વધારે બળવાન છે એમ લાગે છે અને અનીતિ જયવંત થાય એમ સંભવિત લાગતું નથી. આ નિયમવ્યાપારમા જે વિઘ્નો કદિ કદિ આવે છે તે આકસ્મિક તથા કૃત્રિમ હોય છે." (એનેલોક્ ઓફ રિલિજ્યન, ભાગ ૧, પ્રકરણ ૩ )

'ધર્મિને ઘેર ધાડ અને કમાઇને ઘેર કુશળ' એવા સંકટના પ્રસંગો જાણીતા છતા મનુષ્યજાતિ દુનિયાનુ બંધારણ દૃઢ શ્રદ્ધાથી નીતિમય માનતી આવી છે તે પણ નીતિમય શાસનની મહોટી સાબીતી છે.

ચર્ચાનો આરંભ કરતા આપણે કહ્યુ હતુ કે દુનિયામા અનીતિનો સંભવ તો હોવો જોઇએ, પણ દુનિયાનુ શાસન નીતિ વગરનુ થઇ ન જાય એટલે સુધી તે સંભવની હદ હોવી જોઇએ. તો એ સંભવની હદ શાથી બંધાય છે, અર્થાત્ અનીતિનો સંભવ છતા દુનિયાનું નીતિમય શાસન શી રીતે ચાલે છે તે જોઇએ દાક્તર માર્ટિનો કહે છે કે " અનીતિના સંભવથી થતા અધોગતિના વલણ ઉપર ત્રણ પ્રકારના કાબુ છે. (૧) નીતિવ્યવસ્થા મનુષ્યોમા એકસરખી રહે છે પણ અનીતિના પ્રલોભનો મનુષ્યોમા એકસરખા હોતા નથી. મનુષ્યો સત્ય, ન્યાય, વગેરેને એકસરખો આદર આપે છે, અન્તર્દીપ ( conscience ) તે બાબતમા એકસમાન હોય છે; પણ પાપા-

ચરણોની બાબતમાં આવી એકસમાનતા હોતી નથી, એનાએ પાપ તરફ બધા મનુષ્યો આકર્ષાતા નથી, જુદા જુદા પાપ તરફ જુદા જુદા મનુષ્યોના જુદા જુદા વલણ હોય છે. એ રીતે નીતિની શ્રેણી સ્થિર અને કાયમ હોય છે અને અનીતિની શ્રેણી અસ્થિર અને બદલાતી હોય છે, તેથી નીતિ સામે અનીતિનુ બળ તુટી જાય છે નીતિની ઉચ્ચતા માટે સર્વનો એક મત હોય છે અને અનીતિની લાલચો મનુષ્યોને ઓછા વત્તા ગ્રહણ કરી શકે છે, તેથી નીતિનું બળ એક તરફ એકઠુ થઇ શકે છે પણ અનીતિના બળના કકડા પડી જાય છે. કાર્ય જેમ અનીતિમય તેમ તે માટે એકસંપ કરવાનુ મનુષ્યોમા વધારે અશક્ય હોય છે, પણ નીતિમય કાર્ય માટે સહેલાઇથી સંપ થઇ શકે છે. (૨) નીતિમય જીવન જેમ ગતિ કરતુ જાય છે તેમ તે વધારે બળ પ્રાપ્ત કરતુ જાય છે, વધારે ઉત્કર્ષ પામતુ જાય છે. જે મનુષ્ય અનીતિના પ્રસંગોમા જઇ પડે છે તેની ઇચ્છાશક્તિ ઘટતી જાય છે અને એવા મનુષ્યો દુનિયાના વ્યવહારમા ઉપરી થતા નથી પણ આધીનપણામા આવી જાય છે મનુષ્યલક્ષણ (charac-tor) જ માણસોના વ્યવહાર પર કાબુ ચલાવે છે. ભરવાડ ઉપર ઘેટા કાબુ ચલાવે એ જેમ શક્ય નથી તેમ મનુષ્યલક્ષણનો આ કાબુ નષ્ટ થાય અને દુનિયામાના કાર્યોમા મનુષ્યલક્ષણ પ્રલોભનોને વશ થાય એ પણ શક્ય નથી. જંગલી પ્રજાઓ કે જેમને નીતિની જવાબદારીનુ ભાન નથી તેમના અપકૃત્યો તે નીતિ વિરુદ્ધના અપરાધ હોતા નથી પણ પશુઓની કે પદાર્થોની હાનિકારક ક્રિયા સરખા હોય છે (૩) મનુષ્યના વર્તનો સંસર્ગથી અસર કરે છે એ ખરૂં છે પણ નીતિમા સંવાદ (harmony) હોય છે અને અનીતિમા અસંવાદ (discord) હોય છે. અનીતિમય કાર્યો એક બીજાનો ઉચ્છેદ કરે છે. ઇર્ષાવાન્ મનુષ્યો એક બીજાના અનીતિમય પ્રયાસ નિષ્ફળ કરે છે. અનીતિમાન્ જનમંડળ રોગ, અદેખાઇ, કુસંપથી નાશ પામે છે. સ્વાર્થી લોભી અને નીચ થઈ સત્તા કે પ્રતિષ્ઠા મેળ-

વનારની આસપાસ શત્રુઓ ઉત્પન્ન થાય છે. મનુષ્યવ્યક્તિમાં પણ એ પ્રમાણે રાગદ્વેષ પરસ્પર વિરોધી થાય છે. એ રીતે અનીતિની શક્તિ ક્ષીણ થાય છે અને નીતિની ઉચ્ચતા જળવાય છે." (સ્ટડી ઑફ રિલિજીઅન, ભાગ ૨, પ્રકરણ ૩) આ રીતે નીતિનું શાસન જ એ પ્રકારનુ છે કે અનીતિનો સંભવ દુનિયાના નીતિમય સમતોલનને ઉથલાવી શકતો નથી.

વળી, એ પણ નક્કી છે કે ભવિષ્યની ગણતરી માટે મનુષ્યો નીતિના વિજય પર આધાર રાખે છે, અનીતિના વિજય પર આધાર રાખતા નથી. મનુષ્યના કાયદાઓ, કુટુંબની વ્યવસ્થાઓ, વ્યક્તિઓના સંબંધો, એ સર્વ અનીતિ વિરુદ્ધ નીતિનિયમનો જ સ્વીકાર થશે એમ માની લઇ ઘડવામા આવે છે. મનુષ્યોના, કુટુંબોના કે સમાજોના વર્તન કપટમય અસત્યવાળા કે અન્યાયકારી ચાલ્યા જશે અને એ રીતે અમુક કાર્ય સિદ્ધ થશે એમ ગણતરી કરી કોઇ વ્યવસ્થાઓ રચવામા કે સોંપવામા આવતી નથી, પણ, પ્રમાણિકતા, સત્ય અને ન્યાયના ધોરણો પ્રમાણે વર્તન થશે એ પ્રતીતિથી બીજાઓને અધિકાર અપાય છે, બીજાઓ સાથે સંબંધ બંધાય છે અને બીજાઓ ઉપર વિશ્વાસ મુકાય છે. અનીતિનો વિજય મનાતો હોય તો રાજ્યમા, વેપારમા કે વ્યવહારમા કોઇને કાંઇ સોંપવામા આવે જ નહિ, દરેક મનુષ્યને પોતપોતાનુ બધુ કામ હાથે કરી લેવુ પડે, અને પશુઓ પેઠે મનુષ્યો છુટા પડી જાય. વળી, પોતાના ઇષ્ટ કાર્યો સિદ્ધ કરવામા અને તે સિદ્ધિ જાળવવામા નીતિમય માર્ગો મનુષ્યો ગ્રહણ કરે છે, નીતિમા વધારે બળ માને છે, અનીતિમય કાર્ય કર્યા પછી પણ અનીતિએ મેળવેલા લાભ જાળવવા સારૂ મનુષ્યો નીતિમાન્ થવા ઇચ્છે છે. અનીતિ પોતે જ નીતિને ચઢીઆતી ગણે છે. Hypocrisy is the tribute which vice pays to virtue 'અનીતિ તે નીતિને ઢોંગરૂપી ઉપહાર અર્પણ કરે છે' એ ઇંગ્રેજી કહેવતમા કહ્યુ છે તેમ અનીતિ પણ નીતિનો ડોળ ધાલવા જાય છે. અની-

તિમાન્ મનુષ્યો નીતિમાનમા ખપવા મથે છે કારણ કે અનીતિ કરતા નીતિ વધારે શ્રેષ્ટ છે, વધારે માન્ય છે, એમ દુનિયા સ્વીકારે છે એ સુપ્રસિદ્ધ છે, રાજ્યમા આણ દેશના રાજાની ફરે છે, રાજાના શત્રુની કે બહારવટિયાની નથી ફરતી. નીતિનુ શાસન હોવાથી નીતિનું રાજ્ય હોવાથી દુનિયામા નીતિની આણ ફરે છે અનીતિને અન્દરખાને શત્રુતા છતા—મડની વૃત્તિ છતા—તે પણ નીતિની આણ માને છે.

જે મનુષ્યોનુ બીજા પર નિયત્રણ હોય તેમણે તેમના હિત ખાતર પણ અનીતિથી દૂર રહેવુ આવશ્યક છે એ વિચાર પણ નીતિમય શાસનને પુષ્ટ કરે છે સતતિ ઉપર માબાપની અસર થાય છે, શિષ્ય ઉપર ગુરુની અસર થાય છે, પ્રજા ઉપર રાજાની અસર થાય છે, તે માટે માબાપે ગુરુએ અને રાજાએ પોતાની ખાતર તેમ જ પોતાની અસર અનુભવનારની ખાતર અનીતિથી દૂર રહેવુ જોઇએ એ સિદ્ધાન્તનો આગ્રહ બહુ સામાન્ય છે. અલબત્ત એ અસરની પણ હદ હોય છે.

आहोस्वित् प्रसवो ममापचरितैर्विष्टम्भितो वीरुधाम् ।
शाकुन्तल, अंक ५.

એ વાક્યમા કાલિદાસે દુષ્યન્ત રાજા પાસે શંકા કરાવી છે કે 'મારા અપકૃત્યોથી ઋષિઓના વનની લતાઓનો પ્રસવ અટક્યો તો નહિ હોય!'

न राजापराधमन्तरेण प्रजास्वकालमृत्युश्चरति ।
उत्तररामचरित, अंक २.

'રાજાના અપરાધ વિના પ્રજામા અકાળ મૃત્યુ ફેલાતુ નથી,' એ કારણથી રામના રાજ્યમા શમ્બૂક નામે શૂદ્રે તપશ્ચર્યા કર્યાથી એક બ્રાહ્મણનો પુત્ર અકાળ મરણ પામ્યો હતો એમ કહેવામા આવ્યુ છે. એ પ્રકારના સિદ્ધાન્તોનો નીતિમય શાસનમા સમાવેશ

થતો નથી, પણ, માબાપ ગુરુ ગન્ન વગેરેને પોતાની અનીતિથી બીજા પર થતી અસર માટે જવાબદાર થવું પડે છે અને દુ ખ પણ ખમવા પડે છે એ ખોટું નથી. વર્તમાન સમયમા રૂશિયાના રાજ્યકર્તાઓના અસત્ય તથા અન્યાયથી આખું રાજ્યતન્ત્ર શિથિલ અને બળહીન થયુ, નોકરો દગાખોર થયા, સૈનિકો ભીરુ બન્યા, લાખો રૂપિયા ખરચાયા છતા લશ્કરોને સાધન ન પહોચ્યા અને વિજય ન મળ્યો, એ હકીકત રૂશિયાના અનેક વચનભગો અને અનેક જુલમોની સ્મૃતિ જાગૃત કરી આ જ નિયમ દર્શાવે છે. જનસમાજના બીજા નાયકોને પણ એ જ નિયમ લાગુ પડે છે. ફ્રેન્ચ રેવોલ્યુશન વખતે અન્યાય કરતા અને હિંસા કરી લોહીની નદીઓ વહેવડાવનાર રોમ્સપીઅર સરખા નાયકો પોતે જ એ ખુનરેજીના ભોગ આગળ જતા થઇ પડ્યા તે તેમણે અનીતિનું બળ જાગ્રત કર્યાનુ જ પરિણામ હતું નીતિના શાસને જ એ નાયકોને નષ્ટ કર્યા અને એ રીતે પોતાનુ રાજ્ય પ્રદર્શિત કર્યું અનીતિને પરિણામે પણ આખરે નીતિ સ્થપાય છે એ વાત ઇતિહાસ ઘણી રીતે દર્શાવે છે ઇગ્લાડના જોન રાજાની અનીતિથી મેગ્ના ચાર્ટા થયો, એવા અનીતિમાથી પણ નિકળતા નીતિના શાસનના દૃષ્ટાન્ત અનેક છે.

ઇતિહાસમા કોઇ કોઇ વાર સુધારકો અને ઉદ્ધારકો ફત્તેહમન્દ થયા નથી અને કોઇ કોઇ વાર એક પ્રજાએ કે દેશે બીજી પ્રજાનો કે દેશનો ખોટી રીતે પરાભવ કરેલો જણાય છે, ત્યા પણ નીતિનો પરાભવ થતો નથી પણ વૃદ્ધિ થાય તે, એ દર્શાવતા ડાક્તર માર્ટિનો ઉપર કહેલા પ્રકરણમા કહે છે કે "દરેક પ્રસગે અને દરેક બાબતમા સત્ય તથા નીતિ તત્કાળ વિજયવત થાય એ નીતિમય શાસન માટે આવશ્યક નથી કાલક્રમે અને એકદરે સત્ય તથા નીતિ વિજય પામે એમ જ બને છે. ઇતિહાસનો ક્રમ નીતિનુ બળ વધવા તરફ અને ઉચ્ચતા થવા તરફ છે કોઇ શુભપ્રયાસ આખરે રદ ગયો નથી. અમુક નિષ્ફળ થયેલો સુધારક કે ઉદ્ધારક વખત પાકયા પહેલા

આવ્યો એમ કહેવામા આવે છે તેમા જ તેના પ્રયાસનો અન્ત્ય વિજય કબુલ કરવામા આવે છે અમેરિકાના ઇન્ડિયનોનો મુલક છીનવી લેવામા ત્યા જઈ વસનાર યુરોપિયનોએ ઘણી ક્રૂરતા કરી છે, પણ તેથી જગતનો એક વિશાળ પ્રદેશ વ્યર્થ જતો બચ્યો છે, અને ત્યા નીતિશૂન્ય વસ્તીને ઠેકાણે નીતિનુ શાસન સ્વીકારનાર વસ્તી પ્રસરી છે પ્રાચીન ગ્રીસમા એથેન્સ વગેરે રાજ્યોને મેસીડોનના ફિલિપ સરખા જગલી રાજાએ ઉથલાવી પાડયા ત્યા પણ એ ગ્રીક રાજ્યોની ઉત્તમતાની ભરતી પૂરી થઇ ઓટ શરૂ થઇ હતી, તેમની સાર્થકયતા પુરી થઇ હતી. અને ફિલિપના વિજયને પરિણામે તેનો પુત્ર મહાન સિકદર એશિયામા અને આફ્રિકામા ફરી વળ્યો, અને એ ગ્રીક રાજ્યોનુ સાહિત્ય તથા સુધારો અનેક દેશોમા એ રીતે પ્રસર્યો રોમના રાજ્યમા પણ જ્યારે અન્યાય, જુલમ, લાચ, આળસ, મોજશોખ, પ્રસર્યા અને દુનિયાનો ઉત્કર્ષ કરવાનુ રોમનુ સામર્થ્ય નષ્ટ થયુ ત્યારે ગોથ વગેરે જગલી પ્રજાઓએ ચઢાઇ કરી તે રાજ્યને ઉથલાવી પાડયુ, અને પરિણામે એ પ્રજાઓએ રોમની શક્તિ ગ્રહણ કરી લઇ યુરોપનો પ્રભાવ જાળવી રાખ્યો અને આગળ જતા ખ્રીસ્તી ધર્મની નીતિ દુનિયામા પ્રસરાવી ”

યાહુદી પ્રજાના અનેક યુગનો ઇતિહાસ ‘ જુના કરાર ’ મા આપ્યો છે તે પણ નીતિમય શાસનની સાક્ષી પુરે છે અને હિંદુસ્તાનનો પાડવો તથા કૌરવોના રાજ્યથી માડીને મુસલમાન તથા મરાઠાના રાજ્યો સુધીનો ઇતિહાસ નીતિમય શાસનની સાક્ષી પુરે છે

આ રીતે, મનુષ્યની વ્યક્તિઓ તેમ જ મનુષ્યના મડળો બન્નેમા નીતિનુ શાસન જોવામા આવે છે નીતિના સારા ફળ થાય છે અને અનીતિના ખોટા ફળ થાય છે, એ ફળ ઇનામ તથા સજા અથવા સુખ તથા દુ ખ રૂપ કહી શકાય, પણ, વિશેષે કરી તે ઉન્નતિ તથા અધોગતિ રૂપ છે નીતિમયતાની પ્રાપ્તિ, નીતિની દઢતા, એજ નીતિના આચરણનુ મ્હોટુ ફળ છે, અને નીતિનિયમ તોડનાર એ ફળ ગુમાવે

છે એ જ તેને મ્હોટી હાનિ છે મ્હોટા અને ચિરસ્થાયી સુખો નીતિના એ ફળમાથી ઉદ્ભવે છે અને ભયકર તથા વિનાશકારી દુખો અનીતિની એ હાનિમાથી ઉદ્ભવે છે

દુનિયાના લાભ ખાતર જ નીતિનુ અનુસરણ થતુ નથી અને થવુ જોઇએ નહિ, તેમ જ અલાભ ખાતર જ અનીતિનો ત્યાગ થતો નથી અને થવો જોઇએ નહિ. લાભ અને અલાભ એ માત્ર અનુષગિક પરિણામ છે નીતિનિયમ એથી સ્વતત્ર ઉંડા મૂળમા આત્મામા સ્થપાયેલો છે, નીતિ જાતે યોગ્ય છે એ માટે જ નીતિ સ્વીકારાય છે, અને તે જ માટે અનીતિનો ત્યાગ થાય છે. પરતુ, આ દુનિયાની રચના નીતિની એ યોગ્યતાને પુષ્ટિ આપનારી છે, નીતિના નિયતાની બીજી રચનાઓ નીતિને અનુકૂળ છે, પ્રતિકૂલ નથી, જે એથી ઉલટો આભાસ થાય છે તે તર્ક કરી જોતા ભ્રાન્તિરૂપ માલમ પડે છે, એ કહેવાનો આ ચર્ચાનો હેતુ છે નિયતાની નીતિની રચનાઓ સુખની વૃદ્ધિ કરે છે, અને સુખની રચનાઓ નીતિની વૃદ્ધિ કરે છે, તેની રચનાઓ અર્થહીન કે માગલ્યહીન નથી, એ પ્રતીતિ કરવા આવા તર્ક ઉપરાંત રમ્યમય દર્શનની સહાયતા લેવી હોય તો કવિવર ટેનિસનના આ વચનો સ્મરણ કરીશુ કે

> "Oh yet we trust that somehow good
> Will be the final goal or ill,
> To pangs of nature, sins of will,
> Defects of doubt and taints of blood,
>
> That nothing walks with aimless feet,
> That not one life shall be destroy'd,
> Or cast as rubbish to the void,
> When God hath made the pile complete"
>
> In Memoriam, LIV.

# પત્નીપ્રેમ અને પરલોક. *

ઈશ્વરે પોતાની સ ન સૃષ્ટિને વેદરૂપ બનાવી છે, જ્ઞાનનો ભંડાર બનાવી છે સમગ્ર વિશ્વને ઈશ્વરે એવુ જ્ઞાનગર્ભ બનાવ્યુ છે કે, એવુ જ્ઞાનખચિત કર્યું છે કે બુદ્ધિમાન્ મનુષ્યને વિશ્વના પ્રત્યેક ખુણામાથી પ્રત્યેક રજકણમાથી જ્ઞાનની પ્રાપ્તિ થાય છે જ્ઞાનનુ દાન કરવાની ઈશ્વરની પદ્ધતિ અનુપમ છે મનુષ્ય ફક્ત વાચા દ્વારા જ્ઞાન આપી શકે છે, અને તે જ્ઞાન જારી રાખવા વાચાના શબ્દો આકૃતિમા ઉતારી શકે છે પણ મનુષ્યવાચા ભુલાઈ જાય છે, મનુષ્યના લેખ નાશ પામે છે, મનુષ્યોના વચનો અને પુસ્તકો મહામહાસાગરમા લુપ્ત થઈ જાય છે પરતુ ઈશ્વરના જ્ઞાનવાહક સાધનો એવા અલ્પ કાલીન નથી વિશ્વમાના પદાર્થોને, બનાવોને, મનુષ્યને મનુષ્યના વિચારોને, મનુષ્યના ભાવોને ઈશ્વરે પોતાના જ્ઞાનવાહક બનાવ્યા છે જ્યા સુધી મનુષ્યની હયાતી છે ત્યા સુધી એ જ્ઞાનવાહક સાધનો મનુષ્ય આગળ મોજુદ જ છે મનુષ્ય પોતાના નેત્ર બધ ન કરે તો એ સર્વમાથી જ્ઞાનપ્રાપ્તિ થતી બધ થાય તેમ નથી

એવા એક જ્ઞાનવાહક સાધનમાથી આત્માની ભાવી અવસ્થા વિશે જ્ઞાન મેળવવાનો આજ કઈક પ્રયાસ કરીશુ

પ્રેમ એ વિધવિધ જ્ઞાનનો ભડાર છે જ્ઞાનીઓએ કવિઓએ અને ભક્તોએ એમાથી ઘણુ જ્ઞાન પ્રાપ્ત કર્યું છે એ પ્રેમનો એક અતિ અદ્ભુત અશ તે પત્નીનો પતિ તરફનો પ્રેમ છે સીતાનો રામ માટેનો ગાઢ પ્રેમ સુપ્રસિદ્ધ છે રામે જ્યારે સીતા પર અન્યાય મય વ્યવહાર કરી તેને સગર્ભ અવસ્થામા કાઢી મુકવા નિશ્ચય કર્યો અને તેને અરણ્યમા રવડતી મુકવા સારૂ ઉંઘતી ને ઉંઘતી લક્ષ્મણ સાથે મોકલી દીધી તે વખતે અરણ્યમા પહોચી જાગૃત થતા અને

* અમદાવાદ પ્રાર્થના સમાજમા આપેલ ઉપદેશ

લક્ષ્મણને મુખે રામની આજ્ઞા સાંભળતાં સીતાએ લક્ષ્મણને કહ્યું કે તું રામને કહેજે કે:—

साहं तपः सूर्यनिविष्टदृष्टि-
रूर्ध्वं प्रसूतेश्चरितुं यतिष्ये ॥
भूयो यथा मे जननान्तरेऽपि
त्वमेव भर्ता न च विप्रयोगः ॥

रघुवंश, सर्ग १४.

અર્થ:—'તે હું પ્રસૂતિ પછી સૂર્ય ઉપર દષ્ટિ રાખી તપ કરવાનો પ્રયત્ન કરીશ કે જેથી ફરીથી બીજા જન્મમા પણ તું જ મારો ભર્તા થાય અને વિયોગ ન થાય'.

કાલિદાસે સીતાના વચનમા મુકેલી આ न च विप्रयोगः ('અને વિયોગ ન થાય') ની ઇચ્છા પ્રેમમા ક્યાથી રહી છે? આ જન્મ પુરો થયા પછી પુનર્જન્મ હોય કે બીજી અવસ્થા હોય, પણ, આ જન્મ પછી પણ પતિ સાથે રહેવાની ઉત્કટ પ્રેમ કેમ ઉત્પન્ન કરે છે? પ્રેમ જો ઈશ્વરદત્ત છે, જો ઈશ્વરનો અંશ છે-ઈશ્વરનો ગુણ છે, ઈશ્વર જો પ્રેમસ્વરૂપ છે તો પ્રેમીની આવી આકાક્ષા એ શું માત્ર ભ્રમણા છે કે પ્રેમના ખરેખરા ભાવીની એ ઝાખી છે? એવી આકાક્ષા શું વ્યર્થ જવા-નિષ્ફલ થઈ પુરી થવા ઉત્પન્ન થાય છે? કે તે સફલ થવાની છે અને પ્રેમમય પ્રભુનો એક સત્ય સિદ્ધાન્ત તે પ્રેમીને શિખવે છે?

એક બીજું ઉદાહરણ લઈએ. "The Wreath and the Ring" ("હાર અને વીંટી") નામે જેમ્સ સ્પિલિંગની રચેલી નવલકથામા ફ્રેડ ફ્રીલિંગ તથા લુસી ગ્રેસ નામના બે પાત્રોનો પ્રેમવૃત્તાન્ત કલ્પ્યો છે. તેમા "Is it for ever" (એ શું હમેશને માટે છે?") એ મથાળાના પ્રકરણમા તેમનું સંભાષણ વર્ણવ્યું છે કે,

લુસીએ કહ્યુ "આપણે બે જોડિયા આત્મા છીએ તમને એમ લાગે છે?"

ફ્રેડે કહ્યું, "જોડાઈ સહચર થયેલા આત્મા છીએ"

તે બોલી, "હું હમેશ એજ અભિલાષા કરતી આવી છુ"

તેણે ઉત્તર દીધો, "એજ માટે હૃ હમેશ પ્રાર્થના કરતો આવ્યો છુ"

* * * *

ફ્રેડ બોલ્યો, "પણ, જે બધી વાતો વિષે આપણે બોલ્યા તે સર્વ માત્ર સુન્દર કલ્પનાઓ જ હોય તો પછી શુ?"

"ફ્રેડ, તમે શુ એમ ધારો છો કે ઇશ્વર ઉત્પન્ન કરી શકે તે કરતા વધારે સુન્દર વસ્તુઓની આપણે કલ્પના કરી શકીએ?"

* * * *

અને લુસીએ કહ્યુ, "મારા પ્રિય પિતા એવી કલ્પના કરે કે તેમને સ્વર્ગમા મારી પ્રિય માતા મળશે અને તેમની સાથે તેનો યોગ થશે, તો ઇશ્વર તે પૂર્ણ કરશે અને મારા પિતાની બધી કલ્પનાઓ કરતા ઘણુ વધારે એવુ કાઈ ઇશ્વર આપશે?"

ફ્રેડે કહ્યુ "એ ખરૂ છે તેથી ઉલટો વિચાર કરીએ તો મનુષ્યને ઇશ્વર કરતા વધારે સારો અને વધારે મ્હોટો ગણવા જેવુ થાય."

"અને મારા પિતા એવી ઇચ્છા કરે કે એ યોગ અનંત થાય તો તે યોગ અનત થાય?

ફ્રેડે કહ્યુ "અલબત્ત તેમ થાય 'જેઓ ઇશ્વરનો ભય રાખે છે તેમની ઇચ્છાઓ ઇશ્વર પૂર્ણ કરે છે'"

તે બોલી, "ફ્રેડ, એ વચનની સ્મૃતિ કરાવી તે માટે હુ ઉપકાર માનુ છુ નિઃસશય, હું ઇશ્વરથી ડરૂ છુ અને હુ જરૂર ઇચ્છુ છુ કે આપણે બન્ને હમેશ પ્રેમમગ્ન થઈ સાથે રહીએ"

ફ્રેડ બોલ્યો, "ઇશ્વર પોતાના બાળકોની ઇચ્છાઓને છુંદી નાખતો નથી એથી આપણને આશ્વાસન મળે છે ઇશ્વર તે અનંત પ્રેમ સ્વરૂપ નથી ?"

તે મધુર આશ્ચર્યથી બોલી, "તેમણે ઇચ્છાઓને છુંદી નાખે ! રે ! ફ્રેડ ચકલીને આઘે દૂરની ભૂમિ માટે અનંતી ઇચ્છાઓ થાય છે, ભરોસો નાખી તે ઉંડાણના સાગર ઉપર ઉડતી જાય છે, અને યોગ્ય સમયે અજાણ્યા કિનારા પર જઈ પહોંચી તે હર્ષ પામે છે તેની ઇચ્છાઓ ઇશ્વર પરિપૂર્ણ કરે છે ઝાંખા જગતમા આવેલા પોતાના ઘરમાથી કદિ બહાર નહિ નિકળેલી મધમાખીને પુષ્પોના મકરંદ માટે ઇચ્છાઓ થાય છે અને ભરોસો નાખી તે અજાણ્યે માર્ગે નિકળી પડે છે, અને જેની પ્રથમ ખબર નહોતી એવા સોનેરી પુષ્પના ઉદરમા જઇ પડે છે તથા તૃપ્તિ થતા સુધી મિષ્ટ રસનુ પાન કરે છે ઇશ્વર તેની ઇચ્છાઓ પરિપૂર્ણ કરે છે '

* * * *

એ જ વિષય ઉપાડી લઇ ફ્રેડે કહ્યુ 'આપણા આત્માઓને પણ તેમ સમયે અનંતી ઇચ્છાઓ થાય છે, અને અધાર સમુદ્ર ઉપર નિર્ભયતાથી હવામા ઉડી આરપાર જતા તમને માલમ પડે છે ? જે ઉજ્જવળ કિનારે જવા ઉત્કંઠા હતી ત્યા જ આવી પહોંચ્યા છીએ ઇશ્વર તેમની ઇચ્છાઓ પરિપૂર્ણ કરે છે કારણ, ચકલીઓના સમૂહ કરતા એ આત્માઓ શુ ઘણી વધારે ગણનાને પાત્ર નથી ? પ્રકૃતિના આ ઝાંખા જગતમા આપણા આત્માઓને મધુર ગૃહમા નિવાસ કરવાની ઇચ્છાઓ થાય છે અને કાળક્રમમાના પ્રયાસ પુરા થાય ત્યારે જ્યા આરામ લેવાય એવા પ્રેમી હૃદય માટે ઇચ્છાઓ થાય છે, અને તેઓ અજાણ્યા માર્ગે ગતિ કરતા અંધારી ખીણમાથી પાર નિકળી જાય છે, અને પેલે પાર સુવર્ણમય નગરના ઘુમ્મટ નીચે તેમનો સત્કાર કરવા ઉલ્લાસથી ઉછળતુ હૃદય તમની વાટ જોતુ તેમને માલમ પડે છે ઇશ્વર તેમની ઇચ્છાઓ પરિપૂર્ણ કરે

છે, કારણ, મધમાખીઓના સમૂહ કરતા એ શુ ઘણી વધારે ગણના ને પાત્ર નથી ?"

*　　*　　*　　*

તેઓ ગલીએ થઈ જતા હતા તે વેળા જુગીએ પુછ્યુ, "રે, ફ્રેડ એ શા હમેશને માટે છે ?"

તેને પોતાના હૃદય સરસી લઈ ફ્રેડ બોલ્યો, "હમેશને માટે"

આ પ્રસગનુ તાત્પર્ય એ છે કે ઈશ્વર જે વાછનાઓ–શ્રદ્ધામય વાછનાઓ–વિશ્રમ્ભમય વાછનાઓ–પ્રેમમય વાછનાઓ ઉત્પન્ન કરે છે તે તેમને સફળતાના માર્ગમા દોરવા માટે જ ચકલીઓ, મધમાખીઓ, પણ એ શ્રદ્ધાથી અજ્ઞાન પ્રદેશમા પ્રયાસે નિકળે છે, મનુષ્યની વાછનાઓ પણ એ શ્રદ્ધાથી પરિપૂર્ણ છે

પ્રેમાનુભવની શાશ્વતતા વિશે પત્નીની શ્રદ્ધાનુ એક વાસ્તવિક ઉદાહરણ દાક્તર માર્ટિનો પોતાના "સ્ટડી ઓફ રિલીજ્યન" નામે ગ્રન્થમા આપે છે એ પુસ્તકના બીજા ભાગમા "Death In its metaphysical aspect ("મૃત્યુ મીમાસાનુ દષ્ટિબિંદુ") નામે પ્રકરણમા તે દર્શાવે છે કે મૃત્યુ પછી આત્માનુ પૃથક્ અસ્તિત્વ–આત્માની જુદી વ્યક્તિ કાયમ રહે છે સ્પાઇનોઝા સરખા જે અભેદવાદીઓ એમ કહે છે કે આત્માની પૃથક્ વ્યક્તિ માત્ર અંતવાન્ બનાવ છે અને અનન્ત અધિષ્ઠાનમા તે વ્યક્તિ પાછી લીન થઈ જવી જોઇએ, તેમના મતની ભૂલ દર્શાવતા દાક્તર માર્ટિનો એ મતના અનુયાયી શ્લીઅરમેકરના આ વચન ઉતારે છે "આપણી લાગણી જ્યારે પૃથક્ વ્યક્તિને મોહ રીતે વળગેલી નથી રહેતી, પણ ઈશ્વર સાથેના સબધવાળી સર્વ રીતે બની જાય છે અને એ ઈશ્વર–સબધમા સર્વ પૃથક્તા અને નશ્વરતા નાશ પામે છે, ત્યારે આપણી લાગણીમા પણ અક્ષયતા અને સનાતનતા સિવાય બીજા બધાનો સમાવેશ થતો બધ પડે છે, અને જે મોહ મર્ત્ય છે તે સર્વ ફેકી દઈ તથા તેનો ત્યાગ કરી અમરત્વનો ખરેખરો અનુભવ કરીએ તે

ધાર્મિક જીવન છે એમ આપણે કહી શકીએ છીએ. પણ જે રીતે ઘણા માણસો એ સ્થિતિની કલ્પના કરે છે અને તે માટે ઇચ્છા કરે છે તે મને અધાર્મિક લાગે છે, તે ધર્મનિષ્ઠાની વૃત્તિથી વિરુદ્ધ છે એમ મને લાગે છે, અને, ધર્મના અંત્ય હેતુ ઉપરના અપુગમાને લીધે જ તેઓ અમરત્વ ઇચ્છે છે આપણા આત્માનુ સ્પષ્ટ પૃથક્ત્વ વિસ્તાર પામે અને ધીમે ધીમે અનંતતામા જતુ રહે અને જે અખિલ છે તેના જ્ઞાનવડે તેની સાથે એકત્વ પામે એવી ધાર્મિક ઉત્કંઠા હોય છે એ ધ્યાનમા રાખવું જોઇએ. પણ તેઓ તો આ હેતુની વિરુદ્ધ થવા પ્રયત્ન કરે છે, પરિચિત સીમાઓ છોડીને તેમને જવુ નથી; અલ્પકાલીન જીવનાવસ્થાનો પ્રકાર જ તેમને પસંદ પડે છે પોતાના પૃથક્ વ્યક્તિત્વ માટે તેઓ ઉત્સુક હોય છે, તેની પેલી પાર જવાનો માત્ર મૃત્યુથી જ અવસર મળે છે તેનો લાભ લેવાને ઉત્કંઠિત થવાને બદલે તેઓ આ જીવનની હદ બહાર એ પૃથક્ વ્યક્તિત્વ પોતાની સાથે લઇ જવા આતુર હોય છે અને બને તો જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિયની વધારે શક્તિ માટે સ્પૃહા કરે છે પણ ઇશ્વરનુ વચન છે કે 'મારે માટે જે મેઠ જીવન ખોશે' જે જીવન જાળવવા તેઓ ઇચ્છે છે તે જાળવી શકાય તેમ નથી કારણ, પોતાના પૃથક્ વ્યક્તિત્વની અમરતાનો પ્રશ્ન હોય તો તેની ભવિષ્ય અવસ્થા જેટલી જ તેની ભૂત અવસ્થા માટે તેમને આતુરતા કેમ નથી રહેતી ? અને આગળ થઇ ગયેલો ભાગ હાથમા આવે તેમ નથી તો પાછળ થવાનો ભાગ શા કામનો છે ? જે પ્રકારની અમરતા છે નહિં અને જેનો ખ્યાલ પણ તેમને આવી શકતો નથી (કારણ કે ઐહિક અસ્તિત્વને નિત્યસ્થાયી કલ્પવાનુ કાર્ય કોનાથી થઈ શકે ?) તેની જેમ તેઓ વધારે ઇચ્છા કરે છે તેમ નકામા પીડના અને મુઝવના વિચારોને લીધે જે પ્રકારની અમરતા હમેશ મળી શકે તેમ છે તેથી તેઓ દૂર જતા જાય છે અને મર્ત્ય જીવનથી પણ દૂર જતા જાય છે. ઇશ્વર પરના પ્રેમ ખાતર તેમણે પોતાનુ જીવન સમર્પણ કરી દેવા

પ્રયત્ન કરવો જોઇએ આ જીવનમા જ તેમણે પોતાનુ પૃથક્ વ્યક્તિત્વ એક અખિન પરમાત્મામા ડુબાડી દઇ તેમા જીવન જીવવાનો પ્રયત્ન કરવો જોઇએ પોતાના કરતા વિશેષ થવાનો જેને અનુભવ થયો છે તે જાણે છે કે પોતાનુ પોતાપણ ખોવુ એ બહુ જુજ હાનિ છે જે આત્મત્વ મુકી દઈ બને તેટલે સુધી સમગ્ર વિશ્વમા લીન થઇ ગયો છે અને જેના આત્મામા વધારે મહાન્ અને વધારે પવિત્ર વાછા ઉદ્ભૂત થઇ છે તેને જ વિશ્વમા યોગ્ય રીતે સ્થાન મળે છે, મૃત્યુથી જે આશાઓ ઉત્પન્ન થાય છે અને મૃત્યુદ્વારા જે સનાતન તાએ આપણે અવશ્ય પહોચીએ છીએ તેના વધુ વચન તેને જ માટે ખરી રીતે ઉચ્ચારી શકાય છે '

આ મતનો સાગરા એ છે કે મૃત્યુ પછી આત્માની જુદી હયાતી રહેતી નથી પણ તે પરમાત્મામા લીન થઇ જાય છે એ મત કેવો અસત્ય છે, કવો અસ્વીકાર્ય છે તે દર્શાવતા દાક્તર માર્ટિનો શ્લીઅરમેકર સબધે જ બનેનો એક બનાવ વર્ણવે છે એહરનફ્રીડ વોન વિલિક નામે એક યુવાન ઉપદેશક અને તેની પત્ની હેનરિએટા વોન મ્યુહ્‌લેનફેલ્સ એ બન્ને શ્લીઅરમેકરના ભાષણ સાભળી આતુરતાથી તેના મત તરફ આકર્ષાયા હતા તેની સાથે તેઓ પત્રવ્યવહાર કરતા અને તેની સાથે તેમને નિકટ સબધ થયો હતો હેનરિએટા માત્ર સોળ વર્ષની હતી લગ્ન પછી ત્રણ વર્ષે તેનો પતિ એહરનફ્રીડ મૃત્યુ પામ્યો તેમને બે સતાન હતા, અને તેમાનુ એક તે વેળા ગર્ભમા હતુ પતિના મૃત્યુથી થયેલી સકલ વેદના અને વિહ્વલતાનો ઉભરો હેનરિએટાએ પત્રદ્વારા શ્લીઅરમેકર આગળ કહાડ્યો તેની લાગણીનો વેગ ઉત્કટ હતો પણ તેમા વિચારવતતા રહેતી હતી મારો પતિ એહરીનફ્રીડ હજી જીવે છે અને અદૃશ્ય પદમા મારી વાટ જોય છે એવી તો સ્વાભાવિક શ્રદ્ધા હતી પણ શ્લીઅરમેકરના ભાષણોથી એ ફલિત થતુ હતુ કે પતિનો આત્મા હવે મારો રહ્યો નથી પણ મહાન્ અખિલતા (Great All) મા પાછો મળી ગયો છે એએ

ભાવ વચ્ચે તેના મનમા થતો વિરોધ બહુ ત્રાસજનક છે આ બે ભિન્ન મનથી થતો સંશય તે પોતાના પિતૃસમાન ઉપદેષ્ટા તથા સાત્વનદાતા સમક્ષ બહુપૂર્વક મુકે છે અને આગ્રહ કરે છે કે મારા સંશયનો છેદ કરો. તેના શુદ્ધ સહજ પ્રેમનો ઉદ્‌ગાર આ પ્રમાણે નિકળે છે

"ઓ શ્લીઅર, મારા શોકની અંદર પણ ધન્ય ક્ષણો આવે છે ત્યારે અમારો પ્રેમ કેવો હતો તેનો મને સાક્ષાત્કાર થાય છે અને મને લાગે છે કે આ પ્રેમ શાશ્વત છે અને ઈશ્વર એ પ્રેમનો નાશ કરે એ અશક્ય છે કેમક ઈશ્વર પોતે પ્રેમસ્વરૂપ છે જ્યા સુધી કુદરત આ દેહ ટકાવશે ત્યા સુધી હુ જીવીશ કેમકે જે બાળકો મારા અને એના છે તેમને માટે હજી મારે પ્રયાસ કરવાનો છે પણ હે ઈશ્વર ! જે લોકમા એ વસે છે તે તરફ આ લોકની પાર કેવી ઉત્કંઠાથી, કેવા અકથ્ય આનન્દના અનુભવની આતુરતાથી હુ દૃષ્ટિ કરૂ છુ ! મરવામા મને કેટલો આનદ થશે ! શ્લીઅર, મને તે ફરી નહિ મળે ! અરે મારા પ્રભુ ! હુ તમને, શ્લીઅર, વિનતિ કરૂ છુ કે, જે જે ઈશ્વરને પ્રિય છે અને પવિત્ર છે તે સર્વની ખાતર તમા રાથી બનતુ હોય તો, મને એવી નક્કી ખાતરીથી કહો કે હુ તેને ફરી મળીશ અને ઓળખીશ પ્રિય શ્લીઅર, આ વિશે તમારી છેક અંદરની શ્રદ્ધા શી છે તે મને કહો અરે ! જો એ તુટી પડે તો મારૂ શુ થાય ? હું જીવુ છુ તે એ માટે, ધીરજથી અને શાંતિથી હું સહન કરૂ છુ તે એ માટે, મારા અન્ધકારમય જીવનમા પ્રકાશ પડે છે તે આ એક માત્ર આશાથી,-કે તે મને ફરી મળે, હું ફરી તેને માટે જીવી શકુ હુ ફરી તેને ધન્યવાદ આપી શકુ હે પ્રભુ ! એ આશા નષ્ટ થઈ શકે નહિ " "મારા દીન હૃદયને કહો, તમે જે માનતા હો તે મને કહો "

આ આશાપ્રકાશ ઉપર થોડી વારે છાયો આવી તેને મંદ કરી નાખે છે

" શોકનો ભાર મને ઘણો જ મર્મભેદી ક્યારે લાગે છે તે તમે જાણો છો ? જ્યારે હું વિચાર કરું છું કે,–'ભવિષ્યમાં જુની વસ્તુઓ રદ્દ જશે જે એને માટે સહુથી વધારે લાયક હશે તે સહુથી વધારે એની પાસે હશે અને અરે ! એને ચાહનારામાંના ઘણા માન કરતાં વધારે લાયક છે,' અને જ્યારે હું વિચાર કરું છું કે–'એનો આત્મા પાછો ભળી ગયો છે, પીગળી જઈ મહાન્ અભિન્નતામાં તદ્દન મળી ગયો છે, જુનું તદ્દન ગયું છે, તે કદી ફરી ઓળખાય એમ પ્રકટ થવાનો નથી'–હે પ્રિય ન્લીઅન, આ મારાથી ખમાતું નથી, મને ઉત્તર દો "

આ પ્રશ્નનો સ્પષ્ટ ઉત્તર દીધા વિના છુટકો નહોતો એવા ઉત્તર માટે હેનરિએટાનો દૃઢ આગ્રહ હતો વચન સુપ્રકાશ દેખાય પણ વક્તવ્ય ગૂઢ રહે એવા વ્યાખ્યાનથી ચાલે તેમ નહોતું તેની તીવ્ર વેદનાવાળી અને ઉત્કટ ભરેલી શંકાનું સમાધાન થાય એવા ઉત્તરની જરૂર હતી સમભાવ અને તત્ત્વદર્શનના સામસામા આકર્ષણથી થયેલા આન્દોલનને લીધે ક્લીઅરમોન્ટના શબ્દ કંપમાન અને અસ્થિર છે, અને અનિવાર્ય 'ના'માં 'હા'નો આનન્દ મૂકવાનો તેમાં પ્રયત્ન છે

તે કહે છે, તું મને તારી શંકા દુર કરવાનું કહે છે પરંતુ દુઃખ સમયે થતી ભ્રમણાઓને ખરી કહેવાનું તું મને કહે છે પ્રિય બેટી, હું શું કહી શકું ? આ જીવન પછી શું આવેતું છે તે વિશે આપણે નિશ્ચયપૂર્વક જાણી શકતા નથી મારો અર્થ સમજવામાં ભૂલ ન કરીશ મારા કહેવાનો અર્થ એ છે કે દરેક વસ્તુ ચોક્કસ રૂપમાં દેખાય એવો કલ્પના આગ્રહ કરે છે તે કલ્પનાએ માગ્યા મુજબ નિશ્ચયપૂર્વક જ્ઞાન થઈ શકતું નથી પણ તે સિવાય, એ તો પરમ નિશ્ચય છે કે આત્માનું મૃત્યુ નથી, આત્માનો નાશ નથી, અને આ વાત નક્કી ન હોય તો કાંઈ નક્કી ન હોય એ ખરું છે કે વ્યક્તિમય જીવનમાં આત્માને પોતાનું સ્વરૂપ પ્રાપ્ત થતું નથી માત્ર તેનો આભાસ થાય છે પછી તે પાછો ચાલ્યો જાય છે આ રીતે તે

આપણે જાણતા નથી, એ બધુ આપણા જ્ઞાનની પેલે પાર છેઃ આપણે માત્ર કલ્પના કરી શકીએ છીએ'.

હેનરિએટાને એ વિચાર આવે છે કે 'અરે ત્યારે આભાસ તો સદાને માટે ઉડી ગયો છે–હુ તો બધુ જાણું છુ તે પ્રિય વ્યક્તિમય જીવન જાણુ છુ. અને તે તો જતું રહ્યુ, એ હવે એલ્ગનક્રીડ છે જ નહિ. તે ઇશ્વર પ્રતિ ગયા, તે ત્યા સલામત રહેવા માટે નહિ પણ ઇશ્વરમા સદા કાળને માટે ધ્વસ્ત થઈ જવા માટે.' એના હૃદયનો આ વિલાપ વાચીને સ્લીઅરમેકર તે દૂર કરવા આ પ્રમાણે બોધ કરે છેઃ

' મહાન્ અખિલમા પિગળીને મળી જવાની કલ્પના તારા ચિત્ત આગળ આવે ત્યારે, પ્રિય બાળકી, તેથી તીક્ષ્ણ ખેદનો સ્પર્શ તને થવા દઇશ નહિ. એમ જ ધારજે કે એ મૃત્યુમા ભળી જવાનુ નથી પણ જીવનમાં ભળી જવાનું છે, અને એ જીવન તે સર્વોત્તમ છે. આ જીવનમા આપણે સર્વ પ્રયત્ન કરીએ છીએ તે ખરે એ જ માટે કરીએ છીએ, માત્ર આપણે તે કદી પ્રાપ્ત કરતા નથી, અર્થાત્ જે દિવ્ય સમગ્રતાના અશ આપણે છીએ તેમા તન્મય થઇ તેમા જ માત્ર જીવન જીવવુ, અને જાણે આપણે આપણા પોતાના હોઇ શકીએ એવી ધારણાવાળો આપણુ પૃથકપણુ સ્થાપિત કરવાનો દાવો આપણામાથી કહાડી નાખવો, એ લક્ષ્ય પ્રાપ્ત થાય છે એલ્ગનક્રીડ હવે ઇશ્વરજીવનમા જીવતો હોય અને પ્રથમ તુ એનામા ઇશ્વરને ચહાતી અને જાણતી તે પ્રમાણે હવે તુ એ ઇશ્વરમા એને અનત-કાળ સુધી ચાહે તો એથી વધારે ભવ્ય અને વધારે કીર્તિમાન કાઈ હોય એમ તુ ધારી શકે છે ? આ શુ પ્રેમનો ઉચ્ચમા ઉચ્ચ હેતુ નથી ? અને માત્ર વ્યક્તિમય જીવનને વળગતી અને તેમાથી ઉત્પન્ન થતી દરેક વસ્તુ આની સરખામણીમા કાઈ વીસાતમા છે ?'

દાક્તર માર્ટિનો કહે છે કે આવા ખુલાસાથી આ શકાનુ નિવારણ થતુ નથી, વ્યક્તિમય જીવનપર વળગેલી વાઞ્છના આથી દૂર થતી નથી. હેનરિએટાને એમ લાગે છે કે 'મારા એલ્ગનક્રીડના આત્મામા

રહેલા ઈશ્વરને હું ચહાતી અને જાણતી ત્યારે એ વિષયો મારા પ્રેમના પાત્ર હતા; તેમાંનો એક મારી પાસે હતો અને તે અદરશ્ય બીજા વિષયની પ્રાર્થના કરવામાં મારી જોડે સામેલ થતો. હવે એડ-રનહીડને મુકી મને ચાલ્યો ગયો છે અને અનંત કાળ માટે ઇશ્વ-રમાં રહે છે તો હજીએ બે જીવન છે કે એક જ છે ? જો બે હોય તો, જે પ્રિય આત્મા અહીં મારો આધારભૂત હતો તેને હજી હું વળગી રહી શકું છું ? અને તેના પ્રતિ હું પ્રેમ કરૂં છું તે બદલ તે સામો મારા પ્રતિ પ્રેમ નહિ કરે ? અને આ પ્રમાણે અરસપ-રસ પ્રેમ થતો હોય તો એ વ્યક્તિમય જીવનના અન્તરતમ સ્વરૂપ સિવાય બીજું શું છે ? જ્યાં વ્યક્તિઓ ન હોય ત્યાં પ્રેમ અને જ્ઞાન શી રીતે શક્ય હોય ? એક જ વિષય મારા પ્રેમનું પાત્ર હોય, જીવાત્મા પરમાત્મામાં ભળી ગયેલો હોય તો તો એમ કેમ નહિ બને કે હું પણ નાશ પામીશ ? અને તેમ થાય તો મારા કરતાં જે ઉચ્ચ-તર પરમાત્મા તેને જાણવાનું અને ચાહવાનું મારાથી શી રીતે બની શકશે ? એમ કહેવામા આવે કે એવી સ્થિતિમાં મને સંપૂર્ણ અન્ત-ર્જ્ઞાન તથા ભક્તિ પ્રાપ્ત થશે તો તો મારૂં વ્યક્તિમય જીવન બાકી શક્તિ સાથે કાયમ રહેવું જોઇએ ? અને એક પણ વ્યક્તિમય જીવન કાયમ રહેતું હોય તો એવું કોઈ પણ જીવન શા માટે નાશ પામવું જોઇએ ?' દાક્તર માર્ટિનો કહે છે કે હેનરિએટાને આવા વિચાર થયા હોય તો એના ગુરુ કરતાં એને સત્યપ્રાપ્તિ વધારે થઈ હોવી જોઇએ.

દાક્તર માર્ટિનો કહે છે કે જીવાત્માના વ્યક્તિમય જીવન (personal life) સામે અભેદવાદ જે વાંધો લે છે તેમાં બે પ્રકા-રની ભૂલ છે, એક આત્મવ્યાપારના અનુમાનની અને બીજી ગણિત-વ્યાપારના અનુમાનની. ઉપર શ્લીઅરમેકરનાં વાક્ય ઉતાર્યાં છે તેમાં કહ્યા પ્રમાણે અભેદવાદી એવો આત્મવ્યાપાર માને છે કે આપણું આત્મત્વ જેમ સફલ થતું જાય તેમ આપણા પોતાપણાની વૃત્તિ-ઓનો આપણે ત્યાગ કરતા જઇએ છીએ તથા જે પરિપૂર્ણ એક

અખંડ આત્મમાં પુરતી કરનારા અંશભૂત આપણે છીએ તેનાથી ભેદ કરાવનારા કારણો આપણે છોડી દેવા જઇએ છીએ, અને જ્યારે આ પ્રાપ્તિ સંપૂર્ણ રીતે થઈ રહે છે ત્યારે આપણા અને તેના વચ્ચેનો ભેદ નષ્ટ થઈ જાય છે અને સર્વ પરમાત્મમય જ રહે છે. પરંતુ આમા એક શબ્દના જુદા જુદા અર્થ ઉપરથી દેત્વાભાસ થયેલો છે. "પોતાપણા" નો ત્યાગ કરવામા આવે છે એ ખરૂં છે, પણ, કોણ એ ત્યાગ કરે છે ? આપણે "પોતે" એ ત્યાગ કરીએ છીએ અને એ ત્યાગ કરવાનું "પોતાપણું" અવશ્ય છે. અને સ્વાર્થી વૃત્તિઓનો ત્યાગ કર્યા પછી, સ્વાર્થરૂપ શત્રુને હણ્યા પછી આપણું "પોતાપણું" સંપૂર્ણ પ્રકાશે છે, અત્યંત જીવનમય અને પ્રેમમય થાય છે. આત્મશાસનવડે પરમાત્મની ઇચ્છાને અનુકૂલ થઈ તે સાથે સંવાદી થનાર આત્મ ઇચ્છા એ લક્ષ્ય પ્રાપ્ત કરી કાયમ રહે છે. એ સવાદની સ્થિતિમા આત્માની સ્વઇચ્છા જતી રહેતી નથી. બે આત્માઓ વચ્ચે, જીવાત્મા અને પરમાત્મા વચ્ચે એ સંબંધ તેમની પોતાની "ઇચ્છાથી" થયેલો છે અને બન્નેને તેનો અનુભવ થાય છે. જે દિવ્ય સમગ્રતાનો હું અંશ છુ તેને પહોચવાના પ્રયત્નમા તેમા તન્મય થઈ તેમા જ જીવન જીવવું તેનો અર્થ એ છે કે હું તે સમગ્રતાનો એક ભાગ છુ એમ જાણવું, તે સમગ્રતાનો કયો ભાગ છુ તે જાણવુ, અને તે સમગ્રતામા મારૂં જે સ્થાન છે, મારી જે પદવી છે તેથી વિરોધી જે ઇચ્છાવૃત્તિઓ હોય તેનો ત્યાગ કરવો. પણ આ પ્રમાણે આપણું સ્વરૂપ જાણવું, તેનુ માપ જાણવુ, તેને સરખાવવુ, વિષમતા દબાવી દેવી અને તજી દેવી, એ બધો જીવાત્માનો પોતાનો વ્યાપાર છે. જીવાત્મા પોતે પોતાના કેન્દ્રમાથી વિચાર, પ્રયત્ન, પ્રેમ, એ પ્રમાણે બહાર પાડે છે. અને પરિપૂર્ણતાની પ્રાપ્તિ થાય છે ત્યારે એ વિચાર, પ્રયત્ન, અને પ્રેમ ધ્વંસ પામતા નથી પણ વાસ્તવિક રીતે ઉત્તમ ઉલ્લાસ પામી સફલ થાય છે. જીવાત્મા "પોતાના અધમ અંશ" ફેકી દઇ પરમાત્માને અનુકૂલ થાય છે, પરમાત્મા સાથે

સંવાદી થાય છે, અને તેનું એ "પોતાપણું" કાયમ રહે છે ત્યારે જ એ પ્રાપ્તિ થાય છે. એ પ્રાપ્તિમાં એ બેનો સંવાદ–મળતાપણું થાય છે; પણ એ બે ભળી જાય છે એમ કહેવું એ ભ્રાન્તિ છે.

ગણિતવ્યાપારના ધોરણથી અભેદવાદમાં જે ભૂલ થાય છે તે એવી છે કે અનંતની જોડાજોડ સાંત (અંતવાળું) હોઇ શકે નહિ પણ સાંત તે અનંતમાં ભળી જવું જોઇએ અને મળી જવું જોઇએ, એવી એ વાદમાં કલ્પના કરવામાં આવે છે. વ્યક્તિમય જીવાત્મા તે એક નાના ઘેરાવા આસપાસની કૃત્રિમ વાડ હોય અને તેની અંદર માનવ જીવનના ભેદમય અનુભવ થતા હોય અને તેની આસપાસની અનંતતાથી જુદો થયેલો એ ઘેરાવો થોડા કાલ માટે હોય એમ કલ્પવામા આવે છે. અખિલ આકાશમાનું થોડું આકાશ ઘટની અંદર આવેલું હોય તે ઘટાકાશની પેઠે જીવાત્મા તે અખિલ બ્રહ્મથી–પરમાત્માથી જુદો જણાતો કહેવામા આવે છે; અને આ પ્રમાણે જુદી વ્યક્તિ લાગે ત્યાં સુધી પણ તે ભ્રમણા જ છે, બ્રહ્મ તે અખિલ છે, વાસ્તવિક રીતે તેમાંથી કંઇ કહાડી લઈ શકાતું નથી, જુદું પાડી શકતું નથી, તે જુદું જણાય તે માયા છે, વ્યવહારદષ્ટિનો બનાવ છે, આભાસ છેઃ એમ આ અભેદવાદનો સિદ્ધાન્ત છે. અને, જન્મદ્વારા જે બાહ્યાભાસી ભેદનો આરંભ થાય છે તે ભેદને મૃત્યુ ધોઇ નાખે છે, વ્યક્તિને મૃત્યુ પાછું વિશ્વમા સોંપી દે છે એમ ધારવામા આવે છે. આકૃતિઓની ગણનાથી પરિમાણોના જે સંબંધ સમજાય છે તેને ધોરણે અભેદવાદની આ ધારણા થાય છે. પણ આત્માઓને એ ધોરણ લાગુ પડેલું નથી. અનંત તે કાંઈ સર્વનો સરવાળો નથી. અનંત ઉપરાંત બીજું કાંઈ હોય તો અનંત તે અનંત ન હોય એમ ધારવામાં આવે છે તે ભૂલ છે. અનંત આકૃતિ હોય ત્યા અલબત્ત તે ઉપરાંત બીજું કાંઈ હોઇ શકે નહિ. પદાર્થોના અનંત સમૂહમાં અનંતતા ઉપરાંત સૂર્યની આકૃતિ છે એમ કહી શકાય નહિં, કેમકે તે આકૃતિ અનંતતામાં આવી ગઇ. પરંતુ પરિમાણવાળા અને એક

સરખા બંધારણવાળા પદાર્થોનો સંબંધ જ આ પ્રકારનો છે. અન્યત્ર એવો સંબંધ નથી. પરિમાણોના વિષયમા પણ એક અનંતનાથી બીજી અનંતના અસ્તિત્વને બાધ આવતો નથી; કેમકે કાલમાં અનંતતા હોઇ શકે છે તેમ જ દિશામાં અનંતતા હોઇ શકે છે તે એક બીજાને નિયમિત કરતા નથી, કાલ અનંત હોવા છતાં દિશામાં ચોરસ વાર હોઈ શકે છે અને તે કાલના અનંતપણાને નડતો નથી. પરિમાણને બદલે ગુણની અનંતતાપર આવીએ છીએ ત્યારે એ અનંતના તે સરવાળો હોતો નથી પણ ગાઢતા–વિશિષ્ટતા હોય છે; અને એવી અનંતતાથી જે ઓછું હોય તે બધાનો એ અનંતતામા સમાવેશ થતો નથી, પણ ઉલટું, તે એ અનંતતાથી તદ્દન જુદું હોય છે; ઉદાહરણાર્થ, અનંત "જ્ઞાન" તે જે જે થઈ ગયુ અને જે જે શક્ય છે તેનો સંપૂર્ણ વિચાર છે, અને અપૂર્ણ જ્ઞાન કે જેમા સત્ય અને ભ્રમ બન્નેનું મિશ્રણ છે તેનો એ જ્ઞાનમા સમાવેશ થતો નથી: આ આવા અપૂર્ણ જ્ઞાનના વિષય માટે એક બીજા વિચારનાર વિષયીની,– નિયમિત શક્તિના મનની જરૂર પડે છે. અને અનંત જ્ઞાનની સાથે આવી સાત–પરિમિત બુદ્ધિનું અસ્તિત્વ હોય એમા શો બાધ છે? એમાનુ પ્રથમ વાસ્તવિક હોય તો તેથી બીજાની વાસ્તવિકતાને શો બાધ આવે છે? દુનિયામા વિદ્વાનો, પંડિતો અને મહાબુદ્ધિશાળી મનુષ્યો હોય છે તે ઓછી બુદ્ધિના મનુષ્યોના અભાવે હોતા નથી પણ બન્ને પ્રકારના મનુષ્યો એક સાથે હોય છે. અને, દિવ્ય પરમાત્માની બુદ્ધિની એવી અનંતતા છે કે તે જે વિચારવ્યાપાર કરે તેની અવધિ નથી હોતી પણ તેથી આપણામા અપૂર્ણ બુદ્ધિશક્તિના ભાગ્યા તુટયાં કિરણો હોય તે હકીકતને બાધ આવતો નથી. વળી સાત-બુદ્ધિ અનંતથી ઉલટી હોઇ તેની સાથે સમકાલીન અસ્તિત્વમા હોઇ શકતી ન હોય તો તો એ અશક્ય વાત કોઇ કાલે પણ, થોડા વખત માટે પણ, શક્ય કેમ થાય! આ જીવનની અવસ્થામા એ વાત શક્ય કેમ છે અને મૃત્યુ પછી જ તે કેમ અશક્ય થઇ જાય છે?

એવી સાત બુદ્ધિવાળો જીવાત્મા એક વાર અનંત આત્માથી જુદો પડ્યો છે, અનસ્તિત્વમાંથી અસ્તિત્વમાં આવ્યો છે તો મૃત્યુની પાર જઈ કાયમ રહેતા તેને શી હરકત છે? જીવાત્મા શૂન્ય શક્યતામાંથી અસ્તિત્વમાં આવી પૃથક્ લક્ષણવાળી અને શક્તિવ્યાપારના અનુભવવાળી વ્યક્તિ થઈ તૈયાર થયો છે મૃત્યુ પછી માત્ર તેના ચૈતન્ય વ્યાપાર માટે નવા ધામની જરૂર છે, નવી વ્યક્તિ થવાની જરૂર રહી નથી આ વ્યક્તિમાં કાયમ રહેવાની સ્પૃહા છે, કાયમ રહેવાની આશા છે કાયમ રહી પ્રેમવ્યાપાર અને જ્ઞાનવ્યાપારથી ધન્ય થવાની આકાંક્ષા છે અને તેને કાયમ રહેવા ન દેનાર કાંઈ કારણ નથી

આ રીતે દાક્તર માર્ટિનો દર્શાવે છે કે મૃત્યુ પછી કે કોઈ કાળે જીવાત્માનું પૃથક્ જીવન નષ્ટ થતું નથી ઘટ ભાગી જતા તેમાંનુ આકાશ બહારના આકાશ સાથે મળી જાય છે, તેમ, જીવાત્માનું વ્યક્તિમયજીવન તે વિશ્વનો અનિત્ય આભાસ કે વિકાર હોઈ મળી જાય છે અને એ ભ્રમ આત્માને શરીરનું ઉપમાન અજાણપણે અપાયાથી થવાનો સંભવ છે દાક્તર માર્ટિનો કહે છે તેમ શરીરનો શ્વાસ થતા એમાં ઘેરાઈ રહેલો આત્મા તે જાણે વાયુ હોઈ બહાર નિકળતા બહારના વાયુ સાથે મળી જતો હોય એવી ભૂલભરેલી કલ્પનાની અસર ફીનસુદ્ધાં પણ ન થાય તેમ નથી મૃત્યુ પછી જો આત્માને વિચાર ન હોય, પ્રેમ ન હોય, પૂજ્યબુદ્ધિ ન હોય, સ્વેચ્છા ન હોય તેના વ્યાપારના પાત્ર ન હોય તો તેની મૃત્યુ પછીની અવસ્થા ઉચ્ચતમ કેમ હોય પર્યાપ્તિ કેમ પામે?

જેનો આરંભ થયો હોય તેનો અંત થવો જોઈએ અને તે માટે જીવાત્માનુ વ્યક્તિમય જીવન અંત પામવું જોઈએ એ દલીલ પણ ભૂલભરેલી છે દાક્તર માર્ટિનો દર્શાવે છે કે આરંભવાન્ હોય તેનો અંત આવવો જ જોઈએ એ નિયમ માનવા માટે કાંઈ આધાર નથી ન્યુટને શોધી કહાડેલો ગતિનો નિયમ એ છે કે ખાલી આકાશમાં કોઈ કણને એક વાર ગતિ આપ્યા પછી તે સર્વ કાળ સુધી

સીધી લીટીમાં એકની એક ગતિથી ચાલ્યાં કરશે, અને બહારથી બીજું બળ આવીને નડે તો જ તેમાં ફેર પડે કે તે બંધ થાય. પૃથ્વી વગેરેમાં ગુરુત્વાકર્ષણનો ધર્મ છે તે વિશ્વમાંના પદાર્થને એકવાર પ્રાપ્ત થયેલો ધર્મ છે એમ આપણે જાણીએ છીએ તે છતાં તે ધર્મ એ આરંભના કારણથી કોઇ કાળે બંધ પડવો જ જોઇએ એમ નથી. આ રીતે આરંભવાન્ અસ્તિત્વો શાશ્વત રહેવાનાં મ્હોટાં ઉદાહરણો વિશ્વમાં છે. પરમાત્માએ જીવાત્મા સ્થાપી તેમાં પોતાના સરખાં ચૈતન્ય અને ઇચ્છાવ્યાપાર મુક્યાં છે, તેમાં યથાયોગ્ય કર્તૃત્વશક્તિ મુકી છે તો આ સર્વ કાળ ચાલવાનું નથી એમ માનવાનું શું કારણ છે ? આપણા આત્માની અન્તર્વૃત્તિ તો આપણને આપણી અનંતતાની પ્રતીતિ કરાવે છે. વિચાર, પ્રેમ અને સાધુત્વની ( સત્ ચિત્ અને આનંદની ) કાળક્રમમાં સ્થિતિ જોઇએ તો તે નિરંતર આગળ વધનારાં છે, ચક્રમાં ફરી પોતાને મૂળ સ્થળે પાછાં આવનારાં નથી, તેમનો ઉલ્લાસ અને તેમની ગતિ વૃદ્ધિ પામતા જ જાય છે.,

આ રીતે પૂર્વોક્ત દૃષ્ટાન્તોમા કહેલી પત્નીપ્રેમમા રહેલી પરકાળની આકાક્ષા, પ્રેમપાત્ર સાથે સદૈવ પ્રેમવ્યાપાર ચલાવી ધન્ય થવાની આશા, પત્નીના વિશુદ્ધ આત્મામા આવિર્ભૂત થતી આત્માની અનંતતાની ઝાખી, આપણી પ્રતીતિ કરાવે છે કે આ શરીરમય જીવનને અંતે આત્માનો નાશ થતો નથી પણ આત્માનુ પ્રેમમય, શ્રદ્ધામય, જ્ઞાનમય, આનંદમય, ચૈતન્યમય જીવન શાશ્વત રહે છે, અને પરમાત્માના સામીપ્યમા તેની કૃપાછાયા નીચે પુણ્ય આત્માઓ પરસ્પર પ્રેમવ્યવહાર કરી તથા એ પ્રેમના પ્રવર્તાવનાર પરમાત્મા પ્રતિ પ્રેમનો ઉપહાર સમર્પી તેનો પ્રેમ પામી અનંત જીવનનો અનુભવ કરે છે.

આત્માનું એ અનંતત્વ-એ અમૃતત્વ આ રીતે જ્ઞાનગમ્ય છે, તેમજ તે અનંતત્વની-અમૃતત્વની પ્રાપ્તિ માટે તેનું જ્ઞાન આવશ્યક છે.

प्रतिबोधविदितं मतममृतत्वं हि विन्दते ।
आत्मना विन्दते वीर्यं विद्यया विन्दतेऽमृतम् ॥
केनोपनिषद्

અર્થઃ—બુદ્ધિના પ્રત્યેક બોધવડે જાણી શકાય એવુ અમૃતત્વ મત (માનવામા આવેલુ હોય છે ત્યા પુરુ તે અમૃતત્વ) નિશ્ચય પામે છે (પુરુષ) (પોતાના) આત્માવડે સામર્થ્ય પામે છે અને વિદ્યા વડે અમૃત પામે છે.

इह चेदवेदीदथ सत्यमस्ति न चेदिहावेदीन् महती विनष्टिः ।
भूतेषु भूतेषु विचिन्त्य धीराः प्रेत्यास्माल्लोकादमृता भवन्ति ॥
केनोपनिषद्

અર્થ —આ જન્મમા (પુરુષ) જો (અમૃતત્વ) જાણે છે તો (તેની સમક્ષ તે) સત્ય વિદ્યમાન છે (અર્થાત્ તે અમૃતત્વને સત્ય તરીકે અનુભવે છે), (તે) નથી જાણતો તો મહોટો વિનાશ થાય છે, ધીર પુરુષ પ્રત્યેક ભૂતને વિશે (આ અમૃતત્વનુ) ચિન્તવન કરીને આ લોકમાથી જતા અમૃત થાય છે

આત્માના અમૃતત્વની પ્રતીતિ બુદ્ધિમા વ્યાપી રહે તે વિના અમૃતત્વની પ્રાપ્તિ થઇ શકતી નથી અને તેની પ્રતીતિ આ જન્મમા મૃત્યુ પહેલા ન થાય તો મહાન વિનાશ થાય છે, મહોટી હાનિ થાય છે પોતાનો આત્મા અમૃત છે એ સત્યનુ દર્શન આત્માના શ્રેય માટે આવશ્યક છે એ દર્શન વિના એ અમૃતત્વની સ્પૃહા થતી નથી અને તેની પ્રાપ્તિ માટે પ્રયાસ થતો નથી એ અમૃતત્વની સ્પૃહા–કામના, હલકી વસ્તુ નથી, અપકર્ષ કરાવનાર નથી, કામના માત્ર દુષ્ટ નથી, ફક્ત વિષયસુખની કામના દુષ્ટ છે વિષયસુખની કામના અધોગતિ કરાવે છે, પણ અમૃતત્વની કામના ઉચ્ચ ગતિ

કરાવે છે. પરમાત્માના સામીપ્યના અનુભવની, પરમાત્મા સાથેના યોગની, પરમાત્માના, સત્ય, જ્ઞાનમય, આનંદમય, અમૃતમય સ્વરૂપના અંશની પ્રાપ્તિની કામના શ્રેયસ્કર છે. તે જ માટે પરમાત્માના સામીપ્યમાં જનાર ધન્ય આત્માઓને 'આપ્તકામ' કહ્યા છે.

येनाक्रमन्त्यृषयो ह्याप्तकामा यत्र तत्सत्यस्य परमं निधानम्।

३ मुण्डकोपनिषद्

અર્થઃ—'જે (સત્ય) વડે આપ્તકામ (કામનાઓની સંપૂર્ણતા પામેલા) ઋષિઓ જ્યાં તે સત્યનુ પરમ નિધાન છે (ત્યા) ગતિ કરે છે.'

स एवं विद्वानस्माच्छरीरभेदादूर्ध्व उत्क्रम्यामुष्मिन् स्वर्गेलोके सर्वान् कामानाप्त्वाऽमृतः समभवत् । समभवत् ॥

४ ऐतरेयोपनिषद्

અર્થઃ—'તે એવી રીતે જાણતો છતો આ શરીરના વિનાશથી ઉંચે ગતિ કરીને તે સ્વર્ગ લોકમા સર્વ કામને પામીને અમૃત થયો; થયો.'

અમૃતત્વની કામના ઉપર કહેલા ઉદાહરણોમા પ્રેમમય પત્નીમા રહેલી જોવામા આવી તે આ રીતે આત્માની ઉચ્ચાવસ્થાનુ ચિહ્ન છે તેમ જ આત્માના અન્યશ્રેયનુ પ્રમાણ છે. પ્રેમની ભાવનાવડે પરમાત્મા પતિ પત્નીને અમૃતત્વના જ્ઞાનમા તથા તેની પ્રાપ્તિના માર્ગમા દોરે છે એ તેની અદ્‌ભુત લીલા છે.

---

# સત્યનું આયુષ્ય

'Every truth has a life of fifteen years' દરેક 'સિદ્ધાન્તની સત્યતાનુ આયુષ્ય પદર વર્ષનું હોય છે એવા વચનનો વર્તમાનપત્રોમા અને જાહેર ભાષણોમા ઉચ્ચાર થતો જોઈ સત્યની શોધ માટે પ્રયાસ કરનાર જનોને નિરાશા થશે ઘણી મહેનત, ઘણી ખોજ ઘણા અભ્યાસ, ઘણા પરામર્શ પછી સત્યની પ્રાપ્તિ થવા માટે ઘણા કાનક્રમે ઘણા ચિંતકો અને શોધકોના અનુભવ એમ થયા પછી તે સત્ય વિશે ખાતરી થાય અને સિદ્ધાન્ત બધાય, અને એ બધા પરિશ્રમને પરિણામે સ્થપાયેલુ સત્ય પદર વર્ષ જ ટકે, પદર વર્ષ પૂરા થયે તેનું સત્યત્વ ઉતરી જાય, સત્ય ગણાયેલો સિદ્ધાન્ત ખોટા પડેના વિચારના જથામા નાખી દેવામા આવે, તો પછી મનુષ્યની બુદ્ધિનુ પ્રયોજન શુ વિચાર કરવાની સાર્થકતા શી, મૃગતૃષ્ણિકા પેઠે સદૈવ ખોળા પડતા અને દૂર નાસતા સત્યવાળા જ્ઞાનની ઉપયોગિતા શી એવી ભ્રાન્તિઓથી ભરેના જીવનમા આનદ શો, ઉન્નતિ શી?—એવા વિચાર સત્યને સર્વસ્વ માનનાર જનોને થાય તો તે અસ્થાને નથી પરતુ દરેક સત્યનુ આયુષ્ય પદર વર્ષનું હોય છે, એ મત પરીક્ષા વિના સ્વીકારી શકાય તેવો નથી, અને પૃથક્કરણ કરતા તેનુ વાસ્તવિક અર્થ નક્કી કરી શકીશુ

પ્રથમ તો એ લક્ષમા રાખવાનુ છે કે સાધારણ વ્યવહારની વાત ચિતમા દરેક બધા એવા સકલતા વાચક શબ્દો ઘણી શિથિલ તાથી વાપરવામા આવે છે સાર્વત્રિક વ્યાપ્તિ દર્શાવવાનો એવા ઉપયોગને પ્રસગે હેતુ હોતો નથી પણ તે વખતે ધારેલા અમુક સુનિર્ણિત વર્ગની વ્યક્તિઓમા જ રહેલી વ્યાપ્તિ દર્શાવવાનો હેતુ હોય છે ઇગ્લાડનો પ્રધાન રોબર્ટ વૉલપોલ કહેતો હતો કે Every patriot has his price, દરેક સ્વદેશભક્તને ખરીદવાની

કિંમત હોય છે, ' તેનો અર્થ એવો નહોતો - દુનિયાના સર્વ દેશોમા અને સર્વ સમયે જે જે પુરુષ સ્વદેશભક્ત હોય તે લાયને વરા થાય એવા હોય અને હોવો જ જોઈએ પરતુ, નૅાનપોલન સમયમા ઇગ્લાડની ગજદારી બાબતોમા જે પુરુષો સ્વદેશભક્તિ ખાતર નૅાનપોલના રાજ્તનની સામે થના હતા તેમને સબધે નૅાનપોનનુ એવુ કહેવુ હતુ અને એ વાક્યમાનો 'દરેક શબ્દ' 'એ વર્ગમાનો ' દરેક ' એટલા જ અર્થમા વપરાયેલો હતો, 'દુનિયામાનો દરેક,' એવા અર્થમા વપરાયેલો નહોતો એ જ રીતે, 'બધા માણુસો દેવદત્તને ભલો સમજે છે' એવા વાક્યમા 'બધા ' માણસો એટલે ' આખી મનુષ્યજાતિ' નહિ, પણ, 'દેવદત્તને ઓળખનાર બધા માણસો, ' 'બધા મરાઠા લશ્કર લુટફાટ કરતા હતા' એ વાક્યમા 'બધા મરા ઠા લશ્કર' એટલે 'મહારાષ્ટ્રના હરકોઈ ભાગમા હરકોઈ કાળે વિગ્રહ કરનારના લશ્કર' નહિ, પણ ઇશ્વીસનના સતરમા તથા અઢારમા સૈકામા જે મરાઠા રાજ્યો સ્થાપિત થયા હતા તેમના લશ્કર 'બધા ખેડુતોને ચોમાસામા વરસાદની જરૂર હોય છે એ વાક્યમા બધા ખેડુતો' એટલે 'દુનિયાના બધા દેશના બધા ખેડુતો નહિ પણ 'જે દેશોમા નિયમિત ચોમાસુ આવે છે અને જ્યા (નદીઓના પૂર વગેરેથી નહિ પણ ) વરસાદના પાણીથી ખેતી થાય છે તે દેશોમાના જે ખેડુતોના ખેતરોમા જોઇતો વરસાદ પડી ચુક્યો ન હોય તે બધા ખેડુતો' આ રીતે, ઉપરથી સાર્વત્રિક વ્યાપ્તિના આભાસ વાળા વાક્યોમા વિધેય ( predicate ) પ્રસ્તુત વિષય લક્ષમા હોવાથી વાક્ય બોલનારના ધારવામા આવેના જાણીતી મર્યાદાવાળા ઉદ્દેશ્ય ( subject ) સબધે જ વ્યાપ્તિ દર્શાવે છે ઉદ્દેશ્યનુ વિશે પણ 'સર્વ' ' દરેક' એવુ હોવા છતા અમુક સુવિદિત વર્ગના 'સર્વ' 'દરેક' વિશેજ બોલવાનો હેતુ હોય છે

આરભમા કહેલા વાક્યમા વપરાયેલો 'દરેક' શબ્દ પણ આ રીતે 'અમુક વર્ગનો દરેક' એ અર્થમા વપરાયેલો છે. અર્થશાસ્ત્ર

(Economics) મા 'અબાધિત વ્યાપાર' (Free Trade) નો મત એક વેળા ભૂમિતિના સિદ્ધાન્ત સરખો સર્વ દેશ અને સર્વ કાલ માટે નિશ્ચળ અને અમોઘ મનાતો હતો. પરંતુ, તેની સાર્વત્રિકતા વિશેની શ્રદ્ધા હાલમા ઘટી ગઈ છે. કેટલાક દેશોમા અબાધિત વ્યાપારથી લાભ ન થાય એવા વાધાથી આરંભ થતા હાલ તો કોઈ પણ દેશ માટે અબાધિત વ્યાપારની પદ્ધતિ યોગ્ય છે કે કેમ એ વિશે અર્થશાસ્ત્રની અને રાજતંત્રની ચર્ચામા મહોટા વિવાદ ચાલી રહ્યો છે. એજ પ્રમાણે શિક્ષણશાસ્ત્ર (Pedagogy) મા છોકરાઓને સજા કરવી એ ઉચિત છે કે કેમ, અભ્યાસને પરિણામે પરીક્ષા લેવાની જરૂર છે કે કેમ, આંક અને કવિતા મ્હોડે કરાવવાથી લાભ છે કે કેમ, એ વગેરે વિશે એક સમયે દઢતાથી સ્થપાયેલા સિદ્ધાન્તોમા બહુ ફેરફાર થઇ ગયો છે. એશિઆની પ્રજાઓ સ્વતંત્રતાની ભાવના ઝીરવી શકે કે કેમ, હબસીઓની ગુલામગીરી કાયમ રાખવા જેવી હતી કે કેમ, લશ્કરો વધારવાથી સલાહ શાંતિનો સંભવ વધે છે કે કેમ, એ વગેરે પ્રશ્નો વિશે રાજનીતિ--શાસ્ત્રના સિદ્ધાન્તો પણ વણી ફુરાવતા અને વિદ્વત્તાભરેલી ચર્ચાને પરિણામે સ્થિર રહી શક્યા નથી. આ અને આ પ્રકારના સિદ્ધાન્તોના વિવેચનના પ્રસંગોમા 'દરેક સિદ્ધાન્તની સત્યતાનુ આયુષ્ય પદર વર્ષનુ હોય છે' એ વચન વપરાય છે, અને એ વાક્યમાનું 'દરેક' પદ તે માત્ર 'આ વર્ગના સિદ્ધાન્તોમાનો દરેક' એ અર્થમા ઉદ્દિષ્ટ હોય છે ધર્મ અને તત્ત્વજ્ઞાનના વિષયોમા જેને આપણે 'સનાતન સત્યો' (Eternal Verities) કહીએ છીએ તેને આ આયુષ્યની મર્યાદા લાગુ પડવાનો હેતુ હોતો નથી.

પ્રાચીન ગ્રીક ફિલસૂફ પ્લેટોએ કરેલો એક વિષયવિભાગ આ સબંધે લક્ષમા લેવા યોગ્ય છે તે કહે છે કે જ્ઞાન સત્ (being=જે ખરેખરી રીતે છે તે) વિશે હોય છે અને અજ્ઞાન અસત્ (not-being =જે વાસ્તવિક રીતે છે નહિ તે) વિશે હોય છે, અર્થાત્ જ્ઞાનનો વિષય

મત છે અને અજ્ઞાનનો વિષય અસત્ છે. પ્લેટો કહે છે કે આ બે સિવાય એક ત્રીજા પ્રકારની ઉપલબ્ધિ છે, તે જ્ઞાન પણ નથી, અને અજ્ઞાન પણ નથી તેનો વિષય સત્ પણ નથી અને અસત્ પણ નથી. તે ઉપલબ્ધિને તે opinion (મત, અભિપ્રાય) કહે છે. આ વિભાગ વિચિત્ર લાગશે અને ગ્રીકની વિચારપદ્ધતિની વિશેષતા તેમાં રહેલી છે જ, પરંતુ તે અર્થહીન નથી. જેનું ખરેખરૂં અસ્તિત્વ છે તે જાણવામાં આવે તો, તત્ત્વ જાણવામાં આવે તો, ખરૂં જાણવામાં તો તે જ્ઞાન છે, અને, જેનું અસ્તિત્વજ નથી, જે છે જ નહિં તેનું અસ્તિત્વ એમ છે જાણવામાં આવે તો તે અજ્ઞાનછે. નસીબ ન હોય તે છતાં નસીબ છે એમ જાણવું તે અજ્ઞાન છે; ભૂત પિશાચ ન હોય તે છતા ભૂત પિશાચ છે એમ જાણવું તે અજ્ઞાન છે; સૂર્ય પૃથ્વીની આસપાસ ફરતો ન હોય તે છતાં સૂર્ય એ રીતે ફરે છે એમ જાણવું તે અજ્ઞાન છે. ઇશ્વર અનેક ન હોય તે છતાં ઇશ્વિર અનેક છે એમ જાણવું તે અજ્ઞાન છે. આ ભાવાર્થથી પ્લેટો કહે છે કે અસત્ તે અજ્ઞાનનો વિષય છે. પરંતુ પ્લેટો કહે છે કે અજ્ઞાન નહિ એવી બધી ઉપલબ્ધિ તે તે જ્ઞાન નથી. જ્ઞાન તો સાર્વત્રિક (universal) હોય છે, તેનો વિષય જે સત્ છે તે ઉપાધિવશ હોતુ નથી. સાધારણ વ્યવહારમાં મનુષ્યો વખતો વખત મનમા જે ધારણા કરે છે તે એવું જ્ઞાન હોતું નથી, તે માત્ર અભિપ્રાય હોય છે. તે છેક અજ્ઞાન નથી હોતું. તે જ્ઞાન અને અજ્ઞાનની વચ્ચે આવેલુ હોય છે; જ્ઞાનની સાથે સરખામણીમા તે તિમિરમય હોય છે, પણ, અજ્ઞાનની સાથે સરખામણીમાં તે પ્રકાશમય હોય છે. તેનો વિષય તે સત્(being) નથી, અસત્ (not-being) નથી, પણ 'ભવત્' (becoming) છે;-વ્યવહારમા જે બન્યુ જાય છે તે અભિપ્રાયનો વિષય છે. ઉદાહરણાર્થ, પ્લેટો કહે છે કે જેઓ માત્ર અનેક સુન્દર વસ્તુઓ કે અનેક ન્યાય્ય વસ્તુઓ જ જોઈ શકે છે પણ એ અનેકતામાં રહેલી એકતા જોઇ શકતા નથી તેઓ માત્ર અભિપ્રાય જ

પ્રાપ્ત કરી શકે છે, તેઓ જ્ઞાન પ્રાપ્ત કરી શકતા નથી. અનેક સુન્દર વસ્તુઓમાં રહેલી એક સુન્દરત્વભાવના, અનેક ન્યાય્ય વસ્તુઓમાં રહેલી એક ન્યાયભાવના, જે જોઇ શકે,—નિરપેક્ષ (absoluto) એક જે જોઇ શકે, તે સત્ જુએ છે, તેને જ્ઞાન પ્રાપ્ત થાય છે. એ સત, એ ભાવના, તે સર્વદા એની એ રહે છે. પણ, સુન્દર દેખાવો, ન્યાય્ય બનાવો તો બન્યા જાય છે, બદલાયા જાય છે; અને, તેમનું ખરાપણું માત્ર સાપેક્ષ (relativo) હોય છે, એક દેખાવ અમુક સંબંધે સુન્દર જણાય પણ કોઈ બીજા સંબંધે કુરૂપ જણાય; એક બનાવ અમુક સંબંધે ન્યાય્ય જણાય પણ કોઇ બીજા સંબંધે અન્યાય જણાય. મોટું—નાનું, ભારે—હલકું, એ વગેરેમાંનાં એક જાતનાં વિશેષણો જેમને લગાડવામાં આવે છે તેમને એમાંનાં બીજી જાતનાં વિશેષણો પણ લગાડી શકાય. આવી જાતની ઉપલબ્ધિ તે કાંઈ જ્ઞાન નથી, તે માત્ર અભિપ્રાય છે. પ્રાકૃત મનુષ્યોના આ પ્રકારના વિચાર કેવળ સત્ અને કેવળ અસત્ વચ્ચે અર્ધે માર્ગે અથડાયાં કરે છે; 'ભવત્'ના વહ્યા જતા પ્રવાહમાંથી જ્ઞાન અને અજ્ઞાન વચ્ચે પકડાઈને અભિપ્રાયના મનોવ્યાપારમા એવા વિચાર ઘેરાઈ રહે છે. (રિપબ્લિક, અધ્યાય ૫.)

પ્લેટોના આ નિરૂપણમા કલ્પનાનું મિશ્રણ છે અને બુદ્ધિવ્યાપારનું તેણે કરેલું પૃથક્કરણ સર્વથા સ્વીકારી શકાય તેવું નથી. પરંતુ, સત્યની નિત્યતા માટે પ્લેટોએ કરેલો આગ્રહ મનમા ઠસાવી રાખવા જેવો છે. દુનિયામા દેખાવો, બનાવો, વસ્તુઓ થયા જાય છે, બદલાયાં જાય છે, જુના નાશ પામ્યા જાય છે, નવાં ઉત્પન્ન થયા જાય છે; એવી અનેકતાનો પ્રવાહ નિરંતર વહ્યો જાય છે. તેમના એ બાહ્ય દર્શન વિશે મનુષ્યોના વિચાર થાય અને બદલાય, જુદા જુદા મનુષ્યોને જુદા જુદા દષ્ટિબિન્દુથી જુદા જુદા વિચાર થાય, એ જ મનુષ્યોને જુદા જુદા સંબંધમા અને સરખામણીમાં એના એ જ વિષયો વિશે જુદે જુદે પ્રસંગે જુદા જુદા અને એક બીજાથી

વિરોધી વિચાર થાય. પણ, એ સર્વ જ્ઞાન નથી, એ માત્ર અભિપ્રાય છે. જ્ઞાન તો નિશ્ચલ સત્યનું હોય છે. અને સત્ય તે કાંઇ સામસામી અને વિરોધી કોટીઓ વચ્ચે ઝોલા ખાતું નથી એ સર્વ અનેકતા તે કેવળ અસત્ય નથી, પણ તે 'ભવત્' હોઇ તેનો પ્રવાહ વહ્યો જાય છે. તે અનેકતાની આધારભૂત જે એકતા છે, બદલાતી જતી સુન્દર વસ્તુઓમા જે સુન્દરતાનું તત્ત્વ છે-સુન્દરતાની ભાવના (idea) છે, તે સત્ય છે. સુન્દર વસ્તુઓ અનેક બદલાશે અને નાશ પામશે, તેમના વિશે મનુષ્યોના જુદા જુદા અભિપ્રાય થશે; પણ, સુન્દરતાના તત્ત્વ વિશે—સુન્દરતાની ભાવના વિશે તો સત્ય નિશ્ચળ જ્ઞાન થશે. તે જ પ્રમાણે બીજી એકનામય ભાવનાઓ (ideas) વિશે પણ નિત્ય નિશ્ચલ જ્ઞાન થશે. આવા નિત્ય નિશ્ચલ જ્ઞાનનો વિષય તે જ સત્ય છે, એવો પ્લેટોનો આશય છે.

એકતાની અમૂર્ત ભાવનાઓની પદવી પ્લેટો એટલી ઉંચી કલ્પે છે કે તેના મૂર્ત આવિર્ભાવ તરફ તેને તિરસ્કારવૃત્તિ થાય છે. સુન્દરતાની ભાવનાને તે ઉચ્ચ ગણે છે, ફિલસુફના જ્ઞાનને યોગ્ય ગણે છે, પણ સુન્દરતાનો જ્યા આવિર્ભાવ કરવામા આવે એવી કવિતાને કે ચિત્રકામને તે સત્યથી દૂર રહેલા સત્યના નિરર્થક અનુકરણ ગણે છે, અને તેમને ત્યાજ્ય માને છે આ રીતે ભાવનાઓનો તેનો સિદ્ધાન્ત મૂર્તઅમૂર્તના સમવાય સબન્ધની અવગણના કરે છે ત્યા અવશ્ય તે અસ્વીકાર્ય થાય છે, અને, ભાવનાઓનુ અસ્તિત્વ કેવા પ્રકારનુ છે તે વિશેનો તેનો સિદ્ધાન્ત પણ મનોરજક છતા કેવળ કલ્પનામય છે

જે નિત્યસ્થાયી ન હોય તે તેટલાજ કારણથી કેવળ અસત્ય ન હોય, એ પ્લેટોનુ કહેવું પણ લક્ષમા લેવા યોગ્ય છે કેટલીક વાર એવી ભૂલ થાય છે કે અનિત્ય હોય તે અસત્ય જ હોવુ જોઇએ, કેમકે, જે થોડો કાળ હયાતીમા રહી નાશ પામે તેના વિશે તે નાશ પામ્યા પછી જ્ઞાન થઇ શકે નહિ, અને તે હયાતીમા હોય તેટલા વખત દરમ્યાન તેના વિશે થયેલુ જ્ઞાન તેની હયાતી બાદ આધાર-

હીન થઇ જાય, માટે તે જ્ઞાન પણ ખોટું હોવુ જોઇએ,—એમ માનવામા આવે છે આ ભૂલ કેટલાક ઉદાહરણો પરથી અપૂર્ણ આધારે અનુમાન બાધવાથી થાય છે આખને ખોટો આભાસ દેખાય કે કાનને ખોટો ભણકારો પડે તે આભાસ કે ભણકારો બધ થઇ ગયા પછી ખાતરી થાય છે કે તે ખોટા હતા સ્વપ્નમા ઇન્દ્રિયોના વિવિધ અનુભવ થાય છે તે બધા ખોટા હતા એમ જાગ્યા પછી ખાતરી થાય છે આ બધા ખોટા બનાવ અલ્પ કાળ જણાઈ નાશ પામે છે એ ખરૂ છે, પણ, તેમનુ ખોટાપણુ તેમની અલ્પકાલીનતામા નથી પણ તેમને ઉત્પન્ન કરનાર પદાર્થો ખરી રીતે નહિ હોવામા છે ખોટા આભાસને ખરા દેખાવ સાથે અને ખોટા ભણકારાને ખરા અવાજ સાથે સરખાવી આપણે તેમને ખોટા કહીએ છીએ, અને, તેનુ ખોટાપણુ એ રીતે નક્કી કરીએ છીએ કે ખરો દેખાવ જેનો દેખાય એવો પદાર્થ હોય છે અને ખરો અવાજ જેમાથી નિકળે એવો પદાર્થ હોય છે, પણ, જ્યા આભાસ દેખાયો ત્યા એવો દેખાવ જેનો દેખાય એવો કાઈ પદાર્થ હતો નહિ અને જ્યાથી ભણકારો આવ્યો ત્યા એવો અવાજ ઉત્પન્ન કરે એવો કોઇ પદાર્થ હતો નહિ કોઇ મનુષ્યનો આભાસ દેખાયો હોય કે કોઈ મનુષ્યના શબ્દનો ભણકારો પડયો હોય તો તે મનુષ્ય તે વખતે ત્યા હતો જ નહિ એમ ખાતરી થતા આપણે તે આભાસને કે ભણકારાને ખોટો કહીએ છીએ તે પદાર્થ થોડો કાળ ટકનારો કે તે મનુષ્ય થોડો કાળ જીવનાર છે એટલા માટે તેના દેખાવ કે અવાજને આપણે ખોટો કહેતા નથી તેમજ સ્વપ્નની સૃષ્ટિને પણ "ઈન્દ્રિયોના અનુભવના કારણની વાસ્તવિકતા" ની આ કસોટી લગાડી આપણે ખોટી ઠરાવીએ છીએ સ્વપ્નમા જે પદાર્થનો આકાર જોયો હોય, જે પદાર્થનો શબ્દ સાભળ્યો હોય તે પદાર્થ સ્વપ્ન આવ્યુ તે વેળા વાસ્તવિક રીતે આપણી ઇન્દ્રિયો સમક્ષ હતા નહિ એમ ખાતરી થતા એ સર્વ અનુભવને આપણે ખોટા કહીએ છીએ એ પદાર્થો ચિરકાળ સુધી ટકનાર નથી—થોડા

કાળ પછી નાશ પામનાર છે એ કારણથી આપણે તેમનાં સ્વપ્નને ખોટાં કહેતા નથી. તેમ જ આ આભાસ, ભણકારા કે સ્વપ્નાનુભવ કેટલા કાળ સુધી ચાલે છે એ તેના ખરાખોટાપણાની કસોટી આપણે ગણતા નથી. તેની સરખામણી જે ખરા દેખાવ, અવાજ, કે જાગૃત અવસ્થાના અનુભવ સાથે આપણે કરીએ છીએ તે પણ સનાતન કાળ ટકનારા નથી હોતા, તે પણ થોડો કાળ ટકનારા જ હોય છે; ખરો મનુષ્યાકાર આપણી આંખ સમક્ષ આવે છે તે આકાર હંમેશ રહેનાર હોતો નથી તેમ જ તેની આંખ પરની છાપ હંમેશ રહેનાર હોતી નથી. ઈન્દ્રિયોના વિષય, તે વિષયોના સંસર્ગ, અને તે સંસર્ગથી થતું ઇન્દ્રિયજ્ઞાન, એમાના કોઈ નિત્યસ્થાયી નથી હોતા, તે છતા તે સર્વને વાસ્તવિકતાનો આધાર છે માટે તેમને આપણે ખરા કહીએ છીએ અને તેમની સાથે સરખામણી કરી આભાસ, ભણકારા તથા સ્વપ્નાનુભવને વાસ્તવિકતાના આધાર વગરના અને તે માટે ખોટા કહીએ છીએ.

આમ છતા, આ આભાસ, ભણકારા અને સ્વપ્નાનુભવ પુરા થયા પછી તેનું ખોટાપણું સમજાય છે તેથી તેમનુ અસ્થાયિત્વ એ જ તેમના ખોટાપણાનું કારણ છે એમ કેટલીક વાર ભ્રમ થાય છે અને એ ઉદાહરણો લઈ જે અનિત્ય હોય તે અસત્ય જ હોય એવો ભૂલ ભરેલો સિદ્ધાન્ત બાધવામા આવે છે. જે ખરા દેખાવ અને ખરા અવાજની સાથે સરખામણી કરી આભાસ અને ભણકારને ખોટા ઠરાવી શકાયા છે, તેમને પણ આ સિદ્ધાન્તથી ખોટા કહેવામા આવે છે, જે જાગૃત અવસ્થાનું ધોરણ લઈ સ્વપ્નાનુભવની અયથાર્થતા નક્કી કરી શકાય છે તેને પણ આ સિદ્ધાન્તથી ખોટી કહેવામા આવે છે. પરંતુ, જે અનિત્ય હોય તેને તે અનિત્યતાના જ કારણથી અસત્ય કહેવાનુ કાઇ કારણ નથી. અને પદાર્થ વિશેનુ જ્ઞાન તે ખોટુ હોતું નથી તેમજ તે પદાર્થના નાશ સાથે નાશ પામતું નથી. અનિત્ય પદાર્થ જે સમયે હયાતીમા હોય તે સમયે તે જ્ઞાનનો વિષય થઇ શકે છે તેમજ તે હયાતીમા આવ્યા પહેલા અને તેની હયાતી

પુરી થયા પછી પણ તે જ્ઞાનનો વિષય થઈ શકે છે, ખગોળશાસ્ત્ર વડે ગ્રહો નક્ષત્રો વગેરેના ભવિષ્ય દેખાવ તથા બનાવ અગાઉથી જાણી શકાય છે, તેમજ ભૂતકાળમા થઈ ગયેલા દેખાવ તથા બનાવ જાણી શ ાય છે ઈતિહાસ, ભૂસ્તર શાસ્ત્ર વગેરેથી ભૂતકાળમા થઈ ગયેલી બીનાઓ જાણી શકાય છે આ દેખાવ, બનાવ અને બીનાઓનું જ્ઞાન થતી વખતે તે હયાતીમા નથી હોતી માટે તે જ્ઞાન ખોટુ હોતું નથી અનિત્ય પદાર્થનુ નિત્ય તરીકે જ્ઞાન થાય તો તે ખોટુ હોય, પ૨ તુ તે પદાર્થનુ જેવુ સ્વરૂપ હોય તેવા સ્વરૂપ વિશે જ્ઞાન થાય તો તે ખોટુ હોતુ નથી અને તે પદાર્થની અનિત્યતાથી તે જ્ઞાન ખોટુ થતુ નથી. તેમજ જે પદાર્થ નિત્ય ન હોય તે સત્ય હોઇ શકે નહિ એમ માનવાનો કાંઈ આધાર નથી 'નિત્ય' અને 'સત્ય' એ બે પદથી જુદા જુદા ગુણ આપણા ચિત્ત સમક્ષ આવે છે નિત્યનું અસ્તિત્વ અનિત્યનુ થોડા કાળનુ અસ્તિત્વ અને કેવળ અનસ્તિત્વ (અસ્તિત્વનો સમૂળગો અભાવ) એ ત્રણ જુદા જુદા છે એવી આ પણી પ્રતીતિ છે તેમ છતા એમાના બીજા અને ત્રીજાને એક જ માનવા એ ભૂલ છે મૃત્યુ પામેલા મનુષ્યો, નાશ પામેલી ચીજો વગેરે હયાતીમા હતા અને હવે નથી, એ જ્ઞાન એક પ્રકારનુ છે, અને ગગનકુસુમ (આકાશમા અદ્ધર ઉગેલુ ફુલ) હયાતીમા હતુ જ નહિ અને છેજ નહિ એ જ્ઞાન જુદા પ્રકારનુ છે, અને તે બે પ્રકારનો ભેદ કાઢી નાખી તે બેને એક ગણવા એ ભૂલ છે

અલબત્ત, નિત્ય અને અનિત્ય પદાર્થોનુ મૂલ્ય જગતમા તેમજ મનુષ્યવિચારમા એક સરખુ ન હોય, તેમ જ એ પદાર્થો વિશેના જ્ઞાનનુ મૂ ય પણ એક સરખુ ન હોય એ ખરૂ છે તેમ જ પ્લેટો કહે છે તેમ અનિત્ય પદાર્થોનુ જ્ઞાન નિશ્ચિત ન હોય દૃઢ ન હોય તો તેની જ્ઞાન તરીકે કઈ કિંમત નથી અમુક પદાર્થ જન્તુ છે કે વનસ્પતિ છે, અમુક ઓષધ ગુણકારી કે હાનિકારક છે, અમુક ગ્રહમા વસ્તિ છે કે તે ઉજ્જડ છે, એ વિશે નિશ્ચયપુર્વક જ્ઞાન થતુ ન હોય, વિજ્ઞાનશાસ્ત્રીઓ એમાની એક કોટી એક વેળા સ્થા-

રૂપિત કરતા હોય અને બીજી ઘડી બીજી વેળા સ્થાપિત કરતા હોય, તો નિશ્ચય વિનાની એ ઉપલબ્ધિ ને 'જ્ઞાન' કહેવાની પ્લેટોના મતાનુસાર ના પાડવામા આવે તે યથાર્થ છે પણ પ્લેટો જે ભાવનાઓને નિત્ય કહે છે તેમને સમધે પણ નિશ્ચયનો આ અભાવ પ્રવર્તે છે, સુન્દરતા એટલે શુ, ન્યાય એટલે શુ, મનુષ્યત્વનુ લક્ષણ શુ, એ વિશે પણ મતભેદ થયા છે અને પડિતોના વિચાર બદલાયા છે એ વિષય 'જ્ઞાન' ને યોગ્ય છતા તેમા 'અભિપ્રાય' અપાયા છે

મનુષ્યબુદ્ધિનુ સ્વરૂપ જ એવુ છે કે તેનો વ્યાપાર નિરતર ચાલ્યો જાય છે અને જ્ઞાનમા વૃદ્ધિ કરવાનો તેનો પ્રયાસ અટકતો નથી. સંપાદન થયેલું જ્ઞાન આ રીતે સુધરવાની કે બદલાવાની આવશ્યકતા થાય એ સ્વાભાવિક છે. એ પ્રમાણે બુદ્ધિવ્યાપાર સતત ચાલુ રહેતો ન હોય તો મનુષ્ય અજ્ઞાનને વશ થઇ જાય, જ્ઞાનપ્રાપ્તિના નવા સાધનો હાથ લાગવાથી મજેલુ વિશેષ જ્ઞાન પ્રથમના તેથી ઉલટા જ્ઞાનને બદલી શકતુ ન હોય તો બુદ્ધિ નિરર્થક થઈ પડે આ રીતે પદાર્થવિજ્ઞાન, ઇતિહાસ, રાજનીતિ વગેરે વિષયોમા સિદ્ધાન્તો અને વિચારો વખતોવખત બદલાય તેમા કાઈ અનિષ્ટ નથી

પરતુ, આત્મા, પરમાત્મા, અમરત્વ, સત્, ચિત્, આનદ, ઇત્યાદિ વિષયોના સનાતન સત્યો આવી ક્ષતિને—આવા ફેરફારને પાત્ર નથી મનુષ્યજાતિનુ જ્ઞાન જેમ વધતુ જાય છે તેમ એ સત્યો વધારે ઉજ્જ્વલ થતા જાય છે, વધારે સારી રીતે સમજાતા જાય છે, પરતુ તે ખોટા પડતા નથી અને ખોટા પડે તેમ નથી એ સત્યોની પ્રાપ્તિનો આધાર 'અભિપ્રાય' ઉપર રહેલો નથી, વિજ્ઞાનશાસ્ત્રની અને ઇતિહાસની શોધો એ સત્યોને પુષ્ટ કરી શકે છે, નષ્ટ કરી શકતી નથી એ સત્યોના અકુર મનુષ્યાત્મામા સહજ રહેલા છે, અને તેમનુ આયુષ્ય પદર વર્ષનુ, પચાસ વર્ષનુ કે સો વર્ષનુ નથી, તેમનુ આયુષ્ય આત્માના આયુષ્ય જેટલુ છે, બન્ને સમકાલીન છે



# ઈશ્વરનું કવિત્વ.

मूकं करोति वाचालं पंगु लंघयते गिरिम्।'
यत्कृपातमहं वन्दे परमानन्दमीश्वरम् ॥

ઈશ્વરને કવિ કહેવામા તેની પદવી કાઇક મનુષ્ય સરખી ભાસે છે અને તેની પરમ ઉચ્ચતા વિશેની આપણી ભાવનામા થોડી ઘણી ક્ષતિ થાય છે એમ કદાચ શકા થશે પરતુ, માનવ કવિ કરતા વધારે સારી કવિતા રચનાર તે ઈશ્વર—એમ કહેવાનો આશય નથી ઈશ્વરના અનુપમ અદ્ભુત સ્વરૂપના કેટલાક અશનો સાક્ષાત્કાર કરતા તેમા આપણુને કવિત્વનુ દર્શન થાય છે, તેના એ સ્વરૂપનુ આપણી માનવ ભાષામા સહુથી વધારે યથાર્થ વર્ણન તેને કવિ કહેવાથી થાય છે, એમ દર્શાવવાનો આજનો પ્રયાસ છે મનુષ્યના ગુણુની ઉપમાઓથી ઈશ્વરના સ્વરૂપની કલ્પના બધાતી નથી અને તેવો કાઈ પ્રયત્ન કરવાનો હેતુ નથી અને વાચકના (expressiveness)' ની કલ્પનાશક્તિવાળી માનવ ભાષામા ઈશ્વરનુ વર્ણન કરતા માનવ ભાષાની સીમાથી ઈશ્વરનુ સ્વરૂપ મર્યાદિત થતુ નથી એટલુ લક્ષમા રાખીશુ તો ભ્રમ થવાનો ભય નહિ રહે

ઈશ્વરના ઈશ્વરત્વના આપણા અનુભવમા તેની કર્તૃત્વશક્તિ આપણા હૃદય ઉપર ઘણી વિશેષતાથી અકિત થાય છે. આ કર્તૃત્વ-શક્તિ તે કારીગરના હુન્નર કે સચા ગોઠવનારની હોશીઆરી સરખી નથી, પણ, અગાધ દીર્ઘદૃષ્ટિવાળી અને અતિ વિશાળ યોજનાને ક્રમશ ઉદ્ભૂત કરનારી અનુપમ સૃષ્ટિ ઉત્પન્ન કરવાનો પ્રભાવ તેમા રહેલો છે, ઈશ્વિર તે માત્ર પરમાણુઓનો ઘડનાર ('manufact

* રા રા રમણભાઈ મહીપતરામ નીલકઠે મુબાઇ પ્રાર્થનાસમાજમાં તા ૫ માર્ચ ૧૯૦૯ ના રોજ કરેલુ ભાષણ

urer of atoms') અને આત્માઓનો મીસ્ત્રી ('artificer of souls') નથી, પણ નિરવાધ કાલ પર્યન્ત ઉત્તરોત્તર વિકાસ પામતી જાય અને નવા નવા ચમત્કારોના પ્રાદુર્ભાવથી સફલ થતી જાય એવી સૃષ્ટિ રચવાની ભાવના ધારણ કરી ઇચ્છા માત્રથી તે ભાવનાને તે અમલમાં મુકે છે. તે હથોડા, વાસલા, ટાંકણા કે લેલા સરખા ઓજાર વડે સૃષ્ટિ કરતો નથી, તેમજ માટી, સુતર કે ધાતુ સરખાં ઉપાદાન વાપરતો નથી. અસ્પૃશ્ય અને અદૃશ્ય નિયમોથી તેની સૃષ્ટિ રચાઈ છે અને નિરંતર રચાતી જાય છે. ફૂંક મારીને મહેલ ઉભો કરવાના જાદુગરના તરંગ સરખી તેની સૃષ્ટિરચના વ્યવસ્થા વગરની અને વૃદ્ધિના અલક્ષિત ક્રમ વગરની હોતી નથી. તેનો સૃષ્ટિવ્યાપાર ફૂંક જેટલો પણ સ્થૂલ હોતો નથી.

આ રીતે ઇશ્વરની ઇચ્છા એજ સૃષ્ટિક્રિયાનો આરંભ છે.

आत्मा वा इदमेक एवाग्र आसीत् । नान्यत्किञ्चन मिषत् । स ईक्षत लोकान् नु सृजा इति ॥

ऐतरेयोपनिषद् १ । १ ।

' આ (જગતની ઉત્પત્તિ અગાઉ) પ્રથમ ખરે એક આત્માજ હતો. બીજું વ્યાપારવાળું કાંઈ ન (હતુ). લોકોને સર્જું ' એમ તે (આત્માએ) જોયુ (ઇચ્છા કરી.)'

सोऽकामयत । बहुः स्यां प्रजायेयेति । सतपोऽतप्यत । स तपस्तप्त्वा इदं सर्वमसृजत ॥

शतपथ ब्राह्मण २ । ६ ।

'તે (પરમાત્માએ) ઇચ્છા કરી કે (હુ) બહુ થઉં, પ્રજા ઉત્પન્ન કરૂં તેણે તપ કર્યું (સંકલ્પ કર્યો). તેણે તપ (સંકલ્પ) કરી આ સર્વ (જગત્) સર્જ્યું,

ઇચ્છા માત્રથી જ થતી આ સૃષ્ટિક્રિયાને, કાંઇ પણ સ્થુલ ઉપાદાન કે સ્થુલ સાધન વિના માત્ર ઈક્ષણથી–માત્ર જોયાથી માત્ર કામનાથી–માત્ર મન કર્યાથી થતી આ જગદુત્પત્તિને આપણી માનવ ભાષામા આપણા માનવ અનુભવમા કવિસૃષ્ટિ સિવાય બીજી કયી ધારણા દ્વારા ઓળખી શકીશુ ? અલબત્ત, માનવ કવિ ઇશ્વર આગળ સાગરની સરખામણીમા જલબિન્દુ સમાન પણ નથી, સૂર્યની સરખામણીમા સ્ફુલિંગ સમાન પણ નથી પરતુ, આપણો માનવ કવિ પણ સૃષ્ટા છે તે પણ શક્તિથી સ્ફુરાયમાન થઇ સ્થુલ ઉપાદાન કે સ્થૂળ સાધન વિના રસમય સૃષ્ટિ રચે છે કવિના આ કર્તૃત્વને લીધેજ ગ્રીક ધાતુ Poieo=to do, to make ઉપરથી ઇંગ્રેજીમા કવિને Poet (=કર્તા, બનાવનાર) કહે છે. આ કર્તૃત્વના ગુણ માટે કાવ્ય પ્રકાશકાર મમ્મટે કવિને વિધાતા સાથે સરસાઈ કરનાર કહ્યો છે અને કાવ્યના કારણોમા પ્રથમ 'શક્તિ' કહી છે બેશક, કવિ જગતની બહારનું કાંઈ ઉત્પન્ન કરી શકતો નથી કવિ માત્ર ઇશ્વરની સૃષ્ટિ જોઈ તેનુ અનુકરણ કરી કલ્પનાદ્વારા પોતાની નવી સૃષ્ટિ ઉત્પન્ન કરે છે અને તે માટે કવિની કૃતિને creation (સૃષ્ટિ નહિ પણ recreation (પુનઃસૃષ્ટિ) કહેવી એ વધારે યોગ્ય છે એમ કહેવામા આવે છે.

સૃષ્ટિ ઉત્પન્ન કરવાની ઇચ્છાથી ઇશ્વર તપ એટલે સકલ્પ કરી જગત સૃજે છે તે મહાન્ આદર્શની છાયા કવિત્વમય સૃષ્ટિ રચતા માનવ કવિના વ્યાપરમા પણ જોવામા આવે છે. કવિ પણ કવિત્વસત્ત્વ ( poetic fire ) થી ઉદ્દીપ્ત થઇ તપ કરે છે સકલ્પ કરે છે, વેગથી ઉછળતા ભાવપ્રવાહને સ્થુલ રૂપ આપવા મથે છે, અમૂર્ત (abstract) ને મૂર્તિમત (concrete) કરવાનો ભારે માનસિક પ્રયાસ કરે છે, સુન્દરતાની અમૂર્ત ભાવનાના દર્શનની પ્રાપ્તિથી મૂર્તિમત સુન્દર ચિત્રો અને પ્રસગો ઉત્પન્ન કરે છે આ અશ લક્ષમા રાખી એક લેખકે કવિતાની વ્યાખ્યા એવી આપી છે કે

"Absolute poetry is the concrete and artistic expression of the human mind in emotional and rhythmical language "

(થીઓડર વોટ્સ એનસાઇક્લોપીડિઆ બ્રિટાનિકા, "કવિતા" ૯મી આવૃત્તિ

મનુષ્યનુ મન મૂર્તિમન્ત અને કલાયુક્ત રૂપે ભાવમય અને તાલાનુગત ભાષામા બહાર પડે તે યથાર્થ કવિતા કહેવાય "

ઇશ્વરના અમૂર્ત સકલ્પથી મૂર્તિમન્ત સૃષ્ટિ થાય છે તે આજ પ્રકારે ઉપનિષદ્મા કહ્યુ છે,

**सोऽपोऽभ्यतपत् । ताभ्योऽभितप्ताभ्यो मूर्तिरजायत । या वैसा मूर्तिरजायतान्नं वैतत् ॥**

**ऐतरेयोपनिषद्. । ३ । ११ ।**

" તેણે ( ઇશ્વરે ) જલનો સઙ્કલ્પ કર્યો તે સઙ્કલ્પિત જલ માથી મૂર્તિ ઉત્પન્ન થઈ ખરે, જે તે મૂર્તિ ઉત્પન્ન થઇ તે અન્ન "

અર્થાત્ ઇશ્વરના સકલ્પ માત્રથી જલ ઉત્પન્ન થયુ, જલથી અન્ન ઉત્પન્ન થયુ, અને એ રીતે પચમહાભૂત ઉત્પન્ન થયા અને સૃષ્ટિ થઇ

માનવ કવિ પણ અમૂર્તને મૂર્તિમન્ત કરે છે એ વચનનો અર્થ કાંઈ વિસ્તારથી દર્શાવીશુ તો તાત્પર્ય વધારે સુગમ થશે કવિના આ કાર્ય વિશે બીજે પ્રસંગે મે કહેલા શબ્દ અહીં ઉતારવાની રજા લઉં છુ " કવિનું કાર્ય રસિક કૃતિઓ અને મૂર્તિઓ ઉત્પન્ન કરવાનુ છે, અને અમૂર્ત વિચારો અને અનુમાનો સિદ્ધાન્ત કહેવાનુ નથી કવિને જે વિચારો અને અનુમાનો ઇષ્ટ હોય તે અમૂર્ત સૂત્રરૂપમા ગોઠવવાને બદલે મૂર્તિઓ અને કૃતિઓના અગ અને ગુણરૂપે તે પોતાની રચનામા દાખલ કરે છે કવિ સિદ્ધાન્તો

કહી બતાવતો નથી પણ પાત્રો અને વૃત્તાન્તોના એવા આનન્દમય ચિત્ર આપે છે કે ચિત્રો ગ્રહણ કરનાર તે ચિત્રોમા રહેલા સિદ્ધાન્તો અનાયાસે અને વગર જાણ્યે ગ્રહણ કરી લે છે. * * * થિયોડોર વોટ્ટ્સ કવિતાની એવી વ્યાખ્યા આપે છે કે * * * * * 'બધી ખરી કવિતા મૂર્તિમન્ત રીતિ અને શૈલીમા પ્રકટ થવી જોઈએ * અમૂર્ત વિચારો સાથે કવિને એટલો જ સંબધ છે કે તે વિચારો લઈ તેના મૂર્તરૂપ ઘડવા. * * * અલબત્ત અમૂર્તને મૂર્તિમંત કરવાની ઇચ્છા એ જ કેવળ કવિતાનુ કારણ નથી, અન્તર્ભાવ પ્રેરિત થઇ કવિ પોતાની લાગણી પ્રકટ કરવા પ્રવૃત્તિ, કરે, તેનું ચિત્ત ઉદાર અને ઉન્નત દશાને પ્રાપ્ત થાય, અને કલ્પના તથા કળાની તેને સહાયતા હોય, ત્યારે રસિક મૂર્તિઓ ઉત્પન્ન કરવાની ઇચ્છા સફળ થાય છે. * * * મૂર્તિ એટલે મનુષ્યની કે કોઈ પદાર્થની દશ્યમાન આકૃતિ એટલો જ અહીં અર્થ નથી. જે જે સ્થાનોમાથી અને સાધનોમાથી મનુષ્યને અનુભવ પ્રાપ્ત થાય છે તે તે સ્થાનો અને સાધનોના ચિત્ર આવ્યા વિના માત્ર તે અનુભવનો સાર કહેવો એ અમૂર્ત વિચારનુ કથન છે. એ સર્વ સ્થાનો અને સાધનોના ચિત્ર આપવા અને તેમાથી મળતો અનુભવ સ્પષ્ટ કહી બતાવ્યા વિના સૂચિત થાય એવી રીતે રચના કરવી એ મૂર્તિમન્ત રૂપોની ઘટના છે." ( કાવ્યાનન્દ, કવિતા અને સાહિત્ય. ) આ રીતે, સુંદરતા તે શુ તેનુ વિવેચન કરવાને બદલે સુન્દર પુષ્પોના અને સુન્દર સરોવરોના ચિત્ર આપનાર, પ્રેમ તે શુ તેનું નિરૂપણ કરવાને બદલે દુષ્યન્ત અને શકુન્તલા તથા રોમિયો અને જુલિયેટ સરખા પ્રેમી જનોના વૃતાન્ત રચનાર, જુગારના કેવા પરિણામ થાય તે વિશે ઉપદેશ કરવાને બદલે પાડવોના અને નળના ચરિત્રમાના એ પ્રસગ વર્ણવનાર, રાજ્યલોભ વિશે નિબધ લખવાને બદલે જુલિયસ સીઝરનું નાટક રચનાર કવિઓ અમૂર્તને મૂર્તિમંત કરે છે આ રીતે સમજાશે કે યોજનાઓ તથા ભાવનાઓ માટેના પોતાના સંકલ્પને

આ મૂર્તિમંત આ દશ્ય જગતમા ગર્ભિત કરનાર પરમાત્માનું કવિત્વ સમાયેલુ છે એમ કહેવામા સાર્થકતા રહેલી છે.

ઇશ્વર સૃષ્ટિકાર્યથી પોતાની ભાવનાઓ અને યોજનાઓ સફલ કરે છે એમ આપણે કહ્યુ, તો એ સંબંધી એક શંકાનો અહીં વિચાર કરીએ. કેટલાક નાસ્તિકો એવી દલીલ કરે છે કે સૃષ્ટિમાં ઇશ્વરની યોજના પાર પડે છે એવી ઘટના હોય તો તેનો અર્થ એવો થાય કે ઇશ્વરની મૂળ સૃષ્ટિમા ખામી રહેલી છે અને તે ખામી દૂર કરવા ઇશ્વરને એવા ઉપાય લેવા પડે છે, સૃષ્ટિમા હાલ કાઇક નથી અને તેની જરૂર છે માટે તે આગળ જતા થાય માટે ઇશ્વરને યોજના કરવી પડે છે. સ્પાયનોઝા કહે છે કે ઇશ્વર અમુક હેતુથી પ્રવૃત્તિ કરે છે એમ ધારવાથી ઇશ્વરની સંપૂર્ણતાનો ભગ થાય છે; કારણ કે એમ હોય તો કશાકની ખોટ હોવાથી ઇશ્વર તેની શોધમા છે, ઇશ્વરમા એટલી હીનતા છે એમ ફલિત થાય. તે જ રીતે, જોન સ્ટુઅર્ટ મિલ કહે છે કે વિશ્વમા યોજના રહેલી હોવાનુ જે જે દર્શન છે તે તે શક્તિની એટલી મર્યાદા બતાવે છે, અને યુક્તિઓ સભાળથી અને કુશળતાથી પસંદ કરેલી હોયતો શક્તિની એટલી વધારે ખામી જણાય છે, કારણ કે મુશ્કેલીઓ જીતવામા ડહાપણ અને યુક્તિ રહેલા છે, પણ પરમાત્મા આગળ તો મુશ્કેલીઓ નજ હોવી જોઇએ. આ શંકાઓનો ઉત્તર આપતા દાકતર માર્ટિનો કહે છે કે આવી દલીલનો અર્થ તો એ થાય કે કોઈ હેતુ સફલ કરવા ઇશ્વર પ્રવર્તિત થાય એમા તેની ખામી સાબીત થાય, ઇશ્વર પસદ કરે તેમા તેની દિવ્ય સ્વરૂપની અશક્તિ સાબીત થાય; ખાસ કરીને ઉપાયોની પસંદગી વિશેષ કુશળતાવાળી હોય તો વિશેષ ખામી સાબીત થાય; જેમ ડહાપણ વધારે હોય તેમ અશક્તિ વધારે જ્યા વધારે ડહાપણ, વધારે દીર્ઘ દષ્ટિ, વધારે સામર્થ્ય હોય ત્યા વધારે, અશક્તિ હોય એવી શંકા કરનારી નાસ્તિકોની આ દલીલ આ રીતે અયુક્ત અને વ્યર્થ છે. વળી, દાકતર માર્ટિનો કહે છે તેમ સૃષ્ટિના

ઇચ્છાવ્યાપારમા જ ભવિષ્ય તરફ ગતિ સમાયેલી છે, જે કોઇ ઇચ્છા કરે છે તે, વર્તમાન નહિ અને વર્તમાન કરતા વધારે સારી એવી ભવિષ્ય સ્થિતિ માટે પ્રવૃત્તિ કરે છે એ ખરૂ છે, પરંતુ, એવી પ્રવૃત્તિમા અપૂર્ણતા રહી નથી; કારણ કે જ્યા એવી પ્રવૃત્તિ ન હોય, જ્યા વધારે સારી સ્થિતિએ પહોચવાની, શક્તિ ન હોય ત્યા અપૂર્ણતા હોય. યથેચ્છ સ્થિતિએ પહોચવાની. યથેચ્છ ગતિ પ્રાપ્ત કરવાની શક્તિ હોય ત્યા અશક્તિ છે એમ કેમ કહેવાય, ત્યા અપૂર્ણતા છે એમ કેમ કહેવાય ? ભવિષ્ય તરફની એવી પ્રવૃત્તિ ન હોય તો પરમાત્મામા પૂર્ણતા હોય એમ કલ્પી પણ શકાતુ નથી. આત્માનો જ એ ધર્મ છે કે વાસ્તવિક સ્થિતિથી આગાડી વધી વિશિષ્ટ ભાવના તરફ તે હમેશ ગતિ કરે છે. જ્યા વાસ્તવિકતાથી વર્તમાન સ્થિતિથી જ સતોષ હોય ત્યા ગતિ કુઠિત થઇ અટકી પડે છે, પરમાત્માની કૃતિ નિરંતર ઉચ્ચતમ હોય છે. અને, સૃષ્ટિમા યથાયોગ્ય ઉપયોગ સિદ્ધ થવાની, જ્યા ભૂલ હોય ત્યા તે પૂરી પાડવાની યોજના ન હોય, હેતુ સફલ થવાની ઘટના ન હોય, તો આગળ ઊર્ધ્વ ગતિ હોઈ શકે નહિ. ભવિષ્ય માટેના અનેક માર્ગમાથી સહુથી શ્રેષ્ઠ માર્ગ ગ્રહણ કરવાની પસંદગી પરમાત્માના હાથમા ન હોય પરમાત્માને કાઇ યોજના જ પસદ કરવાની ન હોય તો તેનુ કર્તવ્યપણુ શું રહ્યુ ? ભવિષ્ય માટે ધારેલી ભાવના સફળ કરવા ઉપાય લેવાના ન હોય તો તો પરમાત્મામા કાઇ શક્તિનો અવકાશ જ ન રહ્યો ! યથા પેંડે તેને કોઈ બીજા બળથી, પ્રકૃતિના બળથી, ધકેલાવુ પડે સર્વશક્તિમાન પરમાત્મા નિરુપાય બળહીન શક્તિહીન થઇ પડે શુ કરવુ તેની પસદગી કરવાની ન હોય ત્યા પરાધીન આવશ્યકતા જ હોય.

આ રીતે, પ્રવૃત્તિ શરૂ કરતા પહેલા તે વિશે (idea) ભાવના ધારણ કરેલી હોય એ અશક્તિનુ ચિહ્ન નથી પણ મહત્ત્વનું ચિહ્ન છે. જડ અને ચૈતન્ય વચ્ચે એ તફાવત છે કે જડ ભાવના ધારણ કરી શકતુ

નથી, ચૈતન્ય ભાવના ધારણ કરી શકે છે. સ્ષ્ટા પોતાની સમક્ષ ભાવના હોયા વિના ઉત્પત્તિનું કાર્ય આરંભે તો માત્ર યંત્ર માફક ઇચ્છા વિના તેની ગતિ થાય. ઇચ્છાવ્યાપારમાં જ શક્તિમત્વ રહેલું છે. પરમાત્મા ઇચ્છા વડે સૃષ્ટિની યોજના કરે છે, અને એ યોજના બીજા કોઇની આજ્ઞાથી, કે બીજા કોઇના બળથી પરમાત્મા સમક્ષ આવેલી નથી હોતી. પણ, નવા મનોરથના સંકલ્પનો ઉદ્‌ભવ (putting forth a fresh ideal) થતા યોજના થાય છે.

વળી, જ્યા જીવન સતત ચાલુ રહેલું છે ત્યા ભવિષ્ય માટે હેતુ લક્ષમા હોય તેથી વર્તમાન ખામી પ્રદર્શિત થતી નથી. વર્તમાન પરિપૂર્ણતા હોય ત્યા ભવિષ્ય સ્થિતિની નવી પરિપૂર્ણતા સિદ્ધ કરવાની એવી શક્તિ હોય છે. કોઇ કાળે ખામી આવે જ નહિ, ખામી આવીને ઉભી રહે તે પહેલા તો તે પૂરી પાડવી એવી પરમાત્માની શક્તિ પ્રાદુર્ભૂત થાય છે. શાની શરૂર પડશે તે પ્રથમથી જાણી લઇ તે જરૂર ઉત્પન્ન થયા પહેલા તે પૂરી પાડવાની તે ઘટના કરે છે. પરમાત્માને કશાની ખોટ નથી, તે કશાની ગોધમા નથી, પણ, ભવિષ્ય માટે ધારેલી સ્થિતિએ તે પોતે જ કલ્પે છે અને પોતે જ સિદ્ધ કરે છે. તેનો હેતુ તેના જ ઉત્પન્ન કરેલા હોય છે અને તે હેતુએ પહોચવાના માર્ગ પણ તેના ઉત્પન્ન કરેલા હોય છે.

પરમાત્માએ શા માટે વિશ્વ ઉત્પન્ન કર્યું. શા માટે ઉત્પત્તિવ્યાપાર શરૂ કર્યો તે આપણે માનવ બુદ્ધિથી જાણી શકતા નથી, સ્વભાવથી સૃષ્ટિ થઇ, પ્રકૃતિથી–માયાથી જગત્ થયુ, એમ કહેવાથી કાઇ ખુલાસો થતો નથી; કેમકે સ્વભાવ શા માટે હોય, પ્રકૃતિ–માયા શા માટે હોય એ પ્રશ્ન તો ઉભા જ રહે છે. અને પરમાત્મા પોતાની ઇચ્છાથી નહિં પણ માયાના બળથી માયાને આધીન થઇ સ્રષ્ટા થાય છે એવા ખુલાસામા પરમાત્માની શક્તિ ઘટે છે અને પરમાત્માથી સ્વતંત્ર એક નવી શક્તિનું અસ્તિત્વ થાય છે; અદ્વૈતવાદ સ્થાપવા જતા બ્રહ્મ અને માયાનો દ્વૈતવાદ સ્થપાય છે. માટે,

परमात्माए शा माटे सृष्टि उत्पन्न करी तेनो खुलासो आपणे एटलो ज जाणीए छीए के उपर कह्युं तेम सोऽकामयत । बहु स्यां प्रजायेयेति ।

स्वेच्छा थकी सृष्टि तमे प्रभु किधी,
स्वेच्छा थकी ते उपसंहरो बधी;
( प्रार्थना माळा, भाग १. )

एटलुं ज आपणे कही शकीए छीए.

आ रीते, सृष्टिकार्यमां व्यापी रहेली ईश्वरनी भावना परम शक्तिमत्त्व दर्शावे तेम ज कवित्व दर्शावे छे. भविष्यमां सृष्टि केवी करवी ए भावना साथे भविष्यनी सृष्टि संवादी थाय, भावनानुसार सृष्टि बनी रहे अने खीली रहे, ए भविष्य संकल्प धारण करवामां अने पार पाडवामां कवित्व रहेलुं छे. आ माटे उपनिषदमां ईश्वरनुं स्वरूप एवुं पण वर्णव्युं छे के

कविर्मनीषी परिभूः स्वयंभूर्याथातथ्यतोऽर्थान् व्यदधात् शाश्वतीभ्यः समाभ्यः ॥

ईशोपनिषद् । ८ ।

'(ते) सर्वदर्शी, मननो नियामक, सर्वोपरि, स्वयंभू (छे), शाश्वत काल अर्थोनुं यथाघटित विधान करे छे.'

पर्यंतप्रवेशी दर्शन ( penetrating insight ) थी भावना धारण करी तेने अनुसार अर्थ घटना करनार–विधान करनार–ए अर्थमां अहीं कवि शब्द वापर्यो छे. पहेलुं भावनामय 'दर्शन' अने पछी 'विधान' ए कवित्वलक्षण छे. विधान ते artistic ceration छे. जेवी भावना होय तेवी रचना करवी, भावना ओतप्रोत थई रहे, व्यापी रहे, एवी सृष्टि करवी ते विधान छे मानव कवि पण आ भावनामय दर्शन प्रकट करवा मथे छे. ए दर्शन मूर्तिमंत करवा ते कलाविधाननो

પ્રયાસ કરે છે. વર્ડ્સ્વર્થ કહે છે તેમ ભાવનાદર્શનથી પ્રેરિત થયેલા કવિનું કામ એ છે કે,

'To express what then I saw; and add the gleam,
The light that never was on sea or land,
The consecration, and the poet's dream.'

'તે વખતે મેં જે જોયું તે પ્રકટ કરવું; અને જે કિરણ—જે પ્રકાશ સમુદ્ર પર કે ભૂમિ પર કદી જોવામા આવ્યો નથી, તેના સંસ્કારની તેમાં પ્રતિષ્ઠા કરવી, કવિની સ્વપ્નસૃષ્ટિ તેમાં ઉમેરવી'.

માનવ કવિની ભાવના અલબત્ત નિયમિત હોય છે. પરંતુ તેની ભાવનાના પણ તેને કંઇ અપૂર્વ રચના કરવાના વ્યાપારમા પ્રવર્તિત કરે છે. ભાવનાનું સ્વરૂપ જ એવું છે કે તેમા નવીન સૃષ્ટિ અમૂર્ત રૂપે રહેલી હોય છે. અને કવિનુ કાર્ય તેને મૂર્તિમત કરવામા, ભાવનાને અનુરૂપ સૃષ્ટિ કરવામા, ભાવનામય દર્શનથી જોતા યથાતથ્ય થઈ રહે એવું કલાવિધાન કરવામા રહેલુ છે. ભાવના અને સૃષ્ટિનો આ સંવાદ (harmony) ઇશ્વરની રચના પેઠે માનવ કવિની રચનામા પણ વ્યાપી રહે છે.

ઉપર ઉતારેલા ઉપનિષદ્વચનમા ઇશ્વરને સ્વયભૂ કહ્યો છે. ગુણ પણ કવિત્વમય છે. કવિત્વ પોતાના આધાર ઉપર જ છે, બીજા કોઇ વ્યાપારના આધાર ઉપર નથી. ઇશ્વરના દિવ્ય કવિત્વનો અંશ પ્રાપ્ત કરનાર માનવ કવિ પણ સ્વયંભૂ (spontaneous) ઉર્મિથી કવિતા રચે છે. કવિત્વની વૃત્તિ કવિ વિચાર કરી ઉત્પન્ન કરી શકતો નથી, પણ, તે વૃત્તિ પોતાની મેળે ઉત્પન્ન થાય છે ત્યારે તે કવિતા રચવામા પ્રવૃત્ત થાય છે. આ માટે ઈશ્વરદત્ત ધન્ય ક્ષણમા કવિતા રચાય છે એમ કહેવામા આવે છે.

ઇશ્વરની કૃતિમા રહેલા કવિત્વમય અંશમાનો સહુથી મુખ્ય તે તેનું સુન્દરત્વ—તેનુ આનન્દજનકત્વ છે. સ્રષ્ટા તરીકે—આનન્દના

ઉત્પાદક તરીકે-ઇશ્વરને ઓળખીશુ ત્યારે જ તેનું કવિત્વ યથાર્થ રીતે સમજાશે, ત્યારે જ તેના કાવ્યમા ખરેખરા પ્રવેશ થઇ શકશે

ઇશ્વરની સૃષ્ટિમા કૌશલ્ય અને ઘટના છે એ વિશે આપણે ઉપર કહ્યું, પણ, એટલાથી જગતના મૂળ કારણનો પૂરેપૂરો નિર્દેશ થઈ ગયેલો નથી સૃષ્ટિમા યોજના છે એ ખરૂ છે, પણ યોજના સમજાઈ એટલે જ સર્વોપરિ ઉત્પાદક પ્રવૃત્તિના અન્તરમા આપણે ઠેઠ સુધી પહોચ્યા એમ ધારવુ જોઇએ નહિ દાક્તર માર્ટિનો કહે છે તેમ સૃષ્ટિ ચતુર રચનામય છે એટલુ જ નહિ પણ સંપૂર્ણ સૌન્દર્યમય છે અને વળી પરમ મંગલમય છે તેમા આનન્દની પ્રાપ્તિ છે એટલુ જ નહિ પણ મનુષ્યના આત્માના અન્તર્દીપના પ્રકાશનું સ્થાન છે અને સર્વ સદ્ગુણોની કેળવણીનો અવકાશ છે, અને આમાના દરેક અંશમા સૃષ્ટિકળાનો સ્વયંભૂ પ્રભવ રહેલો છે ગતિ વજન અને માપના સંબંધોને આધારે વિશ્વ ટકે છે એ વાત ઘડીભર વિસારે મુકી મહાન્ કલાવિધાનથી થયેલી કૃતિ તરીકે-દિવ્ય કાવ્ય તરીકે આપણે વિશ્વનુ નિરીક્ષણ કરી શકીશુ એમ કરતા જણાશે કે ઉત્સર્ગ શક્તિવાળી પ્રતિભા ( creative genius)ના પ્રભાવથી એ રચના આન્તર ઉલ્લાસથી ઉદ્ભવીને ખીલી રહેલી છે તેના તાનાવેધ અને પરસ્પર પ્રમાણુની ભવ્યતા ચતુરાઇવાળી ગણતરીથી અને અજમાશ માટે કરેલા અખતરાથી થયેલી નથી, પણ જે ચિત્તમાથી તે ઉદ્ભવે છે તેના અન્તરમા રહેલા સંવાદ અને સ્વયંભૂ દર્શનથી એ ભવ્યતા થયેલી છે આ દૃષ્ટિબિન્દુથી જોતા પણ વિશ્વકાવ્યમા પદાર્થોની એક બીજા સાથેની અનેક પ્રકારની ઘટનાઓ રચાશે પણ તે કાવ્યના ભાવ તરીકે નહિ પણ આહેર ગિક પરિણામ તરીકે બીજ તરીકે નહિ પણ ફળ તરીકે સંગીતની સ્વરરચનામા અનેક પ્રકારની સંખ્યાઓ અને સ્થુલ બધારણો રહેલા હોય છે, પણ સંગીત રચનારે તેની ગણતરી કરેલી નથી હોતી વ્યાકરણ અને પિંગળના નિયમો જોઇ જોઈ ગરબી બનાવેલી નથી

હાતી તો પણ તેનુ પદ્ગઉન થઇ શકશે અને માત્રાના મેળ મેળવી શકશે કોઇ સુન્દરીની ચાલમા, મનની કુરતીમા, હરણની ફાળમા, કે પક્ષીના ઉડ્ડયનમા ગતિના નિયમોનું અધાગણ હોય છે, પણ તે ઉત્પન્ન કરનાર ઇન્દ્રિયવૃત્તિમા તે ગતિનુ જ્ઞાન હાતુ નથી પદાર્થવિજ્ઞાન અને ગણિતશાસ્ત્ર પ્રમાણે આ સર્વનો તાળો મળી શકે છે, એવો ક્રમ અને મમત ન હોય તો બુદ્ધિથી તેવુ કામ થયેતુ હાઇ શકે નહિ પણ એવુ કાર્ય ઉત્પન્ન થાય છે તે વેળા તો તે એક અને અખંડ હોય છે, તેના ગર્ભમા રહેલા વિવિધ ભાગની ગણતરી કરેલી નથી હોતી છેવટના બધા પરિણામના હીમાબ મળી રહે ત્યા સુધી કાર્યનો આરંભ ન થાય એમ બનતું નથી માત્ર તે સમયની વૃત્તિમા એ સઘળી હકીકત આપોઆપ આવી રહેલી હોય છે જે પરિણામ ઉદ્ભવે છે તેની સુન્દરતાનાગર ગણેના પણ ભૂત નગરના સાધનો ઢકાઈ જાય છે આ પ્રકારનુ મહાન્ અને અગમ્ય રચનાવિધાન વિશ્વની સ્થૂન ઘટના સાથે રહેલુ છે અને તેથી પરમ રમણીયતાવાળુ સૌન્દર્ય ઉત્પન્ન થઇ હેલુ છે તે આપણને દિવ્ય અલૌકિક કવિત્વનુ દર્શન કરાવે છે

વિશ્વના સર્વ વિભાગોમા આપણે સુરચિર પ્રમાણ પ્રકટ થતુ જોઈએ છીએ સર્વત્ર સવાદનો અને અનુકૂલતાનો ગુજારવ જોઇએ છીએ કુદરતના દેખાવોથી આપણને આનન્દની વૃત્તિ થાય છે, વિવિધ બનાવો નજર આગળ કે ચિત્ત આગળ આવતા આપણા હૃદયમા સમભાવ અને ધન્યવાદની વૃત્તિ થાય છે કુદરતમા ઘણી જ સાદાઇ છે એમ આપણને લાગ્યા વગર રહેતુ નથી કુદરત સાથે બહુ આવે શથી આપણી પ્રીતિ બધાય છે આ સર્વ અનુભવ આપણી પ્રતિતિ કરે છે કે કવિની સુન્દરતાના સ્રષ્ટાની—કૃતિ આપણી ઇન્દ્રિયગોચરતામા આવી રહી છે કાવ્યની અસર કરવા જાણી જોઇ એવો પ્રયાસ આદરેલો હોતો નથી પણ કવિની પ્રતિભાથી યતી સિદ્ધિથી એ અમર થાય છે સત્ય અને સૌન્દર્યનુ દર્શન કવિમા આપોઆપ

વસે છે અને તેથી કલાવિધાનથી રચાતી કૃતિ જેમ બધાતી અને ઉલ્લાસ પામતી જાય તેમ તેની ઘટનામા સૌન્દર્ય અને સત્યનો અનુપ્રવેશ થતો જાય છે ઉત્સર્ગશક્તિવાળી પ્રતિભામા સૌન્દર્ય પ્રેમ, સત્ય, માગલ્ય વગેરેના અમૂર્ત બીબા હોય છે અને એ પ્રતિભા જે કૃતિઓ રચે તે પર એ બીબા છપાતા જાય છે વિશ્વના દિવ્ય કાવ્યમા આજ અનુભવ આપણને થાય છે, અને માનવ કાવ્યમા તો તેની ઝાખી જ થાય છે એમ સમજાય છે. ઇશ્વરે પ્રથમથી ધારેલી યોજના વિશ્વમા બધે રચાઇ રહેલી આપણને દેખાય છે તો પણ યોજકનુ દિવ્ય સુન્દર સ્વરૂપ તેની હથેળીમા સર્વત્ર વ્યાપી રહેલુ છે અને ઉડુ ઉતરી રહેલુ છે, જ્યા તેનો હાથ અડે છે ત્યા દિવ્યતા અને સુન્દરતા વિકાસી નિકળે છે

ઇશ્વરનુ સ્વરૂપ આનદમય છે, **आनन्दरूपममृतम्** એવુ તેનુ ઉપનિષદ્મા વર્ણન કર્યું છે, અને તેના આ કાવ્યમા એ આનન્દની આપણને લબ્ધિ થાય છે, એ અમૃતનો આપણને આસ્વાદ થાય છે વિશ્વમા પ્રવર્તી રહેલુ તેનું સત્ય, તેનું જ્ઞાન, તેની શાતિ, તેની પવિત્રતા, તેની મગલતા, તેના અનેક ચમત્કાર, આપણા આત્મામા આનન્દની ઊર્મિ ઉત્પન્ન કરે છે, એ સર્વમા કાઇ મોહકતાથી અમૃત રહેલુ છે એમ આપણને સાક્ષાત્કાર થાય છે માનવ કાવ્યના આપણા અનુભવથી આપણે જાણીયે છીએ કે કવિતાનું મુખ્ય પ્રયોજન તે આનન્દ છે, લોકોત્તર આહ્લાદ છે પડિતરાજ જગન્નાથ રસગગાધરમા કહે છે કે **पुत्रस्तेजात** ( તને પુત્ર થયો ) **धन ते दास्यामि** (તને ધન આપીશ) એવા વાકયના અર્થના જ્ઞાનથી જે આહ્લાદ થાય છે તે લોકોત્તર નથી, એવા વાકયમા કાવ્યત્વ રહેલુ નથી તેમ જ જ્ઞાનથી કે ઉપદેશથી જે સંતોષ થાય તેમા કાવ્યાનન્દ રહેલો નથી પણ, રસનિષ્પત્તિ થાય, હૃદયમા સ્થપાયેલા અદ્ભૂત ભાવોનો સાક્ષાત્કાર ભાવમય રચનાના દર્શનથી થાય ત્યારે એ કાવ્યાનન્દ થાય છે એ આનન્દ એ જ કવિતાનો ઉદ્દેશ છે, જ્ઞાનપ્રાપ્તિ કે સુખપ્રાપ્તિ

કે પ્રાકૃત હર્ષપ્રાપ્તિ એ કવિતાનો ઉદ્દેશ નથી. હૃદયના સ્થાયી ભાવ-ના સાક્ષાત્કારથી એ આનંદ થાય છે તે શૃંગાર રસથી થાય છે, હાસ્યરસથી થાય છે તેમ જ કરુણ રસથી પણ થાય છે. રસને અને શોકને પણ બાધ નથી. આ રસનિષ્પત્તિ માટે, આ આનંદપ્રાપ્તિ માટે, આપણું હૃદય તૈયાર હોઇ શકે માટે તે તે રસના બીજ, સ્થાયીભાવ, ધારણ કરવાની પરમાત્માએ આપણને શક્તિ આપી છે અને તે કેળવતા આપણે ભાવોને હૃદયમા એવુ કાયમ સ્થાન આપી શકીએ છીએ કે જ્યા ભાવની પરિપૂર્ણતા રચાયેલી જોઇએ છીએ ત્યા આપણું હૃદય એકદમ તે ગૃહણ કરી લે છે, રસ અનુભવે છે, આનંદ પામે છે. રસનિષ્પત્તિના સ્વભાવ આખા વિશ્વમા પરમાત્માએ ભર્યા છે. તેના આનન્દસ્વરૂપમા રસનો અગાધ અનત સાગર છે અને તે માટે તેને **रसो वै सः** 'તે ખરે રસ છે' એ પ્રકારે પણ ઉપનિષદમા વર્ણવ્યો છે. આ રીતે કાવ્યપ્રયોજનની સિદ્ધિમા પણ આપણને ઇશ્વરના કવિત્વનું દર્શન થાય છે

પરતુ એક મુશ્કેલી આવીને ઉભી રહે છે. માનવ કવિતા અર્થવાળા શબ્દોની બનેલી હોયછે, શબ્દ વિના કવિતા થઇ શકતી નથી, અને તે શબ્દો પણ અર્થવાળા હોવા જોઇએ, એકલા અવાજથી પણ કવિતા થતી નથી. એવો માનવ કવિતાનો આપણો અનુભવ છે. વાણી વિના ચિત્રકામ થઇ શકે છે, શિલ્પકૃતિ થઇ શકે છે, પણ કવિતા થઇ શકતી નથી એવો આપણો માનવ અનુભવ છે **तददोषौ शब्दार्थौ** (કાવ્ય તે દોષ વગરના શબ્દ અને અર્થ), **रमणीयार्थप्रतिपादकः शब्दः काव्यम** (રમણીય અર્થ પ્રતિપાદન કરનાર શબ્દ તે કાવ્ય), એ વગેરે વ્યાખ્યાઓમા શબ્દ, વાક્ય, પદાવલી કાવ્ય માટે આવશ્યક કહ્યા છે. ઇશ્વરનુ કાવ્ય શબ્દમા નથી, વાણી-મા નથી: આવો ફેર છે તો ઇશ્વરની કૃતિને કાવ્ય ન કહેતા ચિત્ર કે શિલ્પકામ કેમ ન કહેવું? પરંતુ એ લક્ષમા રાખવાનુ છે કે ચિત્ર કે શિલ્પકામ એક અમુક ભાવમય પ્રસગનુ જ દર્શન આપી શકે છે,

અને તે પ્રસંગમાની અમુક એક ક્ષણનું જ દર્શન આપી શકે છે એક આખી લડાઇનું વર્ણન આપવું હોય તો ઘણાં ચિત્ર કહાડવાં પડે, અને તે કકડે કકડે બતાવવા પડે એક મનુષ્યની સવારથી સાંજ સુધીની કૃતિઓ બનાવવી હોય તો ઘણાં પુતળાં ઘડવાં પડે અને એવી રીતે અનેકતાથી વર્ણન કરતાં એક પ્રસંગની કે વૃત્તાન્તની અખંડતા તુટી જાય અને તેના સમગ્ર રૂપનું યથાઘટિત દર્શન થાય નહિ વિસ્તારી પ્રસંગનું કે લાંબા વૃત્તાન્તનું વર્ણન તો ચિત્રમાં કે શિલ્પકામમાં આપી શકાય જ નહિ સીનેમેટોગ્રાફથી પણ મહાભારતના વિસ્તારને પહોચી શકાય નહિ ઇશ્વરની સૃષ્ટિમાં ભાનમય રચનાના ચિત્ર કે શિલ્પકામ જેવાં નાનાં છુટક કકડા નથી પણ કાવ્ય પેઠે ભાનનો સતત પ્રવાહ વહી રહેલો છે સમગ્ર, સંપૂર્ણ, સર્વ અવયવથી સંબદ્ધ અખંડ કાવ્ય છે તેને ચિત્ર કે શિલ્પકામ કહી શકાય તેમ નથી માનવઅનુભવ દર્શાવનારી ભાષામાં તો તેને કાવ્ય જ કહી શકાય તેમ છે શબ્દના અભાવનો તફાવત દેખાય છે તેવો વાસ્તવિક નથી અક્ષરોની શોધ થયા પછી કવિને મ્હોડે કોઇને મ્હોડે કાવ્યનું શ્રવણ થવું જોઇએ એ અવશ્યક રહ્યું નથી કવિના કાવ્યો આપણે કવિને મ્હોડેથી નહિ પણ લખાં એનાં જ વાચીએ છીએ કાવ્યોના શબ્દો મૂળાક્ષરો (alphabets) માં જ હોય અને ચિત્રચિહ્નો (hieroglpyhics) માં લખ્યાં હોય તો પણ અર્થ પ્રકટ કરી શકે મૂગાં માણસો શબ્દો બોલી શકે નહિ તે પણ શબ્દો વાચી શકે અગર ચિત્રચિહ્નો વાચી શકે તો કાવ્ય સમજી શકે લખેલા શબ્દોને બદલે બોલેલા શબ્દો લઇએ તો તે પણ અર્થ સમજવાના સંકેત (conventions) છે માણસોના અર્થ સંપૂર્ણ રીતે સમજાય એવું સાધન તે ભાષા છે અને કવિતાનું સાધન તે ચિત્ર કે શિલ્પકામ નહિ પણ ભાષા છે કારણ કે ભાષાથી જ અર્થ સંપૂર્ણ રીતે સમજાય છે પણ ઇશ્વરના અર્થ બીજા સાધનોથી માનવ ભાષા કરતાં ઘણી વધારે સારી રીતે

સમજાય છે; ઇશ્વરની સૃષ્ટિમાં ભાવનો અનન્ત પ્રવાહ છે; મનુષ્ય સરખી ભાષા વિના તેમાં ભાવનું આનન્ત્ય કે વર્ણન સમગ્રત્વ પ્રગટ થતું નથી. તો ઇશ્વરની સૃષ્ટિને કાવ્ય ન કહેવાનું કાંઇ કારણ નથી. કવિજનોનો અનુભવ આ દૃષ્ટિબિન્દુને પુષ્ટિ આપે છે. તેમને પણ સૃષ્ટિ કાવ્યરૂપે જણાય છે.

> ગગને અતિગૂઢ લખ્યું વિધિયે,
> કંઇ કાવ્ય ગભીર કલાનિધિયે;
> ચળકંત રુડા કંઇ તારલિયા,
> જહિં શબ્દ અનુપમ રહે બનિયા.'
>
> (કુસુમમાળા)

'ચળકંત રુડા તારલિયા' એ માનવ શબ્દો કરતા ઘણા વધારે અર્થવાચક છે અને તે માટે તેમને અહીં 'શબ્દ અનુપમ' કહ્યા છે. કવિઓ સુન્દરતાના અભ્યાસી હોવાથી ઇશ્વરની સૃષ્ટિમાના સુન્દર પદાર્થો જોતા સૃષ્ટિનું દિવ્ય કાવ્ય તેમની આગળ ઉઘડી જાય છે. "On revisiting the banks of the Wye near the Tintern Abbey" (ટિન્ટર્ન એબી પાસેની નદીના કિનારાની ફરી લીધેલી મુલાકાત) એ પ્રસંગ ઉપર રચેલા એક અદ્ભુત કાવ્યમા કવિ વર્ડ્સવર્થ કહે છે,

> "These beauteous Forms,
> Through a long absence, have not been to me
> As is a landscape to a blind man's eye;
> But oft, in lonely rooms, and 'mid the din
> Of towns and cities, I have owed to them,
> In hours of weariness, sensations sweet,
> Felt in the blood, and felt along the heart;
> And passing even into my purer mind,
> With tranquil restoration × × ×

× × × × Nor less, I trust,
To them I may have owed another gift,
Of aspect more sublime, that blessed mood,
In which the burden of the mystery,
In which the heavy and the weary weight
Of all this unintelligible world,
Is lightened -that serene and blessed mood,
In which the affection gently lead us on,—
Until, the breath of this corproeal frame,
And even the motion of our human blood
Almost suspended, we aro laid asleep
In body, and become a living soul
While with an eye made quiet by the power
Of harmony, and the deep power of joy,
We see into the life of things "

અર્થ —" આ સુંદર રૂપો લાંબી ગેરહાજરી દરમ્યાન મારી આગળ વ્યર્થ ગયા નથી, કુદરતનો દેખાવ આંધળાની આંખ આગળ નકામો જાય તેમ થયું નથી ( તેમ એ રૂપો એક વાર જોયા પછી તેના સ્થળથી હું દૂર હતો તે દરમ્યાન તે નિરર્થક થયા નથી ); પણ ઘણીવેળા, એકાન્ત ઓરડાઓમાં, અને શહેરોના તથા નગરોના ખળભળાટ આસપાસ હોય ત્યારે, શ્રમથી ક્લાન્તિ થતી હોય તે સમયે, મને એ રૂપોથી જ્ઞાનેન્દ્રિયોના મધુર અનુભવો થયા છે, તે અનુભવોનો સ્પર્શ (માગ) રુધિરમાં થયો છે, અને હૃદયના પ્રદેશમાં થયો છે, અને એથી પણ વધારે શુદ્ધ અવસ્થાના મારા ચિત્તની અંદર તેનો પ્રવેશ થયો છે, અને તેથી શાન્તિની ફરી પ્રાપ્તિ થઇ છે

વળી મને ખાતરી છે કે એ ( રૂપો—કુદરતના ચિત્રો ) થી મને બીજી પણ બક્ષિસ મળી છે, મને વધારે ઉમદા દેખાવનું દર્શન

થયું છે; મન એવી ધન્ય વૃત્તિમાં આવ્યું છે કે તે ક્ષણે ભેદનો ભાર, આ સર્વ અગમ્ય જગતનો ભાર અને શ્રમિત કરી નાખતો બોજો હલકો થાય છે; તે વૃત્તિ એવી પ્રસન્ન અને એવી ધન્ય હોય છે કે તે દરમ્યાન મનોભાવ આપણને ધીરે ધીરે આગળ ગતિ કરાવે છે, અને અંતે આ સ્થૂલ શરીરનો શ્વાસોશ્વાસ લગભગ બંધ પડે છે તથા આપણા માનવ રાધરની ગતિ પણ લગભગ બંધ પડે છે, આપણે શરીરની અંદર નિદ્રાવશ થઇ પડીએ છીએ, અને જીવન્ત આત્મમય બનીએ છીએ; અને સંવાદના પ્રભાવથી શાંત થએલી દૃષ્ટિવડે તથા આનન્દાનુભવના પ્રભાવ વડે આપણને પદાર્થોમા રહેલા જીવનનું દર્શન થાય છે. ''

આ રીતે સુન્દર સ્વરૂપો તે જ ઇશ્વરના કાવ્યની ભાષા બને છે અને જડ જણાતી સૃષ્ટિ ઉપર દેખાતું ગુહ્યતાનું આવરણ ઉઘડી વિશ્વમા વસી રહેલો સવાદ દૃષ્ટિગોચર થાય છે, અને આનન્દાનુભવ સાથે પદાર્થોમા રહેલા જીવનની ઝાખી થાય છે.

ઇશ્વરરચિત કાવ્ય આ રીતે આનન્દની સાથે અનુષંગિક પરિણામ રૂપે સત્યનું પણ દર્શન કરાવે છે. કાવ્ય માત્રનું સ્વરૂપ છે કે આનન્દની પ્રાપ્તિ સાથે હૃદયને તે એવી ઉચ્ચ ભૂમિકા લાવે છે–ચિત્તને એવું સામર્થ્ય આપે છે કે પરમ સત્યોની ઝાખી તે સમયે થાય છે. આ કારણથી તત્ત્વચિંતકોને અને મીમાંસકોને જે સત્ય ઘણું મથન કરતા હાથ લાગે છે તે કવિ આગળ સહજ પાદુર્ભૂત થાય છે. સૃષ્ટિકાવ્યનો અનુભવ કરનારને પણ એ રીતે ઇશ્વરના સ્વરૂપના દર્શન થયેલા છે.

ઇશ્વરની સૃષ્ટિમાની સુન્દરતા માનવ ભાષામા દર્શાવેલી ન છતા વિશ્વની ભાષામાં પ્રકટ થયેલી હોવાથી તે રસિક જનો ગ્રહણ કરી શકે છે. સર્વ કવિઓ એકમતે સૃષ્ટિને અપૂર્ણ સૌન્દર્યવાળી કહે છે સર્વ દેશના સાહિત્યમા કુદરતના રમણીય દેખાવોથી થયેલો ઉલ્લાસ વર્ણવેલો છે. ઝળહળતો રક્ત અરુણોદય, બદલાતા રંગોથી મૃદુ થઇ

અસ્ત થતા સૂર્યના કિરણો સાથે શ્યામના મેળવતો માયકાંગ, આ કારાના લુમ્મટનું પ્રતિબિમ્બ ધારણ કરતા સરોવરો, મનુષ્યની દૃષ્ટિ ગોચરતાની અગાડી ફેલાતો ધુઘવતો સાગર, એકાન્તમા ઉભા ઉન્નત વાદળોને અડકતા અને તોફાન તથા વાવાઝોડા વચ્ચે અચળ રહેતા પર્વતો, ઘટાદાર વૃક્ષોની હારદાર કમાનથી અગર લીના ઘાસના વિસ્તારથી દીપતા મેદાનવાળા ભૂભાગો, પવનની તરંગમય લહેરો સાથે ઉચે નીચે ઝુલતા અને સુગંધ પસરાવતા પુષ્પ મૃદુ સ્વચ્છ અને પારદર્શક જળથી ભરેલી તથા રેતીના કીનારા વચ્ચે વહી જતી નદીઓ, આસમાની પટા સમ દીસતા અને અખંડ ધારાથી પડયા જતા ધોધ, શરદ ઋતુમાની મધ્ય રાત્રિની ચાદની, જલવિસ્તાર ઉપર પથરાએલો ચન્દ્રપ્રકાશ, અસખ્ય વિવિધ જ્યોતિઓથી ઝગઝગી રહેલો તારકમય વ્યોમપ્રદેશ આ અને આના અગણ્ય દેખાવો સૃષ્ટિનું સૌન્દર્ય નિર્વિવાદ રીતે દર્શાવે છે અને ઇશ્વરની ભાષામા સતત વહેતા ભાવપ્રવાહવાળુ કાવ્ય પ્રકટ કરે છે

સૃષ્ટિમાના દેખાવોથી ઇશ્વરના કાવ્યની ભાષા સમાપ્ત થતી નથી મનુષ્યની વાણી, પક્ષિઓના કૂજન, મનુષ્યનો ઇતિહાસ, મનુષ્યનુ સાહિત્ય, મનુષ્યના કાવ્ય ચિત્ર, શિલ્પકામ, સગીત, કુદરતનો ઉત્તરોત્તમ વિકાસ (Evolution) , મનુષ્યને પ્રાપ્ત થયેલુ જ્ઞાન મનુષ્યલક્ષણ, સદ્ગુણ એ સર્વ ઇશ્વરના કાવ્યની ભાષા છે

આ સર્વ સૃષ્ટિ જે દેખાવ અને વિચાર આપણી સમક્ષ મૂકે છે તે એ કાવ્યના શબ્દ અને અર્થ છે અને તે પાછળ જે વ્યગ્ય અર્થ રહેલો છે તે એ કાવ્યનો રસ છે એ વ્યગ્ય એકદમ પ્રકટ થતો નથી રસિકતા વગરના જનોને એ સર્વ પોતાના સ્થૂલ રૂપમા જ દેખાય છે વર્ડ્સવર્થ કહે છે તેમ જ્યારે એવી સ્થિતિ આવે છે કે

'They flash upon the inward eye'

'અન્તરચક્ષુ ઉપર તેનો પ્રકાશ પડે છે ત્યારે હૃદયમા સ્થાપા યેના ભાવ તે વ્યગ્ય પારખી લે છે અને તેની સાથે એકાત્મ થઇ

રમાસ્વાદ કરે છે પ્રથમ દર્શને દેખાતા બાહ્ય અર્થ કરતા એ વ્યંગ અર્થ ઘણો ઉત્તમ છે એમ પ્રતીતિ થાય છે સ્થૂલ સૃષ્ટિની વિશાળતા અને ઉપયોગિતા મહાન છતા તેની પાછળ રહેલો ઇશ્વરનો વ્યંગ્ય અર્થ કઇ અદ્ભુત ચમત્કાર વાળો છે એમ સમજાય છે એ રીતે ઇશ્વરનુ કાવ્ય તે ઉત્તમોત્તમ ધ્વનિ કાવ્ય છે

એક પુષ્પ પાસે જરા ઉભા રહીશુ તો તેમાની માહાઇ અને રમણીયતાના સસ્કાર આપણા ઉપર પડશે કોયલ સરખા પક્ષીનુ કે માનવ ગાયકનુ સગીત સાભળીશુ તો સવાદનો સસ્કાર પડશે નદીના દર્શનથી સાતત્યનો સસ્કાર પડશે પર્વતના દર્શનથી ગંભીરતા અને ભવ્યતાના સસ્કાર પડશે સાગરના કે આકાશના દર્શનથી અનતતાના સસ્કાર પડશે, માનવ કવિઓના કાવ્યથી કવિત્વના સસ્કાર પડશે એ રીતે ભાવની સામગ્રી સર્વ રહેલી છે સર્વ આપણને રસિકતાની કેળવણી આપે છે

ઇશ્વરનું કવિત્વ સ્વાનુભવરસિક (subjective) તેમ જ સર્વાનુભવરસિક (objective) બન્ને પ્રકારનું છે અર્થાત ઉપર કહ્યા તેવા તેના અશ તેની કવિત્વમય કૃતિઓમાથી જણાય છે તે જ પ્રમાણે મનુષ્યજાતિ રૂપી જે નાટક તેણે રચ્યુ છે તે વિશાળ સર્વાનુભવસિક કાવ્ય છે નેપોલીઅન, કોલમ્બસ, એલેક્ઝાડર, ક્રાઇસ્ટ, બુદ્ધ, રામ, વગેરે મહાન પાત્રો કોઇ માનવ કલ્પી પણ શકે ? એ સર્વ પાત્રરચનામા ઇશ્વરનુ કેવુ અનુપમ કવિત્વ દૃષ્ટિગોચર થાય છે ? અને બધી સર્વાનુભવરસિક કવિતાની પેઠે આમા પણ આ કવિતાના સ્રષ્ટાના ગૂઢ સ્વાનુભવ કેવા ચમત્કારથી જણાય છે ?

માનવ કવિઓ પણ ઇશ્વરના નાટકના પાત્રો છે તેઓ આપણને ઇશ્વરના મહાન કાવ્યનું નાનુ સરખુ અને આછુ ચિત્ર આપે છે વળી કવિઓ ઇશ્વરનું મહાન કાવ્ય સમજવામા આપણને પરમ સહાયભૂત થાય છે

કવિઓ આપણને કહે છે કે કવિનો પોતાના કાવ્ય ઉપર ગાઢ પ્રેમ હોય છે દિવ્ય કવિનો પણ તેના આ મહાન કાવ્ય ઉપર–તેની સૃષ્ટિ ઉપર–ગાઢ પ્રેમ છે અને તેના પ્રેમના આપણે અધિકારી છીએ

પરતુ એ પણ લક્ષમા રાખવાનું છે કે કાવ્ય સમજવાની જેની ઇચ્છા હોય તેણે પણ કાવ્ય પર પ્રેમ કરવો જોઇએ ઇશ્વ રના કાવ્યના જે બે મ્હોટા વિભાગ, પ્રકૃતિ અને મનુષ્ય, તે બન્નેને મનુષ્યે પોતાના પ્રેમપાત્ર કરવા જોઇએ તેમ કર્યા વિના એ કાવ્યના રહસ્યમા તે યથાર્થ અવગાહન કરી શકશે નહિ

આ પ્રમાણે ઇશ્વરના કાવ્ય પ્રતિ સન્મુખ થતા તેમા દૃઢ રહેતા અને તેમા નિરતર વૃદ્ધિ પામતો તેનો મહાન્ હેતુ સમજાશે, અને ટેનિસનના સરખો અનુભવ થશે કે—

"Yet I doubt not through the age one
increasing purpose runs,
And the thoughts of man are widened
with the process of the suns."



# મનુષ્યની દિવ્યતા.

## The Divinity of Man.

---

રાજમાર્ગે જતો એક માણસ રસ્તે પડેલા કાગળના કકડા ઉપાડીને જોતો હતો અને તેમાના કેટલાક વીણી લઇ સઘરતો હતો એક બીજો રાહદારી નવાઈ પામી જોતા ઉભો રહ્યો, અને થોડી વારે પુછ્યુ,

" ભાઇ ! આ શુ કરો છો ?'

' જે જે કાગળ પર માણસનું નામ લખેલુ હોય તે હુ ઉપાડી લઉં છુ '

" એને શુ કરશો ?'

' ઘેર લઇ જઇ ઉંચી છાજલી પર મુકીશ ઇશ્વરની દિવ્યતા ધુળમા રગદોળાય અને કચરાય તે મારાથી સહન થઈ શકતું નથી '

પ્રશ્ન પુછનાર રાહદારીની શકાનું સમાધાન થયુ નહિં, પણ, એ માણસના મનમા કાંઈ વિચિત્ર ફાંકો આવેલો છે એમ માની લઇ તે ચાલ્યો ગયો

શુ એ વિચિત્ર ફાંકો હતો ? મનુષ્યમા ઇશ્વરની દિવ્યતા સમાયેલી છે અને તેની ઉચ્ચતા તથા પવિત્રતાનુ રક્ષણ થવુ જોઇએ એ તર્ક યોગ્ય છે કે અયોગ્ય ? મનુષ્યમા દિવ્યતા હોય તો તો અવશ્ય તેનો અધપાત થવા દેવો ન જોઇએ, તેને મલિન થવા દેવી ન જોઇએ પરતુ, મનુષ્યમા દિવ્યતા છે ?

મનુષ્ય શી રીતે દિવ્ય ગણાય ? મનુષ્ય દેવ નથી મનુષ્ય અજ્ઞાન છે, નિર્બળ છે, પામર છે મનુષ્ય પરિમિત શક્તિવાળો ક્ષુદ્ર જતુ છે મનુષ્ય બ્રહ્મ પણ નથી મનુષ્ય જીવાત્મા છે, તેનામા અપૂર્ણ આત્મત્વ છે મનુષ્યને અને પરિપૂર્ણ પરમાત્મા વચ્ચે કદી ન ઓળગાય એવુ મહાન્ મહાન્ અતર છે. મહાસાગર આગળ એક

અથવા તો તે અન્તર્વૃત્તિસ્થિતિ જ્ઞાન (Intuition) હોય કે અનુમિત જ્ઞાન (Inference) હોય, તોપણ તે જ્ઞાનને મનુષ્યબુદ્ધિના દ્વારમાથી પ્રવેશ કરવાનો છે, મનુષ્યબુદ્ધિ તેનો સ્વીકાર કરે ત્યારે જ તે **જ્ઞાન** થાય છે. ગમે તેવા પ્રમાણનો આધાર હોય પણ બુદ્ધિ એજ છેવટની કસોટી છે, બુદ્ધિ એજ છેવટનો નિર્ણય કરનાર છે 'આ વિચાર સપ્રમાણ છે માટે ગ્રાહ્ય છે' એવો નિશ્ચય કરનાર પણ બુદ્ધિ જ છે, અને એ રીતે પ્રમાણ ઉપર બુદ્ધિનુ સામ્રાજ્ય છે. આ બુદ્ધિ–આ વિવેકબુદ્ધિ ઇશ્વરે સર્વ મનુષ્યને આપી છે. ઇશ્વરનુ દિવ્ય સત્ય એ બુદ્ધિદ્વારા મનુષ્યમા આવે છે, એ બુદ્ધિ છે, એ બુદ્ધિદ્વારા પ્રત્યેક મનુષ્યને પ્રાપ્ત થાય છે. જેમ મનુષ્ય પોતાની બુદ્ધિને અશક્ત અને શુદ્ધ રાખે છે તેમ તે એ દિવ્ય સત્ય વધારે શક્તિવાળા અને વધારે શુદ્ધિવાળા રૂપને પ્રાપ્ત કરે છે. પણ એ પ્રાપ્તિનુ દ્વાર, એ પ્રાપ્તિનુ સાધન મનુષ્યમાત્રમા રહેલુ છે. અમુક અવતાર કે પેગંબરને જ ઇશ્વરનું સત્ય મળ્યું હોય તો તેના પૂર્વ થયેલી પ્રજાઓ ઇશ્વરને અપ્રિય હતી? અને ઇશ્વરે તેમને અસત્ય માટે–અધર્મ માટે જવાબદાર નહોતી બનાવી? અલબત્ત, વખતો વખત ઇશ્વરના સત્યના સમર્થ ઉપદેશકો ઉત્પન્ન થાય છે, યુગની અધમતા દૂર કરવા ઉદ્ધારકો નિકળી આવે છે; પરંતુ એ સર્વ સત્યના પ્રચાર થવાના ઇશ્વરે નિર્મેલા સાધન છે; તેમને એકલાને જ ઇશ્વર પેટીમા સત્ય મુકી તાળુ વાસીને સોંપે છે એમ નથી પણ ઇશ્વરે જે સત્ય, જે દિવ્યતા મનુષ્યમાત્રમા મુકી છે તે ઉપર ફરેલા આવરણ દૂર કરવાનું કાર્ય તેઓ કરે છે. સત્ય જો સાર્વત્રિક ન હોય પણ અમુક દેશની કે અમુક પ્રજાની માલકીનું જ હોય તો તે **સત્ય** કેમ હોય?

ઇશ્વરે કૃપા કરી મનુષ્યને ચૈતન્યનું દાન કર્યું છે, આત્મા થવાનો અધિકારી કર્યો છે, જીવાત્મા બનાવ્યો છે, અને પોતના પરમાત્મસ્વરૂપની દિવ્યતાના અંશ તેને બક્ષ્યા છે, દિવ્યતા ખીલવાની

-તેનો વિકાસ કરવાની તેને શક્તિ આપી છે. મનુષ્યો અલ્પ પ્રાણી છે, સત્ય, જ્ઞાન, આનંદ, અમૃત, શાન્તિ, શુદ્ધતા, એ સર્વની તેનામા માત્ર ઝાંખી છે. માત્ર સ્ફુલિંગ છે, પરંતુ, અલ્પ પ્રાણી છતા પણ તે આત્મા છે, તેનામા રહેલી ઝાંખી તેનામા રહેના સ્ફુલિંગ પણ દિવ્યતાના છે, જે આત્મત્વ સાગરમા નથી, પર્વતમા નથી, પૃથ્વીમા નથી, સૂર્યમા નથી, ગ્રહોમા નથી, તે આત્મત્વ મનુષ્યમા છે અને આત્મત્વવડે પ્રભુએ તેને પોતાની દિવ્યતાનું દાન કર્યું છે એ દિવ્યતા ધુળમા રગદોળાય નહિ, તેનો અધ પાત થાય નહિ, તે મલિન થાય નહિ, તેની ઉચ્ચતા અને પવિત્રતા જળવાય અને વધતી જાય, એ અભિલાષા કોને પ્રિય નહિ થાય?



જલબિન્દુ, સૂર્ય આગળ એક તૈલદીપ એટલા પ્રમાણમા પણ પરબ્રહ્મ પરમાત્મા આગળ મનુષ્ય નથી જેને આવતી કાલનુ પણ જ્ઞાન નથી, જે એક તૃણ પણ બનાવી શકતો નથી, જેને પોતાના દેહ અને આત્મા વિષે પણ પુરી સમજણ પડતી નથી, જગતની વિશાળ ઘટનામાથી કાંઈ જીજ જ જેને ગમ્ય થાય છે, તે મનુષ્યને સર્વજ્ઞ સર્વશક્તિમાન્ જગત્કર્તા પરબ્રહ્મ કેમ કહેવાય ! ત્યારે શી રીતે મનુષ્ય દિવ્ય ગણાય ? બધા મનુષ્ય નહિ પણ કાઇ કોઈ મનુષ્યો દિવ્ય છે,–એવો પણ અર્થ ઉદ્દિષ્ટ નથી જે મનુષ્યો ઇશ્વરના અવતાર કહેવાયા છે, મનુષ્ય રૂપે ઇશ્વર આ પૃથ્વી પર અવતરેના કહેવાયા છે, અથવા જે મનુષ્યો ઇશ્વર તરફથી ખાસ સદેશો લઇ આવેના ઇશ્વરના પેગબર, પુત્ર કે દૂત મ્હેવાયા છે તેટલાજ મનુષ્યો દિવ્ય છે–એવો અર્થ પણ ઉદ્દિષ્ટ નથી ઇશ્વર કોઇ અમુક મનુષ્યોને જ પોતાની દિવ્યતાનુ દાન કરે એમ કેમ બને ! જે ન્યાયસિંધુ છે, જેનો સકલ મનુષ્ય પર સરખો પ્રેમ છે, જેની સર્વ મનુષ્ય પર સરખી કરણા છે, તે દિવ્યતાનુ દાન કરતો હોય તો કેટલાક મનુષ્યોને જ દિવ્ય બનાવે અને બાકીના મનુષ્યસમુદાયને દિવ્યતાહીન રાખે એમ કેમ બને ? તેમ જ, સત્યનિધાન, જ્ઞાનસ્વરૂપ, પરમાત્મા તરફથી મનુષ્યને સત્યની, જ્ઞાનની, આનદની, અમૃતની, શાન્તિની, શુદ્ધતાની પ્રાપ્તિ થવાની જરૂર છે એ ખરૂ છે, અને એ પ્રાપ્તિ મનુષ્યને થાય છે પણ ખરૂ છે, પરતુ, એ પ્રાપ્તિ શુ માત્ર અમુક જાતિમા, અમુક દેશમા અને અમુક યુગમા થયેના અવતારથી કે આવેના પેગબરથી થાય છે અને બાકીની જાતિઓ, બાકીના દેશ તથા બાકીના યુગ ઇશ્વરના સત્ય, જ્ઞાન, આનદ, અમૃત, શાન્તિ, શુદ્ધતા, વગરના રહે છે ? સમસ્ત મનુષ્યજાતિ શુ ઇશ્વરના એ દિવ્ય અશ મેળવવા હકદાર નથી ? ઇશ્વરની વિભૂતિ મેળવવાનો પ્રત્યેક મનુષ્યનો અધિકાર ન હોય અને ઘણા કાનાતરે કોઇ એક યુગમા, કોઈ એક જાતિમા, કોઇ એક દેશમા, કોઇ એક મનુષ્યમા એ વિભૂતિ પ્રકટ થતી હોય

અને તેના પ્રચારથી અમુક મંડળોને જ તેનો પ્રસાદ મળતો હોય તે શુ દુનિયાના ઘણાખરા યુગ, ઘણાખરા દેશ, ઘણીખરી જાતિઓ, ઘણાખરા મનુષ્યો, ઈશ્વરની વિભૂતિ વગરના, ઇશ્વરના સત્યવગરના, ઈશ્વરના જ્ઞાન વગરના, ઇશ્વરના આનંદ વગરના, ઇશ્વરના અમૃત વગરના, ઇશ્વરની શાન્તિ વગરના, ઇશ્વરની શુદ્ધતા વગરના રહેવા સરજાય છે ? પૃથ્વી પર મનુષ્યજાતિની ઉત્પત્તિ પછી ઇશ્વરે એક જ કે બે ચાર જ પુસ્તકો રચી રચાવીને તે દ્વારા જ પોતાનુ સત્ય, પોતાનું જ્ઞાન, પોતાનો આનંદ, પોતાનુ અમૃત, પોતાની શાન્તિ, પોતાની શુદ્ધતા પ્રકટ કર્યા હોય તો તે પુસ્તકો જેમના હાથમા ન જાય તે સર્વ મનુષ્યો ઇશ્વરના એ પ્રસાદ વગરના રહે એવી ઇશ્વરની ઘટના છે ?

ત્યારે મનુષ્યની દિવ્યતા ક્ષણિક નથી, પ્રસંગોપાત નથી, કોઇ સ્વલ્પ મંડળના જ અધિકારની નથી, કોઈ એક દેશની કે કોઇ એક કાળની નથી, પણ સકળ મનુષ્યજાતિની છે, સર્વ કાળના, સર્વ દેશના, સર્વ જાતિના, સર્વ યુગના મનુષ્યો ઇશ્વરની દિવ્યતાના દર નથી અદિત થયેલા છે. પ્રત્યેક મનુષ્ય એ દિવ્યતાનો અંશ ધારણ કરનાર છે. એ દિવ્યતાનો દીપ પ્રત્યેક મનુષ્યના આત્મામા દિવ્યતાના સવિતા ઇશ્વરે પ્રગટાવેલા છે. ચન્દ્રનુ પ્રતિબિમ્બ જેમ નહાના અને મહોટા દરેક જલાશયમા પડે છે, સાગરમા પડે છે, સરોવરમા પડે છે, નદીમા પડે છે અને ખાબોચીઆમા પડે છે, તેમ ઇશ્વરની દિવ્યતાનુ પ્રતિબિમ્બ દરેક માનવ આત્મામા પડે છે. ઇશ્વરનો સંદેશો દરેક મનુષ્યને સાંભળે છે એ પ્રાપ્તિ મનુષ્યને પોતાની બુદ્ધિ દ્વારા અને પોતાની અન્તર્વૃત્તિ દ્વારા થાય છે, અને તેમા પણ છેવટની પ્રતીતિ પોતાની બુદ્ધિદ્વારા થાય છે. ઇશ્વર અને આત્મા સંબંધી જ્ઞાન મનુષ્ય આગળ ગમે તે પ્રકારે મુકવામા આવે, તે અવતારી પુરુષદ્વારા આવેલુ પ્રેરિત જ્ઞાન (Revelation) કહેવાતુ હોય, કે ઇશ્વરપ્રણીત પુસ્તકમાનું શબ્દપ્રમાણ જ્ઞાન (Word) કહેવાતુ હોય,

# સમાધાન

( અમદાવાદ પ્રાર્થના સમાજમા આપેલો ઉપદેશ. )

પ્રહ્લાદની કથા સુપ્રસિદ્ધ છે. તે દૈત્યકુળમા જન્મ્યો હતો, તેનો બાપ હિરણ્યકશિપુ વિષ્ણુનો પરમ શત્રુ હતો. વિષ્ણુ પર હિરણ્યકશિપુને અત્યંત તિરસ્કાર હતો. પરંતુ પ્રહ્લાદને બાળપણથી વિષ્ણુ પર ભક્તિ થઇ હતી, તે ભક્તિભાવ તેના મનમા દઢ થયેલો હતો, કશાથી ડગે તેમ નહોતો. પ્રહ્લાદને તેના કુલગુરુએ સમજાવ્યો અને ધમકાવ્યો, તેને કહ્યુ કે વિષ્ણુની ભક્તિ કરવામા ભય છે, હાનિ છે, તેથી હિરણ્યકશિપુ ક્રોધે ભરાયો, દાનવકુળ હારી કરશે પ્રહ્લાદને તેની માતાએ પણ એ પ્રમાણે સમજાવ્યો. પરંતુ તે તો,

> " પ્રભુ નામતણો રસ પાન કરે,
> અન્ય વાતમા જીવ તેનો ન ઠરે. "

કશાથી તે બીધો નહિં, કશાથી તે અટક્યો નહિં ગુરુને તેણે કહ્યુ કે ' જગદીશ પરમેશ્વર જગત્પતિ, વળી ઇશ્વર સત્યસ્વરૂપ ' મારા મનમા વસે છે, ' એનુ નામ ન મેલુ એકે ઘડી, પડ માહે છે જ્યા લગી પ્રાણ ' માતાને તેણે કહ્યુ કે

> " હુંને વિષ્ણુ જેવુ કોઈ નથી વહાલુ રે મા,
> બીજુ બોલવુ ગમે નહી ઠાલુ રે મા;
> હુંને તાતનો ત્રાસ દેખાડોરે મા,
> તેનુ શરણ્યુ તે થાશે શરાડે રે મા.
> હું તો જુગમા જ્યદા જીવુ રે મા,
> મારે મરણ થકી નથી બ્હિવુ રે મા,
> હુંને રામતણો રંગ લાગ્યો રે મા,
> મારે મર્ણ તણો ભે ભાગ્યો રે મા.

હું તો લીધા કરું રામનામ નીરમળાં રે મા,
મારે એજ હીરા ને હેમ માકળા રે મા;
મારે શ્રી હરિ રૂદીઆમા રે મા,
મારે એજ જ્ળાહળના જામા રે મા. "

બાપની ગાદી, લક્ષ્મી, વૈભવ નહિ મળે તેની તેને દરકાર નહોતી. બાપ આગળ પણ તેણે પોતાનો એ ભક્તિભાવ પ્રકટ કર્યો. હિરણ્યકશિપુ સુત પર બહુ કોપાયમાન થયો, ' હેઠે પછાડયા હસ્ત '; ગુરુને તેણે બહુ ઠપકો આપ્યો અને પ્રહ્લાદને સુધારીને લાવવા કહ્યુ. પણ પ્રહ્લાદ ડગ્યો નહિ. પિતા પાસે ફરી આવ્યો ત્યારે તેણે પિતાને કહ્યુ,

" હું તો મુકુ નહી મુખથી વિષ્ણુના વખાણ,
હું તો પુરે પ્રેમે ભજન કરૂ પુરૂષ પુરાણ.
હું તો વિદ્યાતણું તત્વ તપાસુ રૂડી રીત,
ચારે વેદ વલોણામા વિષ્ણુ નવનીત.
એ ઊંડા ભવસાગરમા પ્રભુ નામ છે નાવ,
નાવે માનવી દેહ વિના બેઠા કેરો દાવ.
એવા જગજીવન ત્રિભુવન પ્રાણ,
કોણ સિંધુ માહે કદી પડે મેલી મોટા વહાણ "

તેની આવી નિશ્ચલ ભક્તિ જોઇ હિરણ્યકશિપુએ તેને બહુ દુખ દીધુ. એ ' કુલ અંગાર ' ને મારીને ' દાઝ નિવારવા ' તેણે દૈત્યોને આજ્ઞા કરતા તેમણે

" લીધો કુંડાળે ઉડાડે રહ્યા બાણરે, પ્રહ્લાદ સંભારે શ્યામને રે,
જેમ વાદળાએ વીંટી લીધો ભાણરે, ભક્ત બેઠો રટે રામને રે.
બીક દેખાડે પછાડે હેઠા પ્રહારરે, પ્રહ્લાદ સભારે શ્યામને રે,
ખાડા ઉઘાડા ઊગામે હથિયારરે, ભક્ત બેઠો રટે રામને રે.

એને
' જલ બોળ્યો પાવકમા રોળ્યો, ઢોળ્યો પરવત સગે '

પણ પ્રહ્‌લાદ ભક્ત હતો તે ભક્ત જ રહ્યો માતપિતાને, કુટુંબીઓને, સબધીઓને, કોઈને ખુશ કરવા ખાતર અથવા 'સ્વધર્મ' કે 'કુળધર્મ' પાળવા ખાતર તેણે પોતાની શ્રદ્ધા બદલી નહિ કે સતાડી નહિ પ્રભુને પ્રસન્ન કરવાની જ તેને દરકાર હતી, અને તે જાણતો હતો કે કોઈ પણ કારણસર પોતાની શ્રદ્ધા ઢાકવી, છુપાવવી, અન્ય રૂપે દેખાડવી, પોતાના આસપાસના મડળના ધર્મમા પોતે નથી એમ ન દેખાવા દેવુ,—એ સર્વ અસત્યના, અધર્મના, પ્રભુને અપ્રસન્ન કરવાના માર્ગ છે

આ કથાનુ સ્મરણ કરી, એ પ્રશ્ન ઉદ્‌ભૂત કરીશુ કે ધર્મના વિષયમા લોકપ્રીત્યર્થે, લોકને ખુશી કરવા, લોકાપવાદ ન થાય તે માટે અથવા સગાસબધીઓ નારાજ ન થાય તે માટે અથવા પોતાના કુટુંબમા પરપરાથી ચાલતો આવેલો ધર્મસપ્રદાય જળવાઈ રહેલો દેખાય તે માટે અતકરણમા હસેના વિશ્વાસ પ્રમાણે વર્તન કરવામા સંકોચ રાખવો કે કેમ, અને અતકરણમા હસેના વિચારનુ સગોપાન કરવુ કે કેમ ઇગ્રેજીમા આવા સકોચ તથા સગોપાનને Compromise કહે છે ગુજરાતીમા તેને 'સમાધાન' કહીશુ તો ધારેલા અર્થનો ઉદ્દેશ થઈ શકશે

દુનિયામા જ્યારે જ્યારે નવા ધર્મ નિકળ્યા ત્યારે ત્યારે આ સમાધાનનો પ્રશ્ન ઉત્પન્ન થયો હતો જુના પ્રચલિત ધર્મનો ત્યાગ કરી નવા ધર્મનો સ્વીકાર કરનારને આ બે વિરુદ્ધ માર્ગમાથી એક પસદ કરવાની ફરજ પડી હતી (૧) લોકપ્રીતિસપાદન (૨) ઇશ્વરપ્રીતિસપાદન જુનો ધર્મ પાળનારનો સમુદાય બહુ મ્હોટો હોવાથી આ બેમાનો પહેલો માર્ગ ગ્રહણ કરવાથી લોકમા પ્રતિષ્ઠા સચવાતી હતી, વ્યવહારસુકરતા સિદ્ધ થતી હતી, બીજો માર્ગ ગ્રહણ કરવાથી એ સર્વ જતુ હતુ, કુટુંબકલેશ, વ્યવહારબહિષ્કાર, ત્યાગ, મનોવેદના દુખ મૃત્યુ એ સર્વ સહન કરવા પડતા હતા પણ એ માર્ગે જવાથી ઇશ્વર પ્રસન્ન થશે અને આત્માનુ કલ્યાણ થશે તથા જન

અમાન્મા સત્ય પ્રમરને એ પ્રનિતિથી નવો ધર્મ સ્વીકારનાર એ માર્ગ ગ્રહણ કરના હતા. આ રિયનિ વિશે વિવેચન કરના એક લેખક કહે છે, * "ખ્રીસ્તી ધર્મના આરભકાળમા તે ધર્મના અનુયાયીઓ મૂર્તિપૂજાવાળી ક્રિયાઓમા સામેલ થઇ શકે કે કેમ એવી શંકા હતી જ નહિ કેટલાક સૈકા સુધી ખ્રીસ્તી ધર્મ પરદેશી સંસ્થા સમાન હતો તે દરમ્યાન જુનો ધર્મ પાળનાર ગન્યમા ખ્રીસ્તી ધર્મ પાળનાર ઉપર જુલમ કરવામા આવતો, અને બ- બહુ તો તે ધર્મ પાળવાની મહેજ એટ મળની તેવા સમયમા "સમાધાન" કરવાની બહુ બળવાન લાલચ ખ્રીસ્તીઓને ચારે તરફથી થતી હોવી જોઇએ ઘણી વાર તો ત્રામભરી લાલચ થતી હોવી જોઇએ જો દેવદેવીઓની પૂજાને ખ્રીસ્તીઓ અધમ માનતા તેમની પૂજાઅર્ચાનુ કાંઈ જુજ ઉપર ઉપરનુ વિધાન કરવાનુ ખ્રિસ્તીઓને સ્વાર્થ, લોભ અને ભયથી મન થાય તેમ હતુ એટલુ જ નહિ, પણ, જો "મોટા અને આબરૂદાર" માણસોને ગજતન સાથેના સબધને લીધે જાહેર પ્રસગોમા સામેલ થવાની ખાસ જરૂર પડતી તે માણસાને એવે વખતે એવી જુની પૂજાઅર્ચાનુ કાઇ કાર્ય કરવુ પડે તો આતુર ખ્રીસ્તી ધર્મપ્રચારકો તેમને કાઇક છુટ આપે એ સભવિત હતુ પરતુ ખ્રિસ્તી ધર્મસસ્થા આ બાબતમા નિર્મળ પર દયા કરતી નહિ અને મહોટાની શરમ રાખતી નહિ મૂર્તિપૂજાની ખૂન સરખા દુષ્ટ પાપમા ગણના થતી અને એ કાર્ય એવુ ઘોર ગણવામા આવતુ કે એ વિષયમા કોઇ પ્રકારનુ "સમાધાન" થઈ શકે જ નહિ પાપના ઓછા વધતા દરજ્જા ખ્રીસ્તિ ધર્મમા માન્યા હતા પણ કોઈ પાપાચરણ કોઇ માણસે સહેજ પણ કરેલુ જણાય ત્યા તે માણસને કદી નિર્દોષ ગણવામા આવતો નહિ ખ્રીસ્તીએ મૂર્તિપૂજાથી દુર રહેવુ એવી આજ્ઞા હતી, અને તે આજ્ઞા ઘણી સખ્તાઇથી અક્ષરસ પાળવાની હતી, અને એ દોષનો સ્પર્શ ન થાય માટે સલાહ તથા સાવચેતી રાખવામા કોઇ પ્રકારે ગફલત કરવી નહિ એવી આજ્ઞા

હતી. મૂર્તિ આગળ બલિદાન અર્પણ કરવું એ પાપ ગણાતું...એટલુંજ નહિ પણ બલિદાન અપાતું હોય તે વખતે મંદિરમાં જવું, પોતાની તરફથી માંસનો ઉપહાર લઇ જઈ બલિદાનમાં સામેલ થયેલા દેખાવું, મૂર્તિની પૂજાની વિધિ માટે પશુઓ કે ધૂપ વેચવા, મૂર્તિના મંદિરો બાંધવામાં કડીઆ તરીકે કામ કરવું, મૂર્તિના વરઘોડામાં સામીલ થવું અથવા ઓચ્છવ માટે શણગાર કરવાના સાધન આપવાઃ એ સર્વ ખ્રીસ્તી ધર્મ વિરુદ્ધ અપરાધ ગણાતા; નિર્બળ મનના મનુષ્યો જેમની પ્રતીતિ ખ્રીસ્તી ધર્મ તરફ હતી પણ જેમનામાં તે ધર્મના પ્રકટ સ્વીકારથી પડતી અગવડ અને સંકડામણ વેઠવાની હિંમત નહોતી તેઓ બન્ને પક્ષને સંતોષ થાય એવો સમાધાનનો માર્ગ મેળવવા પ્રયત્ન કરતા. લોકપ્રીતિનો માર્ગ તો બહુ સહેલો હતો કેમકે જુનો ધર્મ પાળવાનો બહારથી આડમ્બર કરવામાં આવે તેટલું લોકપ્રીતિ સંપાદન કરવા માટે બસ હતું, પણ ખ્રીસ્તી ધર્મના ગુરુઓ કોઇ પણ પ્રકારની શિથિલ કબુલ રાખતા નહિં. 'કેટલાક નિર્બળ મનુષ્યો પોતાને ન્યાયાસન આગળ ખ્રીસ્તી તરીકે રજુ કરવામાં ન આવે તે સારૂ ન્યાયાધિકારીને લાંચ આપતા, કેટલાક પોતાના કોઇ મૂર્તિપૂજક મિત્રને પોતાનું નામ ધારણ કરાવી તેને બલિદાન આપવા મોકલતા અને એ રીતે પોતે બલિદાન કર્યાનું પ્રમાણપત્ર મેળવતા, કેટલાક બલિદાન આપવા જવું ન પડે માટે ગાંડા હોવાનો ઢોંગ કરતા;-પણ ખ્રીસ્તી ધર્મસંસ્થાએ કોઇ બીજી પદ્ધતિ ગ્રહણ કરી હોત, જુના ધર્મનો પ્રસંગોપાત બાહ્ય આડંબર કરવાની રજા આપી હોત તો ખ્રીસ્તી ધર્મમાં આવનારને સરળતા થાત, અને ખ્રીસ્તી ધર્મ ખાતર પ્રાણત્યાગ કરનાર પુરુષો થાત નહિં. પરંતુ એ રીતે બન્યુ હોત તો જુના ધર્મ ઉપર ખ્રીસ્તી ધર્મ કદી વિજય મેળવત ? ના. મનુષ્યની નિર્બળતા અને ભીરુતાને નરમાશથી છુટ આપ્યાથી કદિ વિજય મળતો નથી. ઇતિહાસ સમસ્ત પટ ઉપર થોડા અને ઘણા વચ્ચે, સત્તાહીન અને સત્તાવાન વચ્ચે ધર્મવિષયમાં ચાલતા

યુદ્ધ તરફ દૃષ્ટિ કરીશુ તે જણાશે કે નાનામા નાની તેમ જ મ્હોટામા મ્હોટી બાબતોમા પોતાની શ્રદ્ધાને લેશમાત્ર સમાધાન વિના અવ્યભિચારી ભાવથી વળગી રહ્યાથી જે મહાન બળ પ્રાપ્ત થાય છે તે વડે જ થોડા અને સત્તાહીન મનુષ્યો ઘણા અને સત્તાવાન મનુષ્યો સામે ટક્કર ઝીલી શકે છે આલ્પ્સ પર્વતની ખીણોમા વૉલ્ડન્સિસ લોકો ઈંગ્લાડના શહેરોમા લૉલર્ડ લોકો, સ્કૉટલન્ડની નીચાણ ભૂમિના ખીડમા કોવેનન્ટર લોકો, પોતાના ધર્મસમ્પ્રદાયમાની બીજાઓને નહિ જણાતી બાબતોને પ્રાણ જતા પણ અનિરુદ્ધતાથી વળગી રહી પોતાના સમ્પ્રદાયના અનુસરણ ખાતર બીજાઓને અપ્રિય એવો ધર્મમત પ્રકટ કરી તથા એવી ધર્મક્રિયાઓ કરી, મહોટા સમુદાય સામે ટકી શક્યા છે'

ખ્રીસ્તી ધર્મ પહેલા યુરોપમા ચાલતા ધર્મમા આવી સ્થિતિ નહોતી પ્રખ્યાત ગ્રીક ફિલસૂફ સોક્રેટિસ જુનો ધર્મ માનતો નહિ અને તે વિરુદ્ધ ઉપદેશ કરતો જુના ધર્મમા કહેલા દેવો પર તેને શ્રદ્ધા નહોતી તોપણ નવુ જ્ઞાન શિખવવા માટે તને ઝેર પાવાની શિક્ષા કરવામા આવી ત્યારે વિષપાન કર્યા પછી અવસાન સમય પાસે આવ્યો ત્યારે તેના મનની નિર્બળતાનો એક પ્રસગ બન્યો 'ફરતા ફરતા પગમા શક્તિ ન રહી ત્યારે તે ચતો સુતો તેના પગ શીત અને ચૈતન્યહીન થવા લાગ્યા, શરીરમા સર્વત્ર શીત પ્રસરવા લાગ્યુ ત્યારે શરીર પર ઓઢેલુ વસ્ત્ર મુખ પરથી કાઢી તેણે કહ્યુ 'ક્રીટો, મારે ઍસ્ક્યુલેપીઅસને એક મરઘાનું દેવુ છે તુ સભારીને એ દેવુ ચુકવીશ? ક્રીટોએ કહ્યુ 'એ દેવુ ચુકવી દેવામા આવશે બીજુ કઈ છે?'' આ પ્રશ્નનો ઉત્તર મળ્યો નહિ, પણ એક ક્ષણમા સોક્રેટિસનુ શરીર કપ્યુ અને પાસેના માણસોએ ઓઢેલુ વસ્ત્ર ખસેડી લીધુ આખો સ્થિર થઈ ગઈ હતી ક્રીટોએ તેની આખો તથા મ્હો બધ કર્યા'' જ્ઞાનરાયણ ગ્રીક પ્રજામા પરમ જ્ઞાનીની પક્તિમાનો ફિલસૂફ જુના ધર્મમા માનેલા દેવને મરઘો

ચઢાવવાની વહેમી ક્રિયાનું વિધાન કરે. જે ધર્મ ન માનવા માટે પ્રાણત્યાગ કરતાં તેને સંકોચ થયો નહોતો તે જ ધર્મના લૌકિક વિધિનું આચરણ કરે' ત્યાં પોતાને અશ્રદ્ધા હતી ત્યાં શ્રદ્ધા હોવાનો આભાસ કરે, એ કૃત્યનો બચાવ કેમ થઈ શકે ?

પૂર્વોક્ત લેખક કહે છે કે સોક્રેટિસનું આ છેલ્લું વચન યુરોપના પ્રાચીન ફિલસૂફોની વર્તણૂક પ્રતિબિમ્બિતરૂપ છે. 'તેમની અશ્રદ્ધા એકસરખા પ્રકારની નહોતી- કેટલાક પુરાણ દેવદેવીઓની અસંભવિત વાર્તાઓનો ઉપહાસ કરતા, કેટલાક તે ઉપર વધારે નરમાશથી ટીકા કરતા, કેટલાક તેના બુદ્ધિયુક્ત ખુલાસા ઉપજાવી કાઢતા, પણ સર્વ જુના રીવાજો બાહ્યાચરણથી પાળતા અને એ રીવાજોને વળગી રહેવાનો પોતાના શિષ્યોને ઉપદેશ કરતા...આવાં વર્તન કરનાર લોક માટે સેન્ટ ઓગસ્ટાઇન કહે છે, રંગભૂમિ ઉપર દેવદેવીઓની કુકથાઓ ભજવનાર નાટકકાર કરતાં પણ આ લોકો વધારે અધમ હતા, કારણ કે નાટકકાર તો એ જુઠાણાનો વેશ કરતા અને આ લોકો એ વિષય સબંધે એવું આચરણ કરતા કે લોકો એમ માને કે તેમની એમા ખરા દિલથી શ્રદ્ધા છે."' એ લેખક કહે છે કે વર્તમાન સમયમા પોતાના અન્તઃકરણની શ્રદ્ધાથી ઉલટાં આચરણ વચન અને કર્મથી કરનાર મનુષ્યો એ પ્રાચીન સમયના લોકની સ્થિતિમા નથી પ્રાચીન સમયમા તો શહેરના કે દેશના નિયમ પ્રમાણે ક્રિયાઓ કરવી તે ધર્મ કહેવાતો. એ ધર્મની આજ્ઞા રાજ તરફથી થતી અને તે પાળવાની ફરજ હતી. એ ધર્મ પાળનાર જને દેવદેવીઓની વાત માને છે એવો અર્થ થતો નહોતો. સત્ય ખાતર ધર્મ પાળવો એવો ઉદ્દેશ નહોતો; પણ, જુના વખતથી ચાલતો આવેલો રીવાજ બધા શહેરીઓ અને બધા શહેરો પાળે તેથી સર્વની એકતા જળવાય એવો હેતુ હતો; રાજ્યવ્યવસ્થા ખાતર ધર્મ પાળવાનો હતો, પરંતુ વર્તમાન સમયમાં ધર્મનો અને ધર્મની ક્રિયાનો અર્થ બદલાઈ ગયો છે. ધર્મ એ પ્રથમ અન્તઃકરણનો અને ચિન્તનો

વિષય છે, ધર્મમા અદશ્ય વિશેનો સિદ્ધાન્ત સમાયેલો છે, આત્માનો તે અદશ્ય સાથેનો સબધ ધર્મથી નક્કી થાય છે, અને અન્તરમા ભક્તિ હોય તેટલે જ અંશે ધર્મક્રિયાઓનું મૂલ્ય છે; એ હવે સર્વમાન્ય છે ધર્મક્રિયાઓના અન્ત કરણમા માન્ય થયેલા અર્થ માટે જ હવે એ ક્રિયાઓ ધાર્મિક ગણાય છે, તેથી, ઓગસ્ટાઈનના કહેવા પ્રમાણે વર્તમાન સમયમા મદિરોમા જઇ જેઓ રગભૂમિ ઉપર નાટક ભજવતા હોય તેમ વર્તે છે તેઓ પ્રાચીન ફિલસૂફો પેઠે માત્ર રાજ્યનિયમનુ અનુસરણ કરતા નથી, અને તેમના આચરણથી અન્ધશ્રદ્ધાનો પ્રશ્ન અલગ થઈ શકે તેમ નથી.

ધર્મના વિષયમા સમાધાનના સ્વરૂપનો નિર્ણય કરવામા કયા ધોરણ સર્વમાન્ય રીતે પ્રમાણભૂત લઇ શકાય એવા છે તે વિશે વિવેચન કરતા એ લેખક નીચેના ત્રણ નિયમ દર્શાવે છે.

"(I) It is not lawful by word or by act to make it appear that we do belive that which, we do not believe "

"(૧) જે આપણે ન માનતા હોઇએ તે માનીએ છીએ એવો દેખાવ વચનથી કે કર્મથી કરવો એ યોગ્ય નથી "

જે ક્રિયાઓ અને વિધાનોની ધાર્મિકતા આપણને માન્ય ન હોય તે પાળીને તેની ધાર્મિકતા આપણને માન્ય છે એવો આભાસ થવા દેવો એ યોગ્ય નથી તેમ જ અમુક ક્રિયાઓ અને વિધાનોમા દેવદેવીની કે મૂર્તિની પૂજા અન્તર્ભૂત રહેતી હોય અને તે દેવદેવી કે મૂર્તિને આપણે માનતા ન હોઇએ, તે છતા તે ક્રિયાઓ અને વિધાનો કરીને આપણે તે સર્વને માનીએ, છીએ એવો આભાસ થવા દેવો એ યોગ્ય નથી 'અલબત્ત, આ નિયમ લાગુ કરવામા કયા વચન કે કર્મથી શુ માનેલુ ધ્વનિત થાય છે, અને એ પ્રકારે ધ્વનિત થતી માન્યતા આપણા અમુક સિદ્ધાન્તથી વિરોધી છે કે નહિ એ નિર્ણય કરવામા કેટલીક અસ્પષ્ટતાની મુશ્કેલીઓ નડશે, કેટલેક

ઠેકાણે સીમાભૂમિની રેખા બરાબર નક્કી કરવી અઘરી થઇ પડશે કેટલાક કાર્યો વિશે તો સ્પષ્ટતાથી નિર્ણય થઇ શકશે કે તે આપણે કરવા એ ઉપરના નિયમઃ પ્રમાણે અયોગ્ય છે અને, કેટલાક કાર્યો એવા જણાશે કે તેના આચરણમા યોગ્યતા કે અયોગ્યતા નથી અને તેમા આપણા સિદ્ધાન્ત પરત્વે યોગ્યાયોગતાનો પ્રશ્ન જ સમાયેલો નથી પરતુ, આ બે પ્રકાર વચ્ચે રહેલા એના ઘણા પ્રસગો નિકળશે કે જે વિશેનો નિર્ણય માત્ર તે પ્રસગની સ્થિતિ ઉપરથી તથા દરેક વ્યક્તિની અન્તકરણ પ્રવૃત્તિ ઉપરથી થઇ શકશે પરતુ ઉપર જે નિયમ રહ્યો છે તે તો અચલિત અને અચલ રહે છે જે વચન કે કર્મનો હેતુ ( આપણા સિદ્ધાન્ત સબધે) ખોટો આભાસ ઉત્પન્ન કરવાનો હોય છે તે અસત્યમય છે, અને તે જો ધર્મવિષયક હોય તો તેમા ધર્મધ્વસ સમાયેલો છે, પરતુ, એ વચન કે કર્મનો પ્રત્યક્ષ હેતુ એવો ન હોય, પણ તે જાતે એવી જાતનું હોય કે તેનાથી ( આપણા સિદ્ધાન્ત સબધે ) ખોટો આભાસ ઉત્પન્ન થાય તેવો સભવ હોય, તો તેથી દૂર રહેવુ એ વધારે સારૂં છે, ખાસ કરીને, એવા ખોટા આભાસથી આપણને ફાયદો થાય એમ હોય ત્યારે તો તેથી દૂર જ રહેવુ બહેતર છે ''

પોતાને માન્ય ન હોય એવા મત માન્ય હોવાનો બહારનો દેખાવ કરવાનો આગ્રહ ધર્મના વિષયમા ઘણી વાર થાય છે નવો મત સ્વીકારનાર જુનો મત અન્ત કરણથી ન માને તોપણ તે સ્વીકારવાનો બહારથી ડોળ કરે તો જુના મતની પ્રતીષ્ઠા જળવાય એમ જુના મતવાળાને લાગે છે અન્ત કરણની પ્રતીતિ વિનાનું આચરણ કદી ધર્મનું ગૌરવ વધારી શકતુ નથી એ વસ્તુસ્થિતિની અવગણના કરવામા આવે છે અને અસમતિવાદીની અન્તરની શ્રદ્ધા વિવાદથી બદની શકાતી નથી ત્યારે તેના ઉપર શ્રદ્ધાવિહીન આડબર માટે બળાત્કાર કરવામા આવે છે એવા બલાત્કારની સામે થવુ એ ઘણી વાર બહુ મુશ્કેલ થઈ પડે છે આસપાસના જનમ-

ળનું બંધારણ જુના મત સાથે એવું ગુંથાઇ ગયેલું હોય છે કે અસં-મતિવાદીને એ મંડળમાં વસવું કે વ્યવહાર ચલાવવો લગભગ અશક્ય થઈ પડે છે, અને તેના મનને અનુકૂળ નવું મંડળ બંધાયેલું હોય નહિ ત્યાં સુધી તેની મુશ્કેલીઓનો અંત આવતો નથી. અસંમતિવાદીને સત્ય વધારે પ્રિય છે કે સુખ તથા સગવડ વધારે પ્રિય છે તેની કસોટી આવે વખતે થાય છે. આ દેશના ધર્મસંપ્રદાયોનો ઇતિહાસ જોતા વૈષ્ણવ ભક્તોને આવા સંકટપ્રસંગો આવ્યાના ઘણા દાખલા બન્યા છે. તેમને જે મત ઉપર સંપૂર્ણ શ્રદ્ધા હતી તેની ખાતર સંસારમાંના સર્વસ્વનો ત્યાગ કરતાં તેમને સંકોચ થયો નહોતો. એ વૃત્તાન્તે વૈષ્ણવ માર્ગની કીર્તિ આખા દેશમા સ્થાપિત કરી છે. મીરાનું જીવનચરિત્ર એવા સંકટપ્રસંગોથી ભરપૂર છે. તેની શ્રદ્ધા સંસારનાં કોઇ સુખ ખાતર કે વ્યવહારની કોઇ સગવડ ખાતર ચલિત થઈ નહોતી. કોઈ પ્રકારની વ્યવહારકુશળતા ખાતર કે કોઇ જાતના મનમનામણા ખાતર તેણે પોતાને અમાન્ય મતનો સ્વીકારનો ડોળ કર્યો નહોતો. પરણીને સાસરે ગયા પછી તરત જ તેની મુશ્કેલીઓ શરૂ થઈ.

> 'દેવીને દેવા વધામણા રે ચાલ્યા, વર કન્યા સહુ જન;
> રાણે પારવતીજી પુજ્યારે, મીરાનું તો મોહનમા મન.
> સાસુ કહે સૌભાગ્ય વધે રે વહુ, નમો શક્તિને પાય;
> મીરા કહે મસ્તક મારૂં નહીં નમે, વિના શ્રીગિરિવરધરરાય '

દેવીની મૂર્તિ આગળ મસ્તક જ નમાવવાનું હતુ, માત્ર એક ક્ષણનો આચાર પાળવાનો હતો, દેવીની પૂજા પોતાને ઇષ્ટ છે એમ મુખથી પ્રકટ કરવાનું નહોતું, પણ, પોતે દેવીને માને છે એવો ક્ષણવાર ખોટો આભાસ થવા દેવો એ પણ અયોગ્ય છે એમ મીરાનું માનવું હતું. **सर्वदेवनमस्कारः केशवं प्रति गच्छति ।** એવા આંખ મીંચવાના સિદ્ધાન્તવડે દેવીને નમન કરવામા કૃષ્ણને જ નમન થાય છે એમ કહી પોતાના મનને છેતરવા તે ઇચ્છતી નહોતી,

તેમ જ દેવીને નમન કરતી વેળા પણ મનથી દેવીને હું માનતી નથી એમ પોતે સમજવુ અને વધામણામા દેવીને નમવાનો બહારથી દેખાવ કરવો, એમ લોકોને છેતરવા તે ઇચ્છતી નહોતી સાસરીઆને પ્રસન્ન કરવા ખાતર, કુનાચાર કે દેશાચાર પાળવા ખાતર, કે સમાજના સુખ ખાતર મીરાંએ ધર્મના વિષયમા ' સમાધાન " કર્યું નહિ જે ધર્મ પોતાને સત્ય જણાયો હતો તેનું અશિથિલ અનુસરણ કરતા અહીંથી તેના જીવનમા વિગ્રહનો આરભ થયો પતિએ અને સાસરીઆએ તેનો ત્યાગ કર્યો, તેને અનેક પ્રકારે પીડા કરવામા આવી સસારનો તેનો વૈભવ નષ્ટ થયો, પણ પોતાની શ્રદ્ધામાથી તે લેશમાત્ર ચલિત થઈ નહિ અને સમાધાનના તલમાત્ર અવકાશ વગરની આવી શ્રદ્ધાથી તે પોતે સ્વીકારેલા સત્યને મરણ પર્યંત વળગી રહી શકી અને પરમ ભક્તની ગણનાને પામી

રાજકીય વ્યવહાર ખાતર અમુક ધર્મક્રિયાઓ કરવી પડે એવા પ્રસગ આ દેશમા ઇંગ્રેજ સરકારના રાજ્યમા રહ્યા નથી અને આ દેશના દેશીરાજ્યોમા પણ એવા પ્રસગો બહુ જુજ થઇ ગયા છે પરન્તુ સાસારિક વ્યવહારોમા તેવા પ્રસગો આવે છે વિશેષે કરી વિવાહપ્રસગે હિંદુસમાજમા મૂર્તિની પૂજા, અગ્નિની પૂજા, પદાર્થોની પૂજા, દેવદેવીઓની પૂજા, વગેરે વિધાન કરવાના હોય છે એ પૂજા જેમને માન્ય ન હોય તેમણે આવે સમયે શી રીતે વર્તવુ એ ગભીર પ્રશ્ન છે લગ્ન કાયદેસર ગણાય માટે કાયદાથી કબુલ થયેલી કાઈ પ્રકારની ક્રિયા કરવાની જરૂર પડે છે હિંદુ શાસ્ત્રવિધિ પ્રમાણે હોમ વગેરે ક્રિયા ન કરનાર બ્રાહ્મધર્મના અનુયાયીઓ એક વિશેષ કાયદા* પ્રમાણે લગ્ન રજીસ્ટ્રેશન ( નોધણી ) થી કરી શક છે, અને

* સને ૧૮૭૨ નો ત્રીજો એકટ, સાધારણ રીતે એ કાયદાને " બ્રહ્મો મેરેજ એક્ટ ' કહેવામા આવે છે, પરન્તુ એ કાયદો જેઓ ખ્રીસ્તી, જ્યુ, હિંદુ, મુસલમાન, પારસી, બૌદ્ધ, શિખ, કે જૈન ધર્મ પાળતા ન હોય તે સર્વ માટે છે

જે એવો ઇકરાર કરે કે હું ખ્રીસ્તી, જ્યુ, હિંદુ, મુસલમાન, પારસી, બૌદ્ધ, સિખ કે જૈન ધર્મ પાળનો નથી તે એ કાયદા પ્રમાણે લગ્ન કરી શકે છે. પરંતુ એવો ઇકરાર કરવા જેની ઇચ્છા ન હોય અને તે જ પ્રમાણે એ ધર્મોમાં ચાલતી ક્રિયા પ્રમાણે લગ્નવિધિ કરવા જેની ઇચ્છા ન હોય તેને માટે મુસ્કેલી છે. જૈનસમુદાયકમાં બ્રાહ્મણ ગોરની મારફત લગ્નવિધિ કરવાનો પ્રચાર છે તેને બદલે હવે નવો જૈન લગ્નવિધિ દાખલ કરવાની શરૂઆત થઈ છે. અને, જુદાં જુદાં ધર્મમંડળો એ પ્રમાણે લગ્નવિધિનો ફેરફાર કરી શકે, પણ જ્યા સ્ત્રી-પુરુષ એક બીજાથી જુદા ધર્મમંડળનાં હોય, અથવા કોઇ અમુક ધર્મમંડળના વિધિ પ્રમાણે લગ્ન કરવા ઇચ્છના ન હોય, અથવા જુદી જુદી જ્ઞાતિમા કે જુદા જુદા પ્રાતના હોવાથી તેમનુ લગ્ન કોઇ અમુક ધર્મમંડળની કે કોઇ અમુક જ્ઞાતિની રૂઢિની અનુસાર ન હોય, ત્યા તેમને માટે કોઇ વર્તમાન પદ્ધતિ ઉપયોગી થઈ પડે તેમ નથી. જે પૂજા કે ક્રિયા પોતાને માન્ય ન હોય તેનું અનુસરણ લગ્નના કાયદે-સરપણા ખાતર કોઈને કરવું પડે એ ઉચિત નથી. અમુક ધર્મ પાળતા હોય કે ન હોય, અમુક ધર્મ પાળવા કે ન પાળવાનો ઇકરાર કરવા ખુશી હોય કે ન હોય, લગ્ન કરવામા અમુક રૂઢિ અનુસરતા હોય કે ન હોય, એવા સર્વ કોઇ કાયદેસર લગ્ન કરી શકે એવો (ધર્મમૂલક નહિ પણ) વ્યવહારમૂલક કાયદો (Civil Marriage Act ) થાય તો આ સર્વ મુસ્કેલીઓ દૂર થાય અને સર્વ ખુલ્લા અન્તઃકરણથી લગ્નવિધિ કરી શકે.

"(2) It is not lawful to forego inquiry for fear lest it should lead us to unwelcome or inconvenient conclusions."

" (૨) બુદ્ધિવડે ધર્મવિષયમા પરીક્ષા કરતા વખતે અપ્રિય કે અગવડ ભરેલાં અનુમાન પ્રાપ્ત થશે એવી બીકથી ધર્મવિષયમા પરીક્ષા કરવાનું મુકી દેવું એ યોગ્ય નથી. "

ઇશ્વરે મનુષ્યને બુદ્ધિનું અને તર્કશક્તિનું દાન કર્યું છે તેનો ઉપયોગ કરી દરેક ધર્મસિદ્ધાન્ત તપાસી જોવો અને દરેક ધર્મ સિદ્ધાંત વિશે પોતાના ચિત્તની જાતે ખાતરી કરી જોવી એ મનુષ્યનું કર્તવ્ય છે. તેમ ન કરવાથી બુદ્ધિનું અને તર્કશક્તિનું દાન નિરર્થક થાય છે. જાતે વિચાર ન કર્યાથી મનુષ્ય સત્યપરાયણતાથી દૂર થાય છે. પોતાની બુદ્ધિને સિદ્ધાન્ત સત્ય જણાય તે કે નથી જણાતો એ પ્રયાસથી વિમુખ થવાથી સત્યપ્રીતિ નષ્ટ થાય છે. આ નિર્બળતા અનેક કારણોથી ઉત્પન્ન થાય છે. પોતાના કુળમાં કે કુટુંબમાં કે જ્ઞાતિમાં કે દેશમાં ચાલતા આવેલા ધર્મસંપ્રદાય માટે કેટલીક વખત અભિમાન થાય છે, અને તે ધર્મ ખરો હોય કે ખોટો હોય પણ અભિમાન ખાતર તે પાળવો જોઇએ અને તે ખરો છે કે ખોટો છે તેની પરીક્ષા ન કરવી જોઇએ,—એવી વૃત્તિ થાય છે. આ વૃત્તિના બચાવમાં એમ કહેવામા આવે છે કે મનુષ્યજાતિનો મ્હોટો ભાગ અજ્ઞાન અને અલ્પબુદ્ધિ છે અને તેથી તેમણે ધર્મસિદ્ધાન્તોની પરીક્ષા કરવાનો પ્રયત્ન ન કરવો જોઇએ પણ સમર્થ મનુષ્યો તથા ધર્મસંસ્થાપકોએ જે સિદ્ધાન્તો આપ્યા હોય અથવા ઇશ્વરપ્રણીત ગ્રન્થોમા જે સિદ્ધાન્તો દર્શાવ્યા હોય તે શબ્દપ્રમાણ તરીકે સ્વીકારવા જોઇએ. પરંતુ, એ લક્ષમા ગખવું જોઇએ કે ભિન્ન ભિન્ન સિદ્ધાન્તો પ્રવર્તાવવામા આવેલા છે. ભિન્ન ભિન્ન મનુષ્યો સમર્થ બુદ્ધિના કહેવાય છે, ભિન્ન ભિન્ન મનુષ્યો ધર્મસંસ્થાપકો કહેવાયા છે, અને તેમણે ભિન્ન ભિન્ન તથા પરસ્પર વિરોધી મત દર્શાવ્યા છે, ભિન્ન ભિન્ન વચનો ઇશ્વરપ્રણીત કહેવાયા છે અને તે પરસ્પર વિરોધી છે. આવી સ્થિતિમા કયા મનુષ્યને સમર્થ તથા સત્યધર્મસંસ્થાપક ગણી તેનો મત્ર સ્વીકારવો. કયો ધર્મસંપ્રદાય ખરો માનવો, કયું વચન ઈશ્વર પ્રણીત માનવું, એનો નિર્ણય દરેક મનુષ્યને જાતે કરવો પડે છે. અને મનુષ્ય ગમે તેવો અલ્પશક્તિ છતા આ નિર્ણય દરેક મનુષ્યને પોતાની બુદ્ધિવડે કરવો પડે છે. અને આ નિર્ણય આખરે ધર્મ-

સિદ્ધાન્તની મહત્તા પરથી જ થાય છે. અમુક મનુષ્યના સિદ્ધાન્ત બુદ્ધિપુરઃસર છે માટે તેના સિદ્ધાન્ત ખરા છે એમ નિર્ણય કરતાં મનુષ્યના ખરાપણાની તપાસ વિચારના ખરાપણાને આધારે થાય છે, અન્તે શબ્દપ્રમાણ સ્વીકારાતું નથી પણ બુદ્ધિપ્રમાણ જ સ્વીકરાય છે. આ રીતે આ નિર્ણય કરવામાં મનુષ્યની બુદ્ધિનો ઉપયોગ કરવો જ પડે છે. એ નિર્ણય ન કરવા માટે એવો આશ્રય લેવો કે મનુષ્યોએ પોતાના ચાલતા આવેલા ધર્મમા કાયમ રહેવું એ ઉપર અભિમાનનું જ પરિણામ છે. મનુબુદ્ધિની અલ્પતાનું માત્ર બહાનુ કઢાડવામાં આવે છે. અને વાસ્તવિક રીતે જોઇશું તો ચાલતો આવેલો ધર્મ કોને કહેવો એ પણ કઠણ પ્રશ્ન છે. આ દેશમા એટલા બધા ધર્મસંપ્રદાયો કાળે કાળે થયા છે અને પ્રસર્યા છે કે દરેક કુટુંબમાં. કુળમા અને જ્ઞાતિમા ચાલતા આવેલા સંપ્રદાય વારંવાર બદલાયા છે એ નિઃસંશય છે એવી સ્થિતિ છે ત્યા, અમુક મનુષ્યના પિતાનો ધર્મસપ્રદાય તે તેનો સ્વધર્મ કહેવાય કે તેના ચાર પેઢીના પૂર્વજનો સંપ્રદાય તે તેનો સ્વધર્મ કહેવાય, ઉપનિષદોનો જ્ઞાનમાર્ગ સ્વધર્મ કહેવાય, કે વેદનો યજ્ઞયાગાદિનો કર્મમાર્ગ સ્વધર્મ કહેવાય. એ નિર્ણય થઇ શકે નહિ. વસ્તુસ્થિતિએ તો સ્વધર્મ-પરધર્મ એવું કાઇ છે જ નહિ; જુદા જુદા મનુષ્યો માટે તે જુદા જુદા દેશો માટે સત્યો જુદા જુદા હોતા નથી. સત્યનો સ્થાપનાર પરમાત્મા એક જ છે અને તેના સત્યો સર્વ માટે એના એજ છે. સમસ્ત મનુષ્યજાતિ એનાએ જ અવિરોધી ધર્મસિદ્ધાન્તો સત્ય હોવા જોઇએ.× સત્યધર્મ તે એક જ છે અને તે કેવળ સત્યનો—અવિરોધી

× આ વિષય ઉપર વિશેષ વિવેચન આ પત્રમા પ્રથમ કરવામા આવ્યુ છે, "સ્વધર્મ-પરધર્મ" જ્ઞાનસુધા, મે, જુન, ઓગસ્ટ સપ્ટેમ્બર, ૧૮૯૬. ભગવદ્‌ગીતામા કહેલુ **स्वधर्मे निधनं श्रेय परधर्मो भयावहः** એ વચન અર્જુનના ક્ષત્રિય તરીકેના ધર્મ (ફરજ) વિશે છે, યુદ્ધમાં સેનાને લઈને ગયેલા ક્ષત્રિયથી ત્યાં

સત્યનો બનેલો છે. અને એવો સત્યધર્મ તે મનુષ્યમાત્રનો 'સ્વધર્મ' એવું નામ આપવું હોય તો જે અસત્યથી ભરેલો હોય તેને જ એ નામ અપાય, જે ધર્મથી એક દેશનું કે એક પ્રજાનું અન્ત્ય શ્રેય થાય તે ધર્મથી સર્વ દેશોનું અને સર્વ પ્રજાઓનું અન્ત્ય શ્રેય થતું જોઈએ જુદા જુદા દેશો કે જુદી જુદી પ્રજાઓના શ્રેય જુદા જુદા અને પરસ્પર વિરોધી ધર્મોથી થાય એમ બને નહિ ધર્મ સત્યથી બને છે અને સત્યસ્વરૂપ પરમાત્મા પરસ્પર વિરોધી વાતોને સત્યરૂપે સ્થાપે, એક દેશ કે એક પ્રજા માટે જે સત્ય તથા ધર્મ હોય તેને બીજા દેશો કે બીજી પ્રજાઓ માટે અસત્ય તથા અધર્મ બતાવે, એ કલ્પના જ ભ્રમિત છે

આ રીતે, સત્યધર્મ સર્વ માટે એક અવિરોધી હોવાથી તે શોધી કહાડવો એ સર્વેનું કર્તવ્ય છે એ શોધી કહાડવાનો પ્રયત્ન કરતા પોતાના હાલના મત કે પોતાનો હાલનો સંપ્રદાય વખતે ખોટો જણાય એ કારણથી સત્યની શોધ પડતી મુકવી એ યથાર્થ નથી કોઈ પ્રકારનુ અભિમાન કે કોઈ પ્રકારની લાગણી સત્યના અન્વેષણની આડે આવે એમ બનવુ ન જોઈએ એવો કોઇ ધર્મ નથી * જેની ખાતરે સત્યનો ત્યાગ કરવો પડે सत्यान्नास्ति परो धर्म । સત્ય એ જ મહારો ધર્મ છે દેશાભિમાન કુલાભિમાન, વૃત્તિ સત્યના અન્વેષણથી વિરૂદ્ધ હોય તો તે અધર્મ જ છે અભિમાન હોય તો સત્યના સ્વીકાર માટે હોવુ જોઈએ, સત્યના પરિત્યાગ હોવુ જોઈએ નહિ

આ સમ્બંધે ઉપરોક્ત લેખક કહે છે કે ધર્મમતની પરીક્ષાના પરિણામનો ભય લાગે માટે તેની પરીક્ષા ન કરવી એ વાજબી નથી, એવો ભય તે સત્ય સામેનો ભય છે, અને એવા ભયથી પાછો હઠનાર મનુષ્યો અસત્યને વળગી રહી વધારે અપરાધી થાય

---

* સત્ય કરતાં બીજો કોઈ ધર્મ નથી, એ અર્થમાં એ વચન કહેલું છે તે એ વિવેચનમા દર્શાવ્યુ છે

છે પોતાની આગળ કાંઈ નવી કે અજાણી વાત મુકવામાં આવતાં વાર જ જેઓ તેની વિરુદ્ધ થાય છે, તે ખરી છે કે નહિ એ શોધી કહાડવા જેમને ઉત્કંઠા નથી હોતી, પણ તે ખરી નથી એમ પોતાને અને બીજાને માનવાનાં કારણ શોધી કહાડવાની જેમને ઉત્કંઠા હોય છે, જેઓ સત્યાસત્યની પરીક્ષા કરવાની ના પાડે છે અને અસ્વીકારનો જ નિશ્ચય કરીને બેસે છે, તેમની અનુદારતા અવગણનાને જ પાત્ર થશે તેમની વૃત્તિ એ પ્રકારની શા માટે છે? તેમને ભય લાગે છે પણ તે ભય સત્યની ખાતર લાગતો નથી, સત્ય તો સ્વતન્ત્રતા, અન્વેષણ અને હિંમતથી અભિવૃદ્ધિ જ પામે છે તેમને તો એ ભય લાગે છે કે એમને અમારા જુના મત ખોટા માનવા પડે જે તેમને જોઈતું નથી તે એમને જડી આવે એ બીકથી તેઓ શોધ કરતા નથી કારણ ઉંડાણમાં નહિ આવે એવી જો તેમની કાંઈ ખાતરી કરે તો જ તેઓ કારણ કે પોતે પહેલાથી માની લીધેલા અભિપ્રાયને સત્ય અનુકૂળ આવે ત્યાં સુધી તેમને સત્ય પ્રિય હોય છે, પણ, પોતાના અભિપ્રાય તેમને વધારે પ્રિય હોય છે બુદ્ધિની આ બીકણતાથી, "સ્વધર્મ" માટે મરવા તૈયાર થનાર માણસોની આ ભયભીતતાથી ધાર્મિક વિષયોમાં સત્યની અભિવૃદ્ધિને ઘણું વિઘ્ન નડે છે શોધખોળના બીજા દરેક વિષયમાં ઉત્કર્ષ થાય છે, ક્રમક્રમે ભૂલો સુધારવામાં આવે છે, મતભેદ નષ્ટ થાય છે, અને જ્ઞાનના પ્રદેશમાં નવી હકીકતોનો ઉમેરો થાય છે, કેવળ ધર્મના વિષયમાં શંકા, વિરોધ અને ગુંચવાડો સ્થાયી થઈ કાયમ રહે છે, અને જેમ કાળ જતો જાય છે તેમ એકતાથી આપણે વધારે ને વધારે દૂર જતા જણાઈએ છીએ ખ્રિસ્તી ધર્મના સંસ્થાપકે પોતાના અનુયાયીઓ માટે પ્રાર્થના કરી હતી કે "સર્વ એક થાય" અને, ખ્રિસ્તી મંડળમાં પંથો અને શાખાઓ પડી ગઈ છે, તેમના વચ્ચે મતનો જ ભેદ નથી પણ આચાર અને પૂજાવિધિનો પણ ભેદ છે અને આ સ્થિતિનું કારણ એ જ છે?

જે સ્વતંત્ર અન્વેષણથી સત્ય તથા પ્રતીતિની પ્રાપ્તિ થાય છે અને એકતા સંપાદન થાય છે તેનો માત્ર ધર્મના જ વિષયમાં ભય રાખવામાં આવે છે તથા નિષેધ કરવામાં આવે છે '

"(3) It is not lawful to conceal our belief or disbelief "

"(૩) આપણે શું માનીએ છીએ કે શું નથી માનતા તે સંતાડવું એ યોગ્ય નથી "

'વખતે અને કવખતે ગમે ત્યારે આપણા પાડોસીઓ સામેના આપણા મતભેદનો પ્રકટ રીતે ઘોષ કરવો એવી આપણી ફરજ નથી જ, એમ કરવું એ માત્ર મિથ્યાભિમાન છે અને બીજાઓની લાગણીને થતા દુ ખ તરફ બેદરકારીથી એવી વૃત્તિ થાય છે પણ આપણને થએલી પ્રતીતિ સંતાડવી અને આપણે આસપાસની દુનિયા સાથે સંમત નથી એમ કોઈને શંકા ન થવા દેવી એ નિર્બળતા છે અને સત્યના જયને એથી હાનિ થાય છે, આપણને સત્યની શરમ આવે છે એવું આવી વર્તણુકથી આપણે દર્શાવીએ છીએ ખ્રિસ્તી ધર્મના આરંભકાળમાં પોતાના ધર્મમતનું સંગોપાન કરવાની લાલચ હાલ કરતા સહસ્ત્રગણી વધારે થાય તેમ હતું તે છતા તે સમયના ઉપદેશકોનો નિયમ હતો કે " જે માણસ તમને પૂછે તેને ઉત્તર દેવા હમેશ તૈયાર રહેવું " ધર્મના વિષયમાં વિવેક યુક્ત મતનો પ્રસાર બહુ ધીમો થાય છે તેનું એક મુખ્ય કારણ એ છે કે એવા મત ધારણ કરનારા જનોની પોતાના મતની કબુલાત કરવામાં બહુ નામરજી હોય છે અને "અમે પણ પ્રવર્તમાન સંપ્રદાય કબુલ રાખીએ છીએ" એવું તેમને કહેવું ન પડે પણ લોકો તેમને માટે એવું માને એવી તેમની ખુશી હોય છે '

લોકની અપ્રીતિ ન થાય અને વ્યવહારમાં અગવડ ન થાય તે સારૂ પોતાના જુદા ધર્મમત ગુપ્ત રાખવા અને પોતાના મત માટે ખોટો આભાસ થવા દેવો એ અસત્યનું જ પોષણ છે એવો

ખોટો આરામ કરવો મહેનો લાગે છે અને સામાન્ય લોકમડળ એવા આરામની જ માગણી કરે છે નરસિંહ મહેતા પર મોટો આક્ષેપ એ જ હતો કે તે પોતાનો મત 'ઉઘાડે છોક' પાળતા હતા આસપાસના લોકમડળને જે મત ઇષ્ટ નહોતો તે પ્રકટ કરવાનુ બધ રાખી માત્ર ગુપ્ત રીતે પાળવાનુ તેમણે કબૂલ કર્યું હોત તો લોકો તેમને હેરાન કરવાનુ મુકી દેત પણ તેમને જે મત સત્ય હોવાની પ્રતીતિ થઇ હતી તેનો કાઇ પણ જાતના સુખ કે સગવડ ખાતર કે કાઈ પણ જાતની વ્યવહારકુશળતા ખાતર ત્યાગ કરવા તેમની ઇચ્છા નહોતી

આ ત્રણ નિયમોમા યોગ્યાયોગ્યતાનો નિર્ણય અન્ત કરણની પ્રવૃત્તિથી થાય છે મનુષ્યનો અન્તરાત્મા જ કહે છે સત્યનું સમાધાન કરવુ એ યોગ્ય નથી પૂર્વોક્ત લેખક કહે છે તેમ ' It is not lawful, because it is not truthful," "જેને અયોગ્ય કહ્યુ છે તે અસત્ય છે માટે જ અયોગ્ય છે ધર્મ સર્વાંશે સત્યથી જ પૂર્ણ છે ધર્મમા અસત્યનો લેશમાત્ર સમાવેશ થઈ શકતો નથી

'સમાધાન ની હદ (Limits) ક્યા સુધી છે અર્થાત્ કેટલે સુધી સમાધાન યોગ્ય છે તે બાબતમા એ લખક બે નિયમ દર્શાવે છે.

(૧) જ્યા સુધી આપણને પોતાને જ શકા હોય અમુક ધર્મમત ખરો કે ખોટો હોવાની આપણી પોતાની ખાત્રી થઈ ન હોય ત્યા સુધી આપણી શકા અને આપણા ગુચવાડા બીજાને જણાવવા નહિ શકા અને પ્રતીતિ વચ્ચે ઘણો ફેર છે આપણા મન ઉપર ફરતી શકાની ધુમ્મસથી બીજાઓની દૃષ્ટિ ઘેરવી બીજાઓને ગુચવવા એ યોગ્ય નથી, અલબત્ત, આપણી શંકાના નિવારણ માટે ગુરુઓ અને જ્ઞાનીઓ આગળ તે પ્રકટ કરવામા કાઇ અયોગ્યતા નથી તેમ જ એ જ હેતુથી આપણા સરખાઓ સાથે વિવાદ

કરતા શકાઓ પ્રકટ કરવામા કાઇ અયોગ્યતા નથી પરન્તુ અમુ-
ધર્મમત સબધી આપણે નિર્ણય કરી શકયા ન હોઇએ તે છતા તે
સબધી બીજાઓના ચિત્તની સ્વસ્થતા ટકે એ માટે પ્રયત્ન કરવો ન
જોઇએ વખતો વખત આપણા ચિત્તમાથી સશય અને વહેમના જે
વાદળા નીકળે તે વડે બીજાઓને આકુલિત કરવા ન જોઇએ ખાસ
કરીને ધર્મના ઉપદેશકે એવી પ્રવૃત્તિ કરવી ન જોઇએ

(૨) જે ધર્મમત વિશે આપણને ખાતરી થઇ હોય પણ જેથી
બીજાનુ જ્ઞાન વધે તેમ ન હોય તે તેની આગળ પ્રકટ કરવો નહિ
જે જે ધારતા હોઇએ અને માનતા હોઇએ તે દરેક વાત દરેક
માણસ આગળ પ્રકટ કરવાની આપણી ફરજ નથી ધર્મના શિક્ષ
ણમા કેટલીક વાતો એવી હોય છે કે તે આરભ કરનારથી ગ્રહણ
થઇ શકે તેવી નથી હોતી સામો મનુષ્ય જેટલુ સમજી શકે તેટલુ
જ તેને કહેવામા આવે તો બસ છે, તે સમજે તે કરતા વધારે
તેને કહેવાથી તે સત્યને અયથાર્થ રૂપે સમજે, સત્યને અસત્ય માથે
ભેળી નાખે પોતાને સમજવા જેટના સત્યની પ્રાપ્તિમા પણ ગુચ
વાઇ જાય એવો ભય રહે છે પરતુ સત્ય વાત દાબી રાખવા માટે
કે અસત્ય વાતનો આભાસ કરવા માટે કાઈ પણ વહેમ રાખવુ
ન જોઇએ સત્ય છુપાવવાનો કદિ ઉદ્દેશ રાખવો ન જોઇએ સાભ
ળનારની ગ્રહણશક્તિ લક્ષમા લઇ તેને ઉપદેશ કરવામા તેને કોઈ
પણ અસત્ય મત સત્ય તરીકે કહેવા ન જોઇએ, અને તેની શક્તિ
વધતી જાય તેમ તેને ધર્મસિદ્ધાન્તમા વધારે ને વધારે પ્રવેશ કરા
વવો જોઇએ કોઇને પણ ધર્મના વિષયમા હમેશ આરભની સ્થિતિમા
જ રાખવો બાલવત્ જ રાખવો, કે અલ્પજ્ઞાની જ રાખવો એ
યોગ્ય નથી તેમ જ "પ્રાકૃત જનસમૂહને અજ્ઞાનમા રહી છેતરાવુ
ગમે છે માટે તેમને છેતરાવા દો" એવી વૃત્તિ રાખવી ન જોઇએ એવી
વૃત્તિમા મનુષ્યજાતિ તરફ તિરસ્કાર રહેલો છે, બન્ધુતાના અને ઉદા-
રતાના ઈશ્વરદત્ત ગુણોથી એવી વૃત્તિ વિરોધી છે પ્રાકૃત લોકોને

અજ્ઞાનમાં અને વહેમમાં પડ્યા રહેવા દેવા ન જોઈએ વળી, એવા
અજ્ઞાન અને વહેમનો જથ્થો આખરે આપણને જ ઘેરી રહે છે, અને
આપણને પ્રાપ્ત થયેલું સત્ય દૂષિત થવાનો ભય રહે છે

આ રીતે સમાધાનની હદના આ નિયમો પણ સત્યના રક્ષણ
માટે છે, સત્યના સંગોપન માટે કે અસત્યના પોષણ માટે નથી
સત્ય કરતા કોઈ વાત વધારે મહત્ત્વની નથી, સત્ય કરતા કોઈ
ફરજ વધારે મહોટી નથી, સત્ય કરતાં કોઇ ધર્મ પરમ નથી એવી
કોઈ વસ્તુ નથી અને એવું કાઈ કૃત્ય નથી કે જેની ખાતર સત્યનો
નાશ કરવો પડે કે સત્યને ક્ષીણ કરવું પડે "To truth alone
may sacrifice be offered' (Lucian) એકલા
સત્યને જ યજ્ઞની આહુતી આપવાની છે, સત્ય માટે જ ત્યાગ
કરવનો છે"

સત્યને બાજુએ રહેવા દઇ રૂઢિને સમાજના લાભને વ્યવહારની
સિદ્ધિને ઐહિક સુખને, સગવડને આરામને એકમતતાને, ઉત્કર્ષ
લોભને, અર્થપ્રાપ્તિને કે પ્રતિષ્ઠાને બલિદાન આપવું ન જોઇએ
"Be you constant to Truth and sacrifice
all else in pursuit of her,' "સત્યના દૃઢ ભક્ત રહેજે
અને સત્યના અનુસરણમાં બીજા સર્વનું બલિદાન આપજે
**यद्यपि शुद्ध लोकविरुद्ध नाचरणीय ।'** શુદ્ધ હોય તોપણ તે
વાત લોકવિરુદ્ધ હોય તો તે આચરવી નહિ અને કરવી નહિ –
માર્ગ નિર્બળતાનો છે તેમ જ અસત્યનો છે જે શુદ્ધ હોય, જે
સત્ય હોય તેના અનુસરણથી લોકપ્રીતિ થતી હોય કે ન હોય પણ
તે અનુસરવું એ પરમ કર્તવ્ય છે સત્ય માર્ગથી કાઇ કારણથી
ચલિત થવાની મનુષ્યને છુટ નથી મારા ધર્મમતની મને પ્રતીતિ
થઇ છે પણ વખતે તે અસત્ય હશે માટે તેનું અનુસરણ નહિ કર-
વાથી સત્યનો ત્યાગ નહિ થાય એવું બહાનું કાઢી પોતાની પ્રતીતિના

માર્ગમાથી ચલિત થવાની પણ મનુષ્યને છુટ નથી પોતાને જે સત્ય જણાયુ હોય તેને વળગી રહેવુ એ સત્યની સેવા છે એ સત્યના વિજયનો માર્ગ છે, પોતાને જણાવેલા સત્યની ભક્તિમા શિથિલ થવુ એ અસત્યને પુષ્ટ કરવાનો માર્ગ છે

સત્યનુ 'સમાધાન' થઇ શકતુ નથી એ નિયમનુ અનુસરણ કરવામા એ લક્ષમા રાખવુ જોઈએ કે સત્યથી ઉતરતું તે અસત્ય જ છે અને એ બેનુ સમાધાન થઇ શકતુ નથી, એ બેનો યોગ બની શકતો નથી સત્યનો સ્વીકાર કરતા તેમાથી કાઈ પણ ઓછુ થઇ શકતુ નથી સત્યમાથી થોડુ પણ ઘટાડતા બાકીનુ સત્ય રહી શકે નહિ સત્યમાથી થોડુ મુકી દેવુ એ અસત્ય માનવા બરોબર છે. તેથી સત્ય સાથે અસત્યનુ મિશ્રણ થઇ શકતુ નથી ઇશ્વર નિરાકાર હોય તો તે સાકાર પણ હોય એમ બની શકતુ નથી, ઇશ્વર દયા મય હોય તો તે ચડીસ્વરૂપ પણ હોય એમ બની શકતું નથી, ઇશ્વર નીતિનિધાન હોય તો તે અનીતિમય પણ હોય એમ બની શકતુ નથી અને ઇશ્વરને નિરાકાર, દયામય તથા નીતિનિધાન અનિષ્ટ છતા તેની સાકાર રૂપમા, ચડી રૂપમા, અનીતિમય રૂપમા ભક્તિ થઇશક્તી નથી એવી ભક્તિથી સત્ય અને ધર્મ નષ્ટ થાય છે ઇશ્વરને અસત્ય રૂપે ભજવાથી તેના સ્વરૂપની પ્રાપ્તિ થતી નથી, અસત્ય સાથે સમાધાન કર્યાથી કદી સત્યનુ અનુસરણ થઇ શકતુ નથી, જે સ્વરૂપ ઇશ્વરનુ નથી તેનો સ્વીકાર કર્યાથી ઇશ્વરનો સ્વીકાર થતો નથી ઇશ્વરને મુકી બીજાને ભજવાથી ઇશ્વરની ભક્તિ થતી નથી બધાને રાજી રાખવાના **સર્વદેવ-નમસ્કાર**ના વ્યાપારથી મનુષ્યો કદી છેતરાય, પણ ઇશ્વર આગળ છેતરપડી ચાલતી નથી અનન્યભક્તિ જ ઇશ્વરને પ્રિય છે

સમાધાનથી જેમ સત્યની હાની થાય છે તેમ સમાધાન કરનારના મનનો પણ અધઃપાત થાય છે મનુષ્ય પોતાના મનમા દઢ

નાથી દમેલા ભાવ કોઇ કારણસર મંનાટે તો તેથી તેની દશા ઓછી થાય છે, પોતાના ભાવની ગણના તેના મનમાં ઓછી થાય છે, સત્યના અનુસરણની કિંમત તેની પોતાની દષ્ટિમાં ઘટવા માંડે છે, અને સત્ય તથા પ્રમાણિકતા તરફ તે બેદરકાર થાય છે. સત્ય તરફની શિથિલતાથી આત્મબળ ઘટે છે, ધર્મ તરફની શિથિલતાથી ધર્મબળ ઘટે છે. ખ્રીસ્તી ધર્મના આરંભકાળમાં એ ધર્મના અનુયાયીઓને પોતાનાં મતનું અવલંબન કરતા નડેલી જે મુશ્કેલીઓ ઉપર વર્ણવી છે તે બધા ધર્મોના આરંભમાં નડી છે. પરંતુ, લોકાપવાદ અને લોકપીડા આગળ ન નમ્યાથી એ ધર્મો ટકી શક્યા છે, પોતાને પ્રતીત થયેલા સત્યને દઢતાથી વળગી રહેવાથી એ ધર્મો દુનિયામાં પ્રચાર પામ્યાં છે. બુદ્ધ અને મહમ્મદ સરખા મહાત્માઓએ "સમાધાન" નો બોધ કદી કર્યો નથી. તેમને અને તેમના અનુયાયીઓને આરંભમાં સંકટ પડતા હતા, અગવડ પડી હતી, આસપાસના જનમંડળથી તેઓ જુદા પડી ગયા હતા, સ્વજન આગળ તેઓ પારકા થઇ ગયા હતા, સગાસંબંધીઓના અને સ્વદેશના વ્યવહારે તેમને મન પરાયા થઇ ગયા હતા. આવી વિષમ અવસ્થામાં, ચારે તરફ ફરી વળેલા આવા ઉગ્ર સંતાપની વચ્ચે પણ તેઓ પોતાની શ્રદ્ધાને વળગીને રહ્યા હતા. શ્રદ્ધા અને વ્યવહાર લાભ વચ્ચેના વિગ્રહથી ધર્મની કસોટી નિકળે છે. મહાત્માઓએ એ કસોટીમાંથી પાર નિકળી ધર્મનો મહિમા સ્થાપ્યો છે. મીરાં, નરસિંહ મહેતા અને તુકારામ સરખા ભક્તોએ લોકાપવાદની અને લોકોના ત્યાગની દરકાર કરી નહોતી લોકોને પ્રસન્ન કરવા માટે તેમણે કોઇ યુક્તિઓ ગ્રહણ કરી નહોતી, પોતાના ધર્મમતના પ્રચાર માટે પણ "સમાધાન" ની કોઇ જાતની યુક્તિ તેમણે ગ્રહણ કરી નહોતી. તેમની દઢ શ્રદ્ધાના દર્શનથી જ લોકોના મન તેમની તરફ આકર્ષાયા હતા. સમાધાનના કોઇ પ્રયોગથી ધર્મો પ્રસર્યા નથી એ વાતની સર્વ ધર્મના ઇતિહાસ સાક્ષી પુરે છે. તેમજ એકમતનાના

દેખાવ ખાતર-મનુષ્યો વચ્ચે મતભેદ નથી એવો બાહ્ય દેખાવ થાય તે ખાતર-ધર્મસંસ્થાપકોએ ભક્તોએ અને મતોએ પોતાને પ્રતીત થયેલા સત્યનો ત્યાગ કર્યો નથી કે તેનું સંગોપન કર્યું નથી એ વાતમાં ફતેહમંદ થવા માટે તેમણે એવી કોઇ યુક્તિનો આશ્રય કર્યો નહોતો સત્યનું અનુસરણ એ જ તેમની યુક્તિ હતી, એ જ તેમનું સાધન હતું તેમના દૃષ્ટાન્તો આગળ સમાધાનની, વ્યવહારકુશળતાની, કળે કામ લેવાની, policy (નીતિચાતુર્ય)ની, લાભાલાભ વિચારવાની લોકને અપ્રિય લાગે એવું સત્ય ન કહેવાની કે એવા સત્યનું અનુસરણ ન કરવાની વાત કરનારા કેવા તુચ્છ જણાય છે! એ બે પ્રકારના મનુષ્યોમાંથી કોનું અનુસરણ કરવું એ નિર્ણય કરવો અઘરો નથી

સમાધાન કર્યા વગર પોતાની સત્યપ્રતીતિને વળગી રહેનાર ભક્તોના ચરિતોમાં અલૌકિક ચમત્કારના અંશ ભેળી દેવામાં આવે છે તેથી સાવધ રહેવું જોઇએ ઇશ્વરના નિયમ સાર્વત્રિક (universal) છે અને તે સર્વ કાળે એક સરખી રીતે પ્રવર્તે છે એ લક્ષમાં રાખવું જોઇએ ઇશ્વરનો મહિમા તેની સૃષ્ટિથી-તેની સૃષ્ટિના નિયમોથી પરિપૂર્ણ રીતે પ્રકટ થાય છે, એ મહિમા પ્રકટ થવા માટે સૃષ્ટિના નિયમોના ભંગની જરૂર નથી, નિયમો કરતાં નિયમોના ભંગમાં વધારે ચમત્કાર રહેલો નથી સૃષ્ટિના એ નિયમોનું એ નિશ્ચલપણું સમજીને ભક્તજનો પોતાની સત્યપ્રતીતિ ખાતર એ નિયમોને તાબે થાય છે એ નિયમો દ્વારા કરવામાં આવતા સંકટ દુઃખથી ખમે છે સંકટો ખમતાં આખરે સૃષ્ટિના નિયમોનો ભંગ થશે અલૌકિક ચમત્કાર થશે ઇશ્વર જાતે આવીને ભક્તને દુઃખમાંથી બચાવશે, ઝેરને અમૃત કરશે ભક્તને પીડનાર અધર્મીને મારશે મરેલા ભક્તને સજીવન કરશે-એવી આશાથી પોતાના મતને વળગી રહેનારની શ્રદ્ધા નિર્મળી છે સ્વાર્થી છે, ત્યાગતત્પર નથી ખરી નથી એવી કોઈ પણ આશા વગર ભક્તો પોતાને પ્રતીત થયેલા મતને વળગી રહ્યા

છે, અને તેમને સંબંધે એવા કાંઇ પણ અલૌકિક ચમત્કાર થયા નથી. ચમત્કારથી તેઓ આખરે બચી ગયા હોત તો તેમણે કરેલા દુઃખસહનની હાલ કાંઈ કિંમત રહેત નહિ. પાછળથી, ઇશ્વરના સૃષ્ટિના નિયમોના નિશ્ચલપણાનું મહત્ત્વ નહિ સમજનાર જનોએ ભક્તોને માટે એ નિયમોનો ભંગ થએલો જોડી કહાડ્યો છે. પરંતુ, વિશ્વના નિયમો એ જ ઇશ્વરનો ચમત્કાર છે. એ નિયમોની પ્રવૃત્તિમાં ધર્મ ખાતર, સત્ય ખાતર, વિના સંકોચે શાન્તિથી દુઃખ ખમવું અને પ્રાણત્યાગ કરવો પડે તો કરવો એ શ્રદ્ધાનું સ્વરૂપ છે. છેક છેલ્લી ઘડીએ દુઃખનિવારણ અશક્ય થતા પહેલા કે મૃત્યુ થતા પહેલા બચી જવાશે એવો જ્યા સંભવ હોય ત્યા શ્રદ્ધાની દૃઢતાનો પાયો જ જતો રહે છે. એવો સંભવ હોય ત્યા ભક્તની કાંઇ કસોટી નથી, ત્યાં 'સમાધાન'થી દૂર રહેવાની કાંઇ કિંમત નથી. તેમજ વસ્તુતઃ સંકટમાથી બચી જવાની એવી આશા વ્યર્થ છે. ધર્મ અને સત્ય ખાતર સંકટ ખમનારને પ્રાપ્ત થતું શ્રેય જુદા જ પ્રકારનુ છે. આત્મોન્નતિએ શ્રેય તેને પ્રાપ્ત થાય છે. સામાજિક સુખમા એ શ્રેય સમાયેલું નથી.

વળી, એ પણ લક્ષમા ગણવુ જોઇએ કે ઇશ્વરે પોતાના નિયમો વિચારીને કર્યાં છે એ નિયમોના વ્યાપારથી ભક્તોને વિપત્તિ પડશે એ વાત નિયમો ઘડતી વખતે ઇશ્વરથી અજ્ઞાત નહોતી; અને પાછળથી ભક્તોના રક્ષણ માટે ઇશ્વરને પોતાના નિયમો ફેરવવા પડતા હોય તો નિયમો રચતી વખતની એટલી અકુશળતા જ હોય, એટલી અપૂર્ણતા જ હોય. અગ્નિમા દહનનો ગુણ છે અને તે સાર્વત્રિક છે. એ ગુણનો ઉપયોગ કોઇ અધર્મી પુરુષ કોઇ ભક્તને રંજાડવા સારૂ કરશે એ સંભવ અગ્નિની દાહક શક્તિનો નિયમ સુજતી વખતે ઇશ્વરની જાણ બહાર નહોતો. સર્વ સંભવો અને સર્વ શક્યતા લક્ષમાં રાખી ઇશ્વરે પોતાના નિયમો કર્યા છે અને પોતાના નિયમોનો તેને ભંગ કરવો પડતો નથી.

'સમાધાન'ના સંબંધમા એ પણ ધ્યાનમા રાખવાનુ છે કે મતાન્તર સહન ( Toleration ) થી તે બહુ જુદી વસ્તુ છે. બીજાને તેના મત પ્રકટ કરવાની અને માનવાની છુટ આપવી, બીજાના ભિન્ન મત માટે તેની સાથે ક્લેશ ન કરવો, તેને પીડા ન કરવી, એ કર્તવ્ય છે. એવી વૃત્તિથી શાંતિ તથા પ્રેમ વધે છે, અને શાંતિ તથા પ્રેમ ધર્મથી તથા સત્યથી વિરોધી નથી. ધર્મ તથા સત્ય ખાતર ક્લેશ ઉત્પન્ન થવાની, વેર બધાવાની કે લડાઇ જામવાની જરૂર નથી. ક્લેશ, વેર, અને લડાઇથી ધર્મની તથા સત્યની હાનિ થાય છે. પરંતુ, બીજાના મત શાંતિથી સહન કરવા અને પોતાના મતનુ સંગોપન કરવુ એ બે કેવળ ભિન્ન છે. મતાંતરસહન માટે પોતાના મતનુ સંગોપન કરવુ પડતુ નથી. પોતાનો મત ખુલ્લા દિલથી પ્રકટ કર્યા છતા બીજાના ભિન્ન મત સંબંધે શાન્તિ ધારણ કરી શકાય છે અને કરવી જોઇએ. પરંતુ એ શાન્તિના બહાને પોતાના મતનુ સંગોપન કરવુ, સમાધાન કરવુ, એ મતાંતરસહન નથી પણ મનોબળની ખામી છે, બળહીનતા છે, કાયરપણુ છે

બીજી એક વસ્તુસ્થિતિનુ સૂચન કરી આ ચર્ચા સમાપ્ત કરીશું. અનેક ધર્મમતોમાથી સાર ગ્રહણ કરવો એ 'સમાધાન' નથી. સારાસારનો વિવેક થયા પછી સારગ્રહણ થાય છે; તેમા સત્ય અને અસત્યનુ મિશ્રણ કે સમાધાન થતુ નથી, પણ જે અસત્ય જણાય તેનો ત્યાગ થાય છે અને જે સત્ય જણાય તેનો જ સ્વીકાર થાય છે. સર્વ ધર્મોમા સત્યના અંશ રહેલા છે, ઇશ્વરે બધી મનુષ્ય જાતિને સત્ય શીખવ્યુ છે, પરતુ, મનુષ્યોએ અનેક કારણોથી સત્ય સાથે અસત્યને ભેળવી દીધુ છે. માટે, તે સર્વમાથી સત્ય એકઠું કરવુ, સર્વ ધર્મોના આધારમા રહેલા સામાન્ય સત્ય અંશો દોહન કરીને શોધી કહાડવા, મનુષ્યજાતિના ધાર્મિક અનુભવ પરથી, મનુષ્યજાતિની સાર્વત્રિક શ્રદ્ધા પરથી જે સત્યો સર્વ ધર્મમતોના મૂળમા રહેલા પ્રાપ્ત થાય છે તેને આધારે સ્થાપિત સારરૂપ ધર્મસિદ્ધાન્તો ગ્રહણ

કરવા એ સત્ય ધર્મની પદ્ધતિ છે. એક ધર્મમાંથી એક મત અને બીજામાંથી બીજો મત એવો વિવેકહીન સંગ્રહ એ પદ્ધતિમાં થતો નથી; પરંતુ, ઈશ્વરનું અસ્તિત્વ, આત્માનો અને પરમાત્માનો સંબંધ, પરકાળ, સદસદ્‌નું મનુષ્યને પ્રાપ્ત થતું જ્ઞાન, ઇત્યાદિ સિદ્ધાન્તો એનાએ સર્વ ધર્મોના પાયામાં રહેલા છે તે શુદ્ધ સ્વરૂપે ગ્રહણ કરવા. તેની આસપાસ ફરી વળેલા અસત્યના વેષ્ટનો દૂર કરવા, એ આ પદ્ધતિનો માર્ગ છે. તેમાં સાર સાથે અસારનું કે સત્ય સાથે અસત્યનું સમાધાન થતું નથી, પણ, અસાર અને અસત્યનો ત્યાગ જ થાય છે.

'સમાધાન'થી દૂર રહેવાનું અને શુદ્ધ સત્યને દૃઢતાથી વળગી રહેવાનું પ્રભુ આપણને સામર્થ્ય આપો.



# કર્તવ્યની પદવી

'O, still your limitation vain
Between the mountain and the plain'
World-citizens you'd be of right,
While every civic claim you slight,
And think, like dastards, to go free
By whining "We're a small folk, we!"'

Brand, Act III. *

**અર્થ**—'રે, પર્વત અને મેદાન વચ્ચેની એ વ્યર્થ મર્યાદા તમે સદા બાંધ્યા કરો છો. દુનિયાના વતની તરીકે કરવાના કામનો તમે હક કરો છો, પણ, પોતાના શહેર સબંધે બજાવવાની ફરજોની તમે અવગણના કરો છો, અને, "અમે તો નહાના માણસ છીએ" એમ બડબડીને કાયર પુરુષોની પેઠે (પોતાની ફરજ બજાવવામાંથી) બચી જવાનું ધારો છો.'

બ્રેન્ડ, અંક ૩.

આ પ્રમાણે હેનરિક ઇબ્સન (Henrik Ibsen) કૃત 'બ્રેન્ડ' નાટકનો નાયક કર્તવ્યના વિષયમાં આળસુઓ તરફથી કહાડવામાં આવતા બહાના સબંધે કહે છે. અને, એવા બહાના કેવા સામાન્ય છે! પર્વતની ખીણમાં એકાન્તમાં વસેલા ગામડાનો વતની પોતાના ગામના હિત માટે કશો પ્રયાસ ન કરે અને મેદાનમાં આવેલા શહેરો અને પ્રાન્તોની વિશાળ વ્યવસ્થાઓમાં સામીલ થવાનો દાવો કરે, અને પરિણામે પરમાર્થનું કશું કાર્ય ન કરે, એ કર્તવ્યનું આલસ્ય જ છે. નામ દેશો દેશ પંકાય અને ઝગહળતી કીર્તિ મળે એવા મહાન્ રાજકાર્યો કરવાનો લોભ કરનાર મનુષ્યોને પોતાની

* મૂળ નોર્વીજીઅન ઉપરથી ઇંગ્રેજી ભાષાન્તર

નજીકના જનમંડળના કલ્યાણ માટે પ્રવૃત્તિ કરવાનું કહેવામાં આવે તો "અમારે એ કામ કરવાનું ગજું નથી, અમે અલ્પશક્તિ મનુષ્યો શું કરી શકીએ?"—એવો બચાવ કરી કર્તવ્ય કરવાની મહેનતમાંથી સમૂળગા છૂટી જનાર મનુષ્યોને આ કવિ બાયલા—'કાયર પુરુષો' કહે છે તે યોગ્ય છે. કર્તવ્યોમાં નહાના પ્રદેશના અને મોટા પ્રદેશના—ગામડાના અને શહેરના—નગરવ્યવસ્થાના અને રાજ્યવ્યવસ્થાના અપ્રસિદ્ધિમાં રહી કરવાના અને પ્રસિદ્ધિ પામી કરવાના—એવો વિભાગ પાડી જે પ્રવૃત્તિથી પ્રતિષ્ઠા મળે તેમ જોડાવાનો લોભ કરવો અને બાકીના માટે અશક્તિ બતાવવી એ બીકણતા જ છે. પોતાની આગળ જે કર્તવ્ય ઉપસ્થિત થાય, જે ફરજ પોતાને માથે આવી પડે, તે કરવામાં મનુષ્યે ઉત્સાહ અને ઉમંગથી પ્રવૃત્ત થવું જોઈએ. દુનિયાની ઘટના જ એ પ્રકારની છે કે જુદા જુદા મનુષ્યોએ જુદી જુદી જાતના કર્તવ્યો કરવાના હોય છે. બધા જ મનુષ્યો રાજ્યકર્તા હોય તો રાજ્ય ચાલી શકે નહિ, બધા જ મનુષ્યો સેનાપતિ હોય તો સેના હોઈ શકે નહિ, બધા જ મનુષ્યો સમાજના અગ્રેસર હોય તો સમાજ હોઈ શકે નહિ. જાત જાતની સ્થિતિમાં આવેલા મનુષ્યોને જાત જાતની ફરજો બજાવવાની હોય છે અને એ રીતે વિવિધ સંબંધમાં ગોઠવાયેલા નહાના મહોટા ચક્રોથી જ સમાજનું યંત્ર ચાલે છે. પરંતુ કર્તવ્યનું મહત્ત્વ બધે એનું એ જ છે. નહાના ગામમાં રહી તે ગામના હિતની વૃદ્ધિ માટે પ્રયાસ કરવામાં જીવન ગાળનારની કર્તવ્યપરાયણતા રાજ્યના કારભાર ચલાવનારની કર્તવ્યપરાયણતાથી ઉતરતી પંક્તિની નથી. કર્તવ્ય કરવાનો ધર્મ મનુષ્યોને ઈશ્વરે સોંપેલો છે અને તે ધર્મ બજાવી ઈશ્વરની સેવા કરવાનું સર્વ સ્થિતિના માણસોથી થઈ શકે તેમ છે. કેવળ દ્રવ્યવાન્ કે શક્તિમાન્ મનુષ્યો જ દયા અને પરોપકારનાં કામ કરી શકે એમ નથી. સર્વ મનુષ્યો યથાશક્તિ એવાં કામ કરી શકે છે અને મનુષ્ય યથાશક્તિ પોતાની ફરજ બજાવે તો તેણે કરેલાં કાર્યનો વિસ્તાર

નહાનો હોય કે મહોટો હોય તે છતા તેના કર્તવ્યની ઉચી પદવી જળવાઇ રહે છે

મનુષ્યનુ કર્તવ્યક્ષેત્ર ઇશ્વર તરફથી પ્રાપ્ત થાય છે અને જે ક્ષેત્ર પ્રાપ્ત થાય તે મનુષ્યે સ્વીકારી લેવુ જોઇએ અનસત્ત, ઉત્કર્ષ માટે મનુષ્યે સતત પ્રયત્ન કરવો જોઇએ એ ખરૂ છે, પણ તે ઉપરથી એમ ફલિત થતુ નથી કે મનુષ્ય અમુક ઇષ્ટ સ્થિતિએ પહોચે ત્યા સુધી તે કર્તવ્ય કરવાની જવાબદારીમાથી મુક્ત છે 'હુ અમુક પ્રકારના જ કર્તવ્ય કરીશ,' અથવા મને અમુક શક્તિ પ્રાપ્ત થશે, કે મારી અમુક અશક્તિ દૂર થશે તો જ હુ કર્તવ્ય તરફ પ્રવૃત્ત થઇશ,' એમ કહેવાનો મનુષ્યને અધિકાર નથી વખતો વખત જે કર્તવ્યો મનુષ્યની આગળ આવ્યા હોય તે તેણે બજાવવા જોઇએ અને બીજા કર્તવ્યો કરવાની શક્તિ ઇશ્વર યથાયોગ્ય આપશે એવો ભરોસો રાખી પ્રસન્ન ચિત્તથી પોતાના ધર્મ બજાવવામા ઉદ્યુક્ત રહેવુ જોઇએ મહાન્ કવિ મિલ્ટનનુ ઉદાહરણ લઇએ તે દૃઢ ઇશ્વરભક્ત હતો પાત્રીસ વર્ષની વયથી તેના ચક્ષુનુ તેજ જવા માડયુ હતુ અને પીસતાળીસ વર્ષની વયે તે પૂરેપૂરો અધ થયો આવુ મહોટુ સંકટ આવ્યુ અને તથી સાહિત્યવિષયમા ગતિ કરવામા મહોટુ વિઘ્ન ઉભુ થયુ, તો પણ ઇશ્વર પરની મિલ્ટનની શ્રદ્ધા લેશમાત્ર ચલિત થઇ નહિ તેની આસ્તિકતા અને તેનો ભક્તિભાવ દૃઢ હતા અને દૃઢ જ રહ્યા મહોટી વિપત્તિ, મોહોટો વ્યાધિ મહોટુ સકટ આવતા કેટલાકની શ્રદ્ધા ચલિત થાય છે,—'ઇશ્વર તરફ ઉપકારવૃત્તિ રાખવાની હવે મારે જરૂર રહી નથી,' 'ઇશ્વર મારા પર પ્રીતિ ન રાખે તો હુ ઇશ્વર પર પ્રીતિ શા માટે રાખુ ?—એવી તેમને ભ્રાન્તિ થાય છે ઇશ્વર તેમને અન્યાયી જણાય છે તેમને એમ લાગે છે કે આપણે હવે કર્તવ્ય કરવાને બધાયેલા નથી પરતુ મિલ્ટનને એવો ભ્રમ થયો નહિ તેની બુદ્ધિશક્તિ વિશાળ હતી તેના ચિન્તનનુ સામર્થ્ય મહાન હતુ અને એવી સ્થિતિમા અન્ધત્વ પ્રાપ્ત થતા એવી વૃત્તિ થવાનો

સંભવ છે કે 'ઇશ્વર જ જો મારી શક્તિઓનો નાશ કરે છે, ઇશ્વર જ મને અપંગ અને અસમર્થ કરે છે તો ઇશ્વર તરફ મારે શી ફરજ રહેલી છે ? મારે શું કામ કર્તવ્ય માટે ચિંતા કરવી જોઇએ ? મારા પર હવે કાંઇ બંધન રહ્યું જ નથી.' એવી ઇશ્વરવિમુખ વૃત્તિને દૂર કરવા તે પોતાના અન્ધત્વ વિષેના 'સોનેટ'મા કહે છે,

"When I consider how my light is spent
Ere half my days in this dark world and wide,
And that one talent which is death to hide
Lodged with me useless, though my soul more bent
To serve there with my maker, and present
My true account, lest He, returning chide,
'Doth God exact day-labour, light denied?'
I fondly ask. But Patience, to prevent
That murmur, soon replies God doth not need
Either man's work, or his own gifts Who best
Bear his mild yoke, they serve him best. His state
Is kingly; thousands at his bidding speed,
And post o'er land and ocean without rest,
They also serve who only stand and wait.' "

અર્થ—"જ્યારે હું વિચાર કરૂ છુ કે આ અન્ધકારમય અને વિશાળ દુનિયામા મારી અડધી જીંદગી પહેલા મારૂ તેજ કેવુ જતુ રહ્યુ છે અને દ્રવ્યવાળી તે એક* ચીજ (અર્થાત્ બુદ્ધિ) જે મૃત્યુથી ઢંકાવાની છે તે મારામા નકામી પડી છે, અને તથાપિ એ દ્રવ્યવડે મારા કર્તાની સેવા કરવાની અને તેનો ખરો હીસાબ આપી જવા-

ખદારી પૂરી કરવાની મારા આત્માની ઉત્કંઠા વિશેષ તીવ્ર થઇ છે, કેમકે, પાછા ફરતા પ્રભુ મને ઠપકો આપે; ત્યારે, હું મુર્ખતાથી પુછું છું કે 'શું ઇશ્વર માણસને તેજથી વિહીન રાખી તેની પાસેથી દહાડાનું કામ કરાવવા ઇચ્છે છે?' પરંતુ એવી અસંતોષવૃત્તિ અટકાવવા સારૂ ધૈર્ય તરત ઉત્તર દે છે કે 'ઇશ્વરને માણસની કૃતિ કે માણસના પોતાના ઉપહારની જરૂર નથી. ઇશ્વરની નરમ ધુંસરી જેઓ સહુથી સારી રીતે વહન કરે છે તેઓ સહુથી સારી ઇશ્વરસેવા કરે છે. તેના ધામમા રાજતંત્ર છે; તેની આજ્ઞા થતા હજારો જણ ત્વરિત થઇ ભૂમિ પર અને સમુદ્ર પર અવિશ્રાન્ત ગતિ કરે છે; જેઓ માત્ર ઉભા રહીને વાટ જુએ છે તેઓ પણ સેવા કરે છે."

આંખે અપંગ થતા મિલ્ટનને કર્તવ્ય કરવાની ઇચ્છા ઉલટી વધારે તીવ્ર થઈ હતી અને ઇશ્વરે આપેલી બુદ્ધિશક્તિ ઇશ્વરની સેવામા નહિં વપરાય તો ઇશ્વરને શો જવાબ દેવાશે એવી તેને ચિંતા થતી હતી. એજ ચિંતાથી તેને શંકા થઇ કે 'ઇશ્વર મારી શક્તિ ક્ષીણ કરે તે છતા શું મારે કામ કરવું એવી તે અપેક્ષા રાખે છે? ધૈર્યની વૃત્તિ ઉત્પન્ન થતા આ શંકાનું સમાધાન થયું અને તેને સમજાયુ કે અમુક મનુષ્યે (તે મનુષ્યે ધારેલું) અમુક જ કામ કરવું

* બાઈબલના ન્યુ ટેસ્ટમેન્ટમાં સેઇન્ટ મેથ્યુસના વૃત્તાન્તના ૨૫ મા પ્રકરણમાં એક રૂપકમય કથા છે કે એક માણસે દૂર દેશ જતી વખતે પોતાના નોકરોને બોલાવી એકને પાંચ 'ટેલન્ટ' (નાણાના સિક્કા) આપ્યા, બીજાને બે આપ્યા અને ત્રીજાને એક આપ્યો પાંચ અને બે 'ટેલન્ટ'વાળાઓએ વેપાર કરી પોતપોતાની પાસેનાં નાણા બેવડાં કર્યાં, પણ, એક 'ટેલન્ટ,વાળાએ પોતાને મળેલુ નાણું દાટી મુક્યું. સ્વામીએ પાછા આવી પેલા બન્નેને શાબાશી આપી અને ઇનામ આપ્યું. પણ, 'ટેલન્ટ, દાટી મુકનાર નોકરને ઠપકો આપ્યો તે ઉપરથી લક્ષણાથી 'ટેલન્ટ' નો અર્થ મનુષ્યમાં મુકાયેલી બુદ્ધિ એવો થયો છે એમ ધારવામાં આવે છે. અહીં મિલ્ટન પોતાને પાંચ કે બે નહિં પણ એક જ 'ટેલન્ટ' મળ્યાનું કહે છે.

એવી ઇશ્વરને અપેક્ષા નથી; અમુક મનુષ્ય પોતે અમુક કામ કરવાનું ધારે તે કામ કરે તે વિના ઇશ્વર બેસી રહો નથી. ઇશ્વરની સેવા કરનાર તો હજારો અને કરોડો છે અને તેની સેવા કરનારા આખી સૃષ્ટિમા ફરી વળે છે. પરંતુ ઇશ્વરની ધુસરી કેવી નરમ છે, ઇશ્વરે દરેક માણસને માથે મુકેલી ફરજ કેવી સહેલી છે, એ સમજી જેઓ પોતાને માથે આવેલી જવાબદારી ઉઠાવે છે, પોતાને જે ફરજ અદા કરવાની આવી હોય તે બજાવે છે,–પોતાની જે સ્થિતિ થઇ હોય, તે સ્વીકારે છે, તેઓની સેવા ઉત્તમ છે. અને જેઓ માત્ર ઉભા રહી વાટ જુએ છે, અર્થાત્ જેઓ ઇશ્વરના નિયમોનો વ્યાપાર ધૈર્યથી સહન કરે છે અને ઇશ્વરાજ્ઞા શી થાય છે તેની વાટ જુએ છે, ઇશ્વર જે અવસ્થા આપે તેનો અગીકાર કરી તે અવસ્થાના કર્તવ્ય કરવા તત્પર રહે છે, તેઓ પણ ઇશ્વરની સેવા કરે છે ઇશ્વરાજ્ઞાની નમ્રપણે વાટ જોઇ સર્વ સહન કરનાર ઇશ્વરની સેવામા ન્યૂન નથી

ઇશ્વરે આપેલી શક્તિ સફલ કરવાની, કર્તવ્યો કરવાની જવાબદારી બધાને માથે છે કર્તવ્યની પસદગી મનુષ્યને હાથ નથી, તેમ જ એવી કોઇ સ્થિતિ નથી હોતી કે જેમા રહી કર્તવ્ય કરવાનુ અશક્ય હોય, અને, એ કારણથી કર્તવ્ય ન કરવાની મનુષ્યને છુટ નથી. સહુ સહુને પોતપોતાની સ્થિતિ પ્રમાણે કર્તવ્ય કરવાના હોય છે. જે એક પ્રકારનુ કર્તવ્ય કરવાને અશક્ત હોય તે બીજા પ્રકારનુ કર્તવ્ય કરી શકે છે. અને તે છતા પોતાની સ્થિતિની ઉન્નતિ કરવા સર્વ મનુષ્યો સમર્થ છે. એક જ સ્થિતિમા મરણ પર્યન્ત મનુષ્ય બધાઇ રહે એવો તે શક્તિવિહીન નથી. ઇશ્વરે આપેલી બુદ્ધિ અને શક્તિનો સદુપયોગ કરી મનુષ્ય ઉત્કર્ષ પામી શકે છે, અને, દુનિયામા સર્વની સ્થિતિ સમાન નથી તેથી જ આ ઉત્કર્ષ શક્ય છે. મનુષ્યો પ્રયાસ કરી શકે, ઉદ્યમ કરી શકે, ઉન્નતિમા ક્રમણ કરી શકે તે માટે મનુષ્યો વચ્ચે અસમાનતાની જરૂર છે. પશુઓમા સર્વ

સમાન છે, અને દરેક જાતિના પશુઓમા સર્વ વ્યક્તિઓ જન્મથી મરણ સુધી સમાનજ રહે છે કોઇને બીજાઓથી વધારે સત્તાસંપત્તિ કે પદવી પ્રાપ્ત થતી નથી, કોઇ પ્રયત્ન કરી બીજાઓથી ઉત્તમ થઈ શકતુ નથી પરતુ એવી જડ ગતિહીન સમાનતા મનુષ્યોને માટે ઇષ્ટ નથી સર્વ મનુષ્યો જન્મથી સમાન હોય અને મરણપર્યન્તસમાન રહેવાના હોય તો મનુષ્યોમા પ્રયાસનો ઉદ્યમનો યોગ્યતા સિદ્ધ કરવાનો અવકાશ જ ન રહે આ રીતે મનુષ્યોની અસમાનતા એ દુનિયાની ઘટનામા ખામી નથી, પણ મનુષ્યો પ્રયાસ કરે ઉન્નતિને માર્ગે ઉત્કર્ષ પામે તે માટે અસમાનતા આવશ્યક છે

એજ પ્રમાણે દુનિયામા આવી પડતા દુ ખો અને વિપત્તિઓ પણ દુનિયાની ઘટનામા ખામી રૂપે નથી એમાના ઘણાક મનુષ્યોની ભૂલને પરિણામે થાય છે મનુષ્યોએ પાળવા સારૂ સ્થાપિત થએલા નિયમોના અનાદરથી રોગાદિ દુ ખો ઉત્પન થાય છે એ નિયમો જ ન હોય તો તેના અનાદરનો અવકાશ ન રહે એમ લાગશે પરતુ નિયમોના આદર—અનાદરમાથી પસદગી કરી એમા પશુઓથી મનુષ્યોની વિશેષતા છે અને એવી પસદગીનો અવકાશ ન હોય તો મનુષ્યો પોતાને કેળવી શકે નહિ પોતાની શક્તિઓનો વિકાસ કરી શકે નહિ રેલ, ધરતીકપ વગેરે કેટલાક દુ ખો મનુષ્યોની ભૂલ વિના પણ આવી પડે છે પણ એ બનાવો સૃષ્ટિની ઘટનાના સાર્વત્રિક ( Universal ) નિયમોને પરિણામે બને છે એ નિયમોમા સુખ વિશેષ છે, અને દુ ખ ઓછુ છે એ નિયમોથી ચાલતી સૃષ્ટિ નિરતર વધારે ને વધારે સુખને માર્ગે ક્રમણ કરે છે એ નિયમો ન હોય તો સુખનો માર્ગ ન રહે અને ઇશ્વરે કરી છે તેથી વધારે સારી સૃષ્ટિ હોઇ શકે એવી કલ્પના પણ થઇ શકતી નથી વૈષમ્યનૈર્ઘૃણ્ય નો આરોપ ઇશ્વર ઉપર વૃથા મુકવામા આવે છે એ વિશે વિસ્તારથી વિવેચન પ્રથમ આ પત્રિકામા એ મથાળાના લેખમા કરવામા આવેલુ છે

મિ'ટનનું અન્ધત્વ કેટલેક અંશે નેત્રરક્ષણુના નિયમોના અનાદરનું પરિણામ હતું. પરંતુ, ગમે તે પ્રકારે નેત્રની શક્તિ લુપ્ત થયા છતા ઇશ્વરના કૃપાળુ સ્વભાવ પર તેને અચળ શ્રદ્ધા હતી. તેને વિશ્વાસ હતો કે God would with a larger portion of His Spirit irradiate my mind—" ઇશ્વિર પોતાના સત્ત્વના વિશેષ અંશવડે મારા ચિત્તને પ્રકાશિત કરશે." અંધત્વ માટે તે ઇશ્વરને દોષ દેતો નહોતો, અને હું અન્ધ થવાથી દુનિયામાં ખોટ પડશે—ઇશ્વરની સમૃદ્ધિમા ન્યૂનતા આવશે' એવી તે પોતાની ભારે કિંમત સમજતો નહોતો. તેને પ્રતીતિ હતી કે ઇશ્વર સર્વ શક્તિમાન્ છે. તેના કાર્યમા કદી ન્યૂનતા આવતી જ નથી. અને કોઇ વગર તેના કાર્ય અટકી રહેતા નથી. ઇશ્વરને પોતાને મનુષ્યની કૃતિથી લાભની અપેક્ષા નથી મનુષ્યના ઉપહારથી સંપત્તિ મેળવવાની ઇશ્વરને અપેક્ષા નથી. મનુષ્યો તેની આજ્ઞા પાળે અને એ રીતે મનુષ્યો શ્રેય પામે એજ તેની ઇચ્છા છે. મનુષ્યની વૃત્તિ સદૈવ એ હોવી જોઇએ કે—

પ્રભુ જે કરી ધૈર્યથી સર્વ સે'વું.<br>
સદા નમ્ર ભાવેથી આધીન રે'વુ;<br>
ખરો ધર્મ છે એ પ્રભુ અમારો,<br>
દયાસાગરા સત્ય આધાર તારો.

પ્રાર્થનામાળા અક ૨.

આ ધર્મનું જ્ઞાન પ્રાપ્ત કરી દયાસાગર પ્રભુનુ અવલબન કરનારને દરેક સ્થિતિમા કર્તવ્ય કરવાનો અવકાશ રહે છે. તેને દરેક સ્થિતિમા કર્તવ્ય કરવાની પોતાની જવાબદારી સમજાય છે, તેમ જ દરેક સ્થિતિમા ઇશ્વરનો ઉપકાર માનવાનુ સ્થાન મળે છે. સુખ દુઃખનો સરવાળો કરતા તેને માલમ પડે છે કે સર્વને અંતરમા સંતોષ મેળવવાના સાધન છે અને અંતરના સંતોષ વિના હરકોઇ સ્થિતિમા મનુષ્યાત્મા ક્લેશપૂર્ણ થાય છે.

કીર્તિભર્યાં જગદ્ગતા દેશેદેશ વિખ્યાતિ થાય અને સર્વત્ર પ્રશંસા પામે એવા કાર્યોથી જ ઇશ્વરની સેવા થઈ શકે છે એમ નથી એવાં કાર્ય તો દ્રવ્યવાન્ બળવાન્, સત્તાવાન્ બુદ્ધિમાન્ જનો જ કરી શકશે પણ દયા ક્ષમા પ્રેમ પરોપકારના કાર્યો દીન નિર્ધન, અપબુદ્ધિ અપંગ અંધ મનુષ્યો પણ કરી શકે છે દીન શક્તિહીન મનુષ્યોએ પણ જે ઇશ્વરાજ્ઞા થાય તેને અનુસાર કર્તવ્ય બજાવવાને તત્પર રહેવુ જોઈએ દીન સાધારણ કે મહાન્ ગમે ત સ્થિતિમા કર્તવ્યો કરવાનો અવકાશ છે શક્તિઓની ક્ષીણતાની સ્થિતિમા આવનારે પણ ઇશ્વર જે કર્તવ્ય કરવાનુ સામર્થ્ય સાથે તે કરવા તૈયાર રહી ભક્તિપરાયણ રહેવુ એ ઇશ્વરની સેવા છે આ ભક્તિ બળને પ્રતાપે મિલ્ટન અંધ અવસ્થામા પોતાની કવિતાશક્તિ જાળવી શક્યો હતો

ઇશ્વર પરની શ્રદ્ધા અને કર્તવ્ય કરવાની શક્તિ સદૈવ જાળવી શકાય એવુ ધન્યભાગ્ય ઇશ્વરકૃપાથી થાય એવી ભક્તજનોની અંતઃકરણપૂર્વક પ્રાર્થના હોવી જોઇએ



# જીવનની દિવ્યતા. *

## The Divinity of Life

મનુષ્યનુ જીવન મહામૂલ્ય અસાધારણ વસ્તુ છે એ જીવન આપનાર પરિપૂર્ણ પરબ્રહ્મ પરમાત્મા છે અને તેની દિવ્યતાથી એ જીવન અસ્તિ થયેલું છે દુનિયાના સાધારણ વ્યવહારોમા પડતા જીવનનું એ અસાધારણ સ્વરૂપ આપણે ઘણી વાર ભૂલી જઇએ છીએ, અથવા તો, જીવનમય આપણા પોતામાથી ઉદ્ભવે છે એટલુ માનીને અટકીએ છીએ પરતુ જગતમા વહેતો જીવનનો મહાન્ પ્રવાહ દિવ્યતાના સરોવરમાથી નિકળે છે, ભૂત માત્રને મળતુ જીવન જીવનના નિધિ ઈશ્વર તરફથી પ્રાપ્ત થાય છે, વિશ્વમાની ચર વસ્તુઓને અદર રહી ચલાવનાર અને અચર વસ્તુઓને અદર રહી બાંધી રાખનાર શક્તિ તેમનામા સર્વશક્તિમાન્ સર્વાધિપતિ પ્રભુ છે, એ વસ્તુસ્થિતિનો જ્યારે આપણે સાક્ષાત્કાર કરીએ છીએ ત્યારે આપણામા જીવનમય પ્રેરનાર પ્રભુના દર્શનથી, એ જીવનમયની પ્રેરણા સાથે આપણામા આવતી દિવ્યતાના અનુભવથી આપણે ચકિત થઈએ છીએ આ વસ્તુસ્થિતિનુ બહુ યથાર્થ વર્ણન ઉપનિષદમા આ પ્રમાણે કર્યું છે.

यः सर्वेषु भूतेषु तिष्ठन् सर्वेभ्यो भूतेभ्योऽन्तरो यं सर्वाणि भूतानि न विदुर्यस्य सर्वाणि भूतानि शरीरं यः सर्वाणि भूतान्यन्तरो यमयत्येष त आत्मान्तर्याम्यमृत ।

बृहदारण्यकोपनिषद् ३ । ७ । १५ ॥

'જે સર્વ ભૂતમા રહેલો (છે), સર્વ ભૂતથી ( વધારે ) અદર (છે), જેને સર્વ ભૂત જાણતા નથી, સર્વ ભૂત જેનુ શરીર (છે), જે

---

* અમદાવાદ પ્રાર્થના સમાજમા રા રા રમણભાઈ મહીપતરામ નીલકંઠે તા ૨ એપ્રિલ ૧૯૧૧ ના રોજ કરેલો ઉપદેશ

અંદર (રહેને) સર્વ ભૂતોને ચલાવે છે (પ્રેરે છે), તે અમૃત આત્મા તારો (મનુષ્યનો) અન્તર્યામી છે, (તને અંદરથી ચલાવનાર છે)'

બધા ભૂતમા, બધા પ્રાણીમા, બધા જીવતાં અસ્તિત્વોમા જે જીવનગત છે તે પરમાત્માનું આપેલુ છે, ભૂતોની અંદર તે રહ્યા છતા ભૂતો તેનાથી અજાન છે સર્વ ભૂતનો એ આત્મા છે, સર્વ ભૂતો તેનું શરીર છે તે પોતે એ શરીર નથી, પણ એ ભૂતરૂપ શરીરને જીવન આપનાર, એ શરીરને જીવન્ત કરી ચલાવનાર, એ શરીરને જીવનવ્યાપારમા પ્રેરનાર આત્મા છે એ જ પ્રમાણે તે પરમાત્મા મનુષ્યના આત્માની અંદર રહેલો આત્મા છે, તે મનુષ્યના આત્માને જીવનમન આપનાર છે, પોતે તે મનુષ્યનો આત્મા નથી પણ મનુષ્યના આત્માનો અન્તર્યામી નિયતા તથા પ્રેરક છે તે માત્ર અન્તસ્થાયી નથી, પણ અન્તર્યામી છે માત્ર અંદર રહેલો નથી, પણ, અંદર રહી મનુષ્યના આત્માનું યમન કરે છે, તેને હલાવે છે, ચલાવે છે, દોરે છે પોતાના અમૃતનું મનુષ્યાત્મામા સિંચન કરી તેને તે ધન્ય કરે છે આ જ અર્થ દર્શાવવા ગીતામા કહ્યુ છે,

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन् सर्वभूतानि यंत्रारूढानि मायया ॥
भगवद्गीता १८ । ६१ ॥

'અર્જુન' ઈશ્વર સર્વ ભૂતોના હૃદયદેશમા રહેલો છે સર્વ ભૂતોને યત્ર પર ચઢાવી પોતાની શક્તિવડે તે ફેરવે છે '

સર્વ ભૂતોની અંદર રહેલો નિયામક ઈશ્વર છે તેણે સરજેના જગદ્યત્ર ઉપર સર્વ ભૂતોને ચઢાવેના છે, તેની શક્તિ એ યત્રરચના મા ઓતપ્રોત થઈ યત્રને ગતિમાન કરે છે, તેની શક્તિના સચારથી એ યત્ર ફરે છે, તેની શક્તિનો સચાર ભૂતોમા પ્રાપ્ત થતા ભૂતો જીવન જીવે છે

અન્તર્યામી પરમાત્મા તરફથી જીવનબળની પ્રસાદી પામનાર મનુષ્ય દિવ્ય જીવનનું વહન કરે છે, મનુષ્ય દિવ્ય જીવનના દાતા

ઇશ્વરનો મહાન સંદેશો ( message ) ધારણ કરનાર છે. ઇશ્વરે મનુષ્યને જીવનનું મહાન કાર્ય સોંપેલું છે, અલૌકિક ન્યાસ (trust) સોંપેલો છે. તે માટે મનુષ્યનું કર્તવ્ય છે કે જીવનની આ દિવ્યતા દૂષિત ન કરવી પણ સાર્થક કરવી, ઇશ્વરનો આ સંદેશો પડયો રહેવા ન દેવો પણ પાર પાડવો, જીવનના લક્ષ્યભૂત કાર્યની અવગણના ન કરવી પણ તે કાર્ય બજાવવું, જીવનમાં સોંપાયેલા ન્યાસનો દુરુપયોગ કરવો નહિ કે તે નકામો જવા દેવો નહિ પણ તેનું પોષણ કરવું અને તે સાર્થક કરવો. દિવ્યતા સાચવવાની ગભીર જવાબદારી માણસને માથે છે.

સૃષ્ટિમાનું જીવન એક જ પ્રકારનું નથી. તે વિવિધતા અને વિચિત્રતા વાળું છે એ જીવનને અંગે મનુષ્યે કરવાના કાર્ય પણ જાતજાતના ઉપસ્થિત થાય છે એ જાતજાતના કાર્યથી ઇશ્વરની વિશાળ યંત્રરચના પરિપૂર્ણ થઇ રહે છે. એ કાર્યો કરવાને મનુષ્યોને જાતજાતની શક્તિઓ પ્રાપ્ત થાય છે.

ब्राह्मणक्षत्रियवैश्यां शूद्राणां च परंतप ।
कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणैः ॥
भगवद्गीता १८ । ४१ ॥

'અર્જુન' બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રોના સ્વભાવથી ઉત્પન્ન થતા ગુણો પ્રમાણે તેમના કર્મો વહેંચાયેલા છે '

જુદા જુદા સ્વભાવના માણસો જુદા જુદા કર્મ કરી શકે છે, દરેક માણસ દરેક જાતના કર્મ કરી શકતો નથી, પણ, શક્તિ પ્રમાણે અને ગુણની અનુકૂળતા પ્રમાણે માણસો જાત જાતના જુદા જુદા કર્મ કરે છે, અને એવી વહેંચણીથી જીવનના કાર્યો સિદ્ધ થાય છે. એ વહેંચણીમા કોઇને ભાગે મ્હોટા કર્મ આવે છે, કોઇને ભાગે ન્હાના કર્મ આવે છે, પણ ન્હાના મ્હોટા બધા કર્મ જીવનની દિવ્યતાવાળા છે કોઇ કર્મની પદવી ઓછી નથી, કોઇની પવિત્રતા

કે મહત્તા ઓછી નથી. જે કર્મ પોતાને કરવાના આવે તે યથાર્થ રીતે કરનાર ઇશ્વરનો સંદેશો પાર ઉતારે છે

स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ।
स्वकर्मनिरतः सिद्धिं यथा विन્दति तच्छृणु ॥
यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ।
स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः ॥
भगवद्गीता १८ । ४४ । ४५ ॥

'માણસ પોતપોતાના કર્મમા પરાયણ થઈને (વગગ્યો રહીને) સંસિદ્ધિ પામે છે કઈ રીતે માણસ પોતાના કર્મમા પરાયણ થઈને સિદ્ધિ પામે છે તે સાભળ જેનાથી ભૂતોની પ્રવૃત્તિ થઇ છે, જેણે આ બધુ વિસ્તાર્યું છે, તે (ઇશ્વર)ની પોતાના કર્મવડે અભ્યર્ચના (સેવા) કરીને માનવ સિદ્ધિ પામે છે '

મનુષ્યજીવનને ઇશ્વરે પોતાની દિવ્યતાથી ધન્ય કર્યું છે, મનુષ્ય જીવનના સર્વ પ્રસગમા ઇશ્વરે પોતાની દિવ્યતાના અશ મુકયા છે કોઇ પ્રકારનું જીવનકાર્ય અવગણનાને પાત્ર નથી રાજાથી માડીને રક સુધીના, વિદ્વાનથી માડીને અનક્ષર સુધીના દરેક માણસને માથે જે ધર્મ આવે તેનો આદર કરવો જોઇયે ઇશ્વરે એ રીતે સોપેલું કર્તવ્ય તજી દેવાનો મનુષ્યને અધિકાર નથી વખતોવખત જે કર્તવ્ય મનુષ્ય આગળ આવે તે બજાવવુ એ તેનો ધર્મ છે એવો ધર્મ મુકી દઇ, બીજા કાર્યો વધારે કીર્તિવાળાં છે કે વધારે પસદ પડે એવા છે એમ ધારી મનુષ્ય તે તરફ દોરાય તો તે પોતાના કર્તવ્ય ધર્મથી ભ્રષ્ટ થાય છે માણસનુ જીવન જાતજાતના વ્યાપારોથી, સબધોથી, અને બનાવોથી ગુથાઇને સકુલ થયેલુ હોય છે, અને એવા સકુલ જીવનમા કર્મો કરતા મનુષ્યની બીજાઓ તરફ જવાબદારી ઉત્પન્ન થાય છે, તે પોતાના કર્તવ્ય કરે તે ઉપર તેના તેમ જ

બીજાના સુખનો આધાર રચાય છે. એવા જવાબદારી ભરેલા જીવનમા કાલક્રમે ઉત્પન્ન થયેલી પરિસ્થિતિમા મનુષ્યને જે કર્તવ્ય કરવાનું પ્રાપ્ત થાય, જે ધર્મ મનુષ્યને માથે આવે, તે તો નહિ થાય એમ મનુષ્ય કંટાળે. તે સારી રીતે નહિ થાય એમ ડરીને તેથી પાછો હઠી હવે કોઈ બીજું કર્તવ્યો કોઇ બીજો ધર્મ લઇ બેસું એમ ધારે તો ઈશ્વરની યત્રરચનાને હાનિ થાય, અનેક મનુષ્યોના સુખ તથા કલ્યાણને પ્રતિરોધ થાય. આ માટે ગીતામાં કહ્યું છે કે

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥
भगवद्गीता १८ । ४७ ॥

'પોતાનો (કર્તવ્ય) ધર્મ ઓછા ગુણ સાથે (ગુણ વગર, શ્રેષ્ઠ સિદ્ધિ વગર) કરાય તે સારી રીતે બજાવેલા બીજા (કર્તવ્ય) ધર્મ કરતા વધારે સારો (છે) સ્વભાવથી નક્કી થયેલુ કર્મ કરનારને દોષ લાગતો નથી.'

દુનિયાના કર્મોમા વ્યાપ્ત થતા માણસના અમુક જાતના સ્વભાવ બંધાય છે. અમુક જાતની વિશેષ શક્તિ તેને પ્રાપ્ત થાય છે તેના જીવનવ્યવહારથી તેની આસપાસ રચાયેલી સ્થિતિથી અમુક કર્મ કરવાની તેને અનુકૂળતા મળે છે અને અમુક કર્મ કરવાની તેને આવશ્યકતા થાય છે. એમ છતા, એવા કર્તવ્ય કરતા અર્જુન પેઠે વખત અણીનો આવે ત્યારે માણસ પોતાના કર્તવ્યધર્મથી પાછો હઠવા ઇચ્છા કરે અને કોઇ બીજા ધર્મ તરફ વળવા વૃત્તિ કરે તો દુનિયા કેમ ચાલી શકે? યુદ્ધકલામા કુશળ થયેલા, બીજાઓનો વિશ્વાસ પામેલા મનુષ્યને સેનાપતિની પદવી સોંપવામા આવે, અને તે રણ-સંગ્રામમા જાય ત્યા બે સેનાઓ સામસામી આવે ત્યારે તે મનુષ્ય એવી ઇચ્છા કરે કે ક્ષત્રિયના ધર્મ મને નાપસંદ આવે છે, એ ધર્મ મારાથી યથાર્થ રીતે નહિ બજાવાય એમ મને લાગે છે, સંન્યાસીના ધર્મ મને વધારે પસંદ પડે છે, એ ધર્મનું અનુષ્ઠાન મારાથી વધારે

માઈ થશે તો તેની સેનાનું શું થાય? તેનો વિશ્વાસ કરી તેને સેના લઈ મોકલનારનું શું થાય? જેમનું રક્ષણ કરવાનું અને જેમને સાહાય્ય કરવાનું તેના આજ સુધીના જીવનથી તેને ઉપસ્થિત થયું છે તેમનું શું થાય? વહાણનો નાખુદા (કપ્તાન) વહાણ મધદરિયે હોય ત્યારે ઇચ્છા કરે કે મને તો નાખુદાના કામ પર અરુચિ થઈ છે અને હું તો શિક્ષકનું કે ચિત્રકારનું કામ લઈ બેસું છું તો તેને ભરોસે વહાણમાં બેઠેલા ઉતારૂઓનું શું થાય? જેને વહાણ લઈ દરિયો ખેડવા મોકલનાર વહાણના માલીકનું શું થાય? વહાણમાં માલ ભરી રવાના કરનાર વેપારીનું શું થાય? દરદીના અંગમાનો વ્યાધિવાળો ભાગ અડધો કાપીને શસ્ત્રવૈદ્ય (surgeon) કહે કે હું તો અહીંથી આ કામ રહેવા દઈ ધર્મોપદેશ કરવા નિકળું છું તો દરદીનું શું થાય? રાજ્યને માથે ભારે સંકટનો પ્રસંગ આવ્યો હોય, રાજ્યની અંદર લુટારા જાગ્યા હોય કે પરદેશના રાજા ચઢી આવવાની તૈયારીમાં હોય, તે વેળા રાજા કહે કે હું તો રાજપદ ત્યાગ કરીને ભૂગોળ શોધને કાર્યે પ્રવાસે નિકળી પડું છું તો તેની પ્રજાનું શું થાય? ગૃહસ્થાશ્રમમાં દાખલ થયેલો મનુષ્ય જે વેળા તેના કુટુંબને તેના રક્ષણની, પાલનની, ઉદ્યોગની, કમાઈની જરૂર હોય તે વેળા અરણ્યવાસ કરવા પ્રવૃત્ત થાય તો તેની સ્ત્રી, પુત્ર, પુત્રીનું શું થાય? તેના સંબંધમાં જોડાયેલા તેના સગાઓ તથા સ્નેહીઓને કેટલી હાનિ થાય? જે કર્તવ્યધર્મ માણસને માથે અમુક સંજોગોમાં આવ્યા હોય તે તેણે બજાવવા જ જોઈએ બીજા કર્તવ્યધર્મ વધારે સારા છે એવો વિચાર કરી પોતાના કર્તવ્યધર્મથી વિમુખ થવાનો માણસને અધિકાર નથી એવા ધર્મ બજાવવાથી દોષ લાગશે એવી શંકા પણ અસ્થાને છે એ જ ઉપદેશ ગીતાના આ વચનમાં કર્યો છે

श्रेयान्स्वधर्मो विगुणो परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥

भगवद्गीता ३ । ३६ ॥

'પોતાનો (કર્તવ્ય) ધર્મ ઓછા ગુણ સાથે (ગુણ વગર, સિદ્ધિ વગર) કરાય તે સારી રીતે બજાવેના બીજા (કર્તવ્ય) ધર્મ કરતા વધારે સારો છે પોતાના (કર્તવ્ય) ધર્મ બજાવતા મરણ થાય તો શ્રેયસ્કર છે પારકો (કર્તવ્ય) ધર્મ (ગ્રહણ કરવો તે) ભય કરનાર છે '

માણસ ઉંચી કે નીચી ગમે તે સ્થિતિમા હોય પણ તે સ્થિતિમાના ધર્મ બજાવવા એ તેની ફરજ છે એવા ધર્મ બજાવવાથી જીવનમા તે સિદ્ધિ પામે છે, ઇશ્વરની આજ્ઞા ઉઠાવે છે, ઇશ્વરની સેવા કરે છે, ઇશ્વરને પ્રસન્ન કરે છે એજ વક્તવ્ય નૉર્વેના કવિ હેન્રિક ઇબ્સનના નીચેના વચનમા ઉદિષ્ટ છે

> Man's work is what he is fashion'd for,
> And Paradise, for him, lies there
> 'Twixt him and it though oceans swell,
> And close at hand lie Satan's quarter,
> May he for that cry 'Toil farewell–
> The way to hell s distinctly shorter?'
>
> Brand, Act IV

માણસ જે માટે ઘડાયો છે તે તેનુ કાર્ય છે, અને તેને માટે સ્વર્ગ ત્યા જ છે ભલેને એ કાર્યની અને તેની વચ્ચે સાગરો ઉછળતા હોય, અને સેતાનની ભૂમિ પાસે નજીક આવેલી હોય તો શુ તે માટે મનુષ્ય એમ કહી શકશે કે કાર્યપ્રયાસને છેલ્લી સલામ, નરકમા જવાનો માર્ગ સ્પષ્ટ રીતે ટુકો છે? (બ્રેન્ડ, અંક ૪ ઇંગ્રેજી ભાષાન્તર)

માણસ દુનિયામા પડયા પછી કાળક્રમે અનેક અવસ્થાઓ માથી સંક્રમણ કરતા તે જે કર્મ કરવાને ઘડાય છે એ તેનું કર્તવ્ય છે એ કર્તવ્ય કર્મ તે બરાબર કરે તો તે ઇશ્વરને પ્રસન્ન કરી સ્વર્ગનો અધિકારી થાય છે એ કર્તવ્ય ગમે તેવા કઠણ ગમે તેટલા

દુષ્કર હોય, તે કરવામા ગમે એટના ભયપ્રમગ હોય, વચ્ચે સાગર પડયો હોય એટલી વિકટતા લાગતી હોય, તોપણ તે કર્તવ્યકર્મ કરવા જ જોઇએ નરકનો માર્ગ એટલો આઘો અને એટલો મુશ્કેલ નથી લાગતો આલસ્ય કરી, કર્તવ્યકર્મ મુકી દઇ, ઇશ્વરથી વિમુખ થવાનુ બહુ સહેલુ લાગે, પરંતુ, તેમ કરનારો માણસને અધિકાર નથી સ્વર્ગમા જવા કરતા નરકમા જવામા મહેનત ઓછી છે માટે હું તો કર્તવ્યના પ્રયત્ન મુકી દઉં છુ એમ કહી શકતુ નથી કર્તવ્ય મુકી દેનાર ઇશ્વરથી દૂર જઈ નરકયાતનાને જ પામે છે ઇશ્વરનો પ્રસાદ ગુમાવી બેસે છે

અલબત્ત, કર્તવ્યક્ષેત્રમા માણસને પસદગીનો અવકાશ છે. માણસે અમુક કર્તવ્યક્ષેત્રમા જ પ્રવેશ કરવો એવો તે જન્મથી બધાતો નથી તેમ જ, અમુક સ્થિતિમા આવ્યા પછી તેનાથી તેમાથી નિકળાય જ નહિ, એમ નથી માણસને કર્તવ્ય પસદ કરવામા સ્વતત્રતા છે માણસને ઉત્કર્ષ પામવાનો, વધારે ઉંચી પદવી પામવાનો માર્ગ ખુલ્લો છે પરતુ, એકવાર કર્તવ્યક્ષેત્ર પસદ કર્યા પછી, તે કરતા જે પદવી માણસને પ્રાપ્ત થઈ હોય તેને અગે ઉત્પન્ન થયેના કર્તવ્ય કર્મ કરના તે બધાયેલો જ છે એ સબધે જે જવાબદારીઓ તેની આસપાસ ઉભી થઇ હોય તે અદા કર્યા પછી, તત્કાળ આવી પડેના કર્તવ્યો કર્યા પછી, માણસને પોતાની શક્તિને અનુકૂળ બીજા કર્તવ્યો માટે પ્રયાસ કરવાની છૂટ છે, એક સ્થિતિ માથી બીજી વધારે ઉન્નત સ્થિતિ તરફ ગતિ કરવાને તે મુખત્યાર છે તેના કર્તવ્ય, તેના સ્વભાવથી, તેના ગુણથી, તેના જીવનના ઇતિહાસથી નક્કી થાય છે, જન્મથી જ તે અમુક કામ કરવા બધાતો નથી

આ રીતે, માણસને સારૂં જે કર્તવ્ય જે સમયે ઉત્પન્ન થયા હોય તે ઉચ્ચ અને મૂલ્યવાન હોય છે બધા કર્તવ્યમા, બધી પદવીઓમા માણસ ઇશ્વરનો સદેશો ધારણ કરે છે ઇશ્વરે જીવનમા મુકેલી

દિવ્યતા સફળ કરે છે. કોઇ પણ સ્થિતિમા, કોઇ પણ પદવીમા, કોઇ પણ કર્તવ્યક્ષેત્રમા અધમતા નથી. ઇશ્વરની યત્રરચનામાનુ કોઈ પણ સ્થાન તિરસ્કારને પાત્ર નથી મ્હોટી કે હલકી સર્વ સ્થિતિમા માણસો સરખી રીતે ઇશ્વરનુ આપેલુ દિવ્ય જીવન જીવે છે. સર્વ ઇશ્વરના દૂત છે, ઇશ્વરના સેવક છે, ઇશ્વરના આજ્ઞાકારી છે. ગમે તે માબાપને ત્યા જન્મેલા અને ગમે તે કર્તવ્ય કર્મમા ગુથાયેલા માણસો ઇશ્વરની દિવ્યતાના અધિકારી છે સહુ ઇશ્વરના બાળક તરીકે સરખી પ્રતિષ્ઠાના હકદાર છે, દિવ્યજીવનના પ્રમારમા સર્વ મનુષ્યો ઇશ્વરના સરખા પ્રેમને પાત્ર છે સર્વમા ભ્રાતૃભાવ હોવો જોઇએ. સભાવનાની યોગ્યતામા સર્વની પદવીનુ સરખાપણુ હોવુ જોઇએ એથી ઉનટી જે જે વૃત્તિ થાય તે જીવનની દિવ્યતાને નિરાહિત રહે છે પ્રભુ એવી કૃપા કરે કે જે જે અસત, જે જે અજ્ઞાન, જે જે અધકાર એ દિવ્યતામા અવરોધ કરનાર હોય તે દૂર થઇ આપણને સત પ્રાપ્ત થાય, જ્ઞાન પ્રાપ્ત થાય, પ્રકાશ પ્રાપ્ત થાય. મૃત્યુની યત્રણાથી તે બધન થતુ હોય તે છુટી જઇ આપણા જીવનમા દિવ્ય અમૃતત્વનો વિકાસ થાય

---

# બ્રાહ્મસમાજનો ઉદ્દેશ અને પદ્ધતિ.*

હિંદુસ્તાન અનેક ધર્મોની, અનેક પંથોની, અનેક સંપ્રદાયોની ભૂમિ છે ધર્મમાર્ગોનું આવું બાહુલ્ય છે ત્યાં બ્રાહ્મસમાજ સરખી સંસ્થાની શી જરૂર છે એ પ્રશ્ન ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે હાલ છે તે ધર્મોમાં એક નવો ધર્મ ઉમેરવો એવો સંખ્યા વધારવાનો ઉદ્દેશ બ્રાહ્મસમાજનો નથી જ તેમ જ કોઈ આચાર્યને પ્રતિષ્ઠિત કરવા અને તેમના મંડળનો વિસ્તાર કરવો એવો પણ બ્રાહ્મસમાજનો ઉદ્દેશ નથી તેમ જ વળી, કોઈ માર્ગ કે મંદિરને નામે દ્રવ્યસંચય કરવો એવો પણ બ્રાહ્મસમાજનો ઉદ્દેશ નથી બ્રાહ્મસમાજ કેવા ઐતિહાસિક સંજોગોમાં થયો છે એ તરફ પ્રથમ દૃષ્ટિ કરીશું તો તેના ઉદ્દેશનું નિરૂપણ કરવામાં સુગમતા થશે

ઇંગ્રેજી રાજ્યની સ્થાપનાથી આ દેશના લોકોને પાશ્ચાત્ય સુધારાનો સંસર્ગ થયો કેળવણીના ફેલાવાથી વિદ્યાનું પુનરુજ્જીવન થયું અને પરિણામે બુદ્ધિનો જે પ્રકાશ થયો અને જે સુસંસ્કાર થયા તેથી ધર્મસબંધી વિચારોની પરીક્ષા થવા લાગી એ સર્વ વિચારો અવશ્ય રીતે આગળપાછળ વિવેકને પાત્ર થયા આ કસોટીમાં વહેમ ટકી શક્યા નહિ, ધર્મગુરુઓના શબ્દપ્રમાણથી થતું શાસન ટકી શક્યું નહિ જુના ચીલામાંથી છુટા થઈ બહાર નિકળેલા ચિત્તને પ્રતીતિ થઈ કે બંધ અડીને ચાળા કરવાથી તથા અર્થ વગરની ક્રિયાઓ કરવાથી ધર્મ સિદ્ધિ થતી નથી. વિશ્વના નિયંતા એક અદ્વિતીય સત્યસ્વરૂપ પરમાત્મા સાથે યોગ કરવાનો માર્ગ ખોળનાર આત્માના અભિલાષની શુષ્ક નિ સાર વિધિઓથી તૃપ્તિ થઈ શકી નહિ સ્થૂલ આકારવાળા

---

* લાહોરમાં મળેલી થીઇસ્ટિક કોન્ફરન્સમાં રા. રા રમણભાઈ મહીપતરામ નીલકંઠે તા ૨૩ ડીસેમ્બર ૧૯૦૯ ના રોજ ઉર્દૂમાં The Message and method of the Brahma Samaj એ વિષય ઉપર કરેલા ભાષણનો સાર

અને ઇન્દ્રિયસુખમાં પરાયણ થયેલા દેવના, ગણની ભાવના, વેર લેનારી, ચંડીસ્વરૂપ; લોહીની તરશી દેવીઓની ભાવના, વિષયાસક્તિથી ભરેલા અધમ પ્રકારના પૂજનવિધાનની ભાવનાઃ એ સર્વ ભાવનાઓ પ્રભુ-પ્રેમના પરમ ઉચ્ચ આવિર્ભાવથી વિરોધી જણાઈ, સત્યપ્રીતિના પરમ શુદ્ધ દર્શનથી વિરોધી જણાઈ. પુરાણોમાંના કલ્પિત વૃત્તાન્તો ઉપરથી શ્રદ્ધા ઉઠી ગઇ, અને પરદેશથી આવેલો એક ધર્મ બારણું ઠોકી પ્રવેશ માટે માગણી કરવા લાગ્યો.

પ્રસંગોની આવી ગંભીર સંધિની વેળાએ રાજા રામમોહનરાયે શુદ્ધ અને યુક્તિસિદ્ધ ધર્મભાવનાનો મહાન સંદેશો પ્રકટ કર્યો અને સત્ય સિદ્ધાન્તવાળા, સર્વને માટે એક જ હોય એવા વિસ્તારવાળા તથા પ્રાચીન ધર્મગ્રન્થોમાં જે જે યથાર્થ હોય તેના પાયાની મજ-બૂતીવાળા ધર્મનો તેમણે ઉપદેશ કર્યો. નવો અને આજ સુધી અજાણ્યો રહેલો ધર્મ શોધી કહાડ્યાનો કે ઉપજાવ્યાનો તેમનો દાવો નહોતો. તેમણે એ મહોટી ભાવનાનો આગ્રહથી ઘોષ કર્યો કે મનુ-ષ્યના આત્મામાં રહેલા અન્તર્દીપથી જે આજ્ઞા થાય છે અને બુદ્ધિથી જે વિવેક થાય છે તે સર્વોપરિ છે. સત્ય કાંઇ નવું શોધી કહાડવાનું નથી કે ઉપજાવવાનું નથી. સત્ય સનાતન છે મનુષ્યજાતિ જેટલી પ્રાચીન છે તેટલું સત્ય પ્રાચીન છે, અને તે સમસ્ત મનુષ્યજાતિની માલકીનું છે. સત્ય તે કોઇ અમુક ધર્મસંસ્થાપકની કે કોઈ અમુક પ્રજાની કે કોઇ અમુક દેશની ખાનગી માલકીનું નથી. સત્ય જો અમુક યુગમાં જ કે અમુક ખંડમાં જ પ્રાપ્ત થતું હોય તો તે સત્ય જ ન હોય. ઈશ્વર સર્વ મનુષ્યોને સત્યનું દાન કરે છે અને તે દાન સર્વ કાળે કરે છે. પરંતુ મનુષ્ય અભિમાનથી, નિર્બળતાથી, અજ્ઞા-નથી સત્ય ઉપર અસત્યના પડ બંધાવાદે છે અને પોતાની આસ-પાસ એવા ધુમાડા તથા ધુમ્મસ ઉપજાવે છે કે સત્યનો પ્રકાશ પરિપૂર્ણ રીતે દેખાતો નથી પણ ઝાંખો થઈ જાય છે. આવા અસત્યના પડ સામે અસંમતિ દર્શાવવા અને અંધકાર ભરેલી આ

છાયાઓ દૂર કરવા દુનિયામા વખતોવખત નવા ધર્મ માર્ગ ઉત્પન્ન થયા છે આ અસમતિવાદોમા બ્રાહ્મધર્મ સહુથી છેલ્લો છે, સહુથી વધારે શુદ્ધ છે અને સહુથી વધારે બળવાન છે

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।**
**अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥**

એ ભગવદ્ગીતાના શ્લોકમા કહેલો મનુષ્યાવતાર બ્રાહ્મધર્મને માન્ય નથી અવ્યય અજન્મ નિરાકાર પરમાત્મા કોઇ પણ કાળે શરીર ધારણ કરી ઉપાધિથી ઘેરાય એમ બનતું નથી તેના નિરાકાર નિરજન રૂપમા કોઇ પણ કાળે ફેરફાર થતો નથી માટે જ તે "અવ્યય" કહેવાય છે પરંતુ, એ શ્લોકમા કહેલુ **आत्मानं सृजामि** પદ બીજા અર્થમા વાપરીને બ્રાહ્મધર્મના ઉદ્દેશ દર્શાવી શકાય એ શ્લોકમા એ અર્થ ઉદ્દિષ્ટ નથી અને એ શ્લોક પ્રમાણરૂપે આપણે લેતા નથી પરંતુ, એ શ્લોકમાની ભાષા ગ્રહણ કરી કહી શકાય કે જે ધર્મ સનાતન છે, જે સત્ય સદૈવ એવું એ જ છે તે જ્યારે જ્યારે આવરણથી છવાઇ જાય છે અને વિસારે પડે છે તથા અધર્મ પ્રસરે છે ત્યારે ત્યારે ઇશ્વરનું સત્યતત્ત્વ ફરીથી પ્રકાશિત થાય છે અને બળવાન થઈ ઉદ્દીપ્ત થાય છે, મનુષ્યોમા સદ્ધર્મ તરફ પ્રવૃત્તિ થાય છે, અને મનુષ્યો ફરી સન્માર્ગે ગતિ કરવા માડે છે દિવ્યતાના આ નિધાન જગત્પિતાની કૃપાના અખુટ ભડારની વિશેષ ખાતરી કરાવે છે ભૂલા પડેલા મનુષ્યને સહાય થઈ તેને સત્ય માર્ગે ચઢાવવા ઇશ્વર સદૈવ તત્પર છે, પાપમગ્ન મનુષ્યનો ઉદ્ધાર કરવા તે નિરતર સન્મતિનું પ્રેરણ કરે છે, સતાપ કરી શુદ્ધ થતા મનુષ્યને બળ આપે છે અને એ રીતે પાપક્ષમાનો માર્ગ યોજે છે, જ્યારે ગાઢ અધકાર વ્યાપી રહેલ હોય છે ત્યારે તેના ઉજ્વળ પ્રકાશના કિરણો અધકારને ખસેડવા પ્રવૃત્તિ કરે છે.

આ રીતે, બ્રાહ્મધર્મનો ઉદ્દેશ એ છે કે મનુષ્ય ચિત્તને સ્વતત્ર કરવુ, અને તે માટે જડતા અધમના વહેમ, ભ્રાન્તિ, એ સર્વના જે

છોડ, [િ]ન્ય સત્યના ગમ પર અને અ મપામ ઉગી ગયા છે તેનો સર્વથા ઉચ્છેદ કરવો, એ અસત્યો ગમે તેટલા જુના હોય, ગમે તેટલા લોકપ્રિય થયા હોય ગમે તેણે જે [િ]વનાર પામ્યા હોય તો પણ તેનો સમૂળગો નાશ કરવો. સ્વતંત્ર વિવેક અને સ્વતંત્ર આચારના મનુષ્યના સમ્બંધ વિશે ગુમન નન સત્યનાન પરમ નારકે અને પરમ પ્રતિમન રૂપે સ્થાપિત કરવાનો બ્રાહ્મધર્મનો પ્રયાસ છે એ હતુની સિદ્ધિ કરવા બ્રાહ્મધર્મ પ્રતિપાદન કરે છે કે જે વાતનુ અન્તર્દીપથી પ્રમાણ ન થાય એને જે વાત બુદ્ધિને યુક્તિ સગ ન જણાય તે સત્ય હોઇ શકતી નથી સત્યપ્રાપ્તિ માટે ઇશ્વરે મનુષ્યને અન્તર્દીપ અને બુદ્ધિના સાધન આપ્યા છે અને તે વડે જ સત્ય જણાય છે કોઇ શબ્દપ્રમાણ કોઈ ગ્રન્થ કોઇ ભવિષ્ય વાણી અન્તર્દીપની આજ્ઞા અને બુદ્ધિના વિવેકને સ્થાનભ્રષ્ટ કરી શકતા નથી સત્યનો નિર્ણય પોતે જાતે કરવાનો અને પોતે જાતે ખાનગી રીતે સત્ય ગ્રહણ કરવાનો પ્રત્યેક મનુષ્યને અધિકાર છે પ્રત્યેક મનુષ્યને પોતાને ધર્મની સત્યતાની પ્રતીતિ થાય છે માટે તેણે તેનો સ્વીકાર કરવાનો છે બીજા કોઇએ કહ્યુ કે તે સત્ય છે અથવા બીજા કોઇએ તેનો સ્વીકાર કરવાની આજ્ઞા કરી, એ કારણથી તેનો સ્વીકાર કરવાનો નથી આ સિદ્ધાન્ત દર્શાવી બ્રાહ્મધર્મ પ્રતિપાદન કરે છે કે દરેક મનુષ્યાત્મામા ઇશ્વરનો આવિર્ભાવ (revelation) થાય છે તે માટે મનુષ્ય દિવ્યતાનો અધિકારી છે એ આવિર્ભાવ માત્ર થોડા પેગમ્બરો અવતારો અને દ્રષ્ટાઓના અન્તરમા જ થાય છે, અને બીજા સર્વ મનુષ્યોના અન્તર એ આવિર્ભાવથી [િ]વર વિહીન રહે છે,–એમ બનતુ નથી

ઇશ્વરના આવિર્ભાવના, ઇશ્વરની દિવ્યતાની મુદ્રાના ઇશ્વરના પ્રેમના સર્વ મનુષ્યો અધિકારી હોઈ સર્વ ઇશ્વરના બાળક છે માટે, સર્વ વચ્ચે સમાનતા તથા ભ્રાતૃભાવ હોવા જોઇએ, કોઇ મનુષ્યો જન્મથી કે જાતિથી નીચા, અસ્પૃશ્ય કે તિરસ્કારપાત્ર નથી, સર્વ મનુષ્યો એક બીજાના બંધુ છે, સર્વ મનુષ્યો એક બીજાના પ્રેમ

પાત્ર છે, સર્વ મનુષ્યોને જ્ઞાન મેળવવાનો તથા ઉન્નતિ પ્રાપ્ત કરવાનો સરખો હક છે, એ પ્રતિપાદન કરવાનો પણ બ્રાહ્મધર્મનો ઉદ્દેશ છે વહેમના, જાત્યભિમાનના, જડપૂજાવિધાનના, શબ્દપ્રમાણના, ધર્મગુરુ સ્વર્ગના અવિચારી અંકુશના બંધનમાંથી મનુષ્યચિત્તને મુક્ત કરી તેને અન્તર્દીપ તથા બુદ્ધિના ઇશ્વરદત્ત સાધનો દ્વારા સ્વતંત્ર ઉલ્લાસમાં ગતિ કરવા દેવી અને એ રીતે મનુષ્યાત્માને પોતાની મેળે પરમાત્માને ઓળખવાને સમર્થ કરવો, પરમાત્માની પરમ શુદ્ધ ભક્તિમાં મગ્ન થવા દેવો, સર્વ મનુષ્યો વચ્ચે ભ્રાતૃભાવ સ્થાપવો, અને શુદ્ધધર્મમાર્ગમાં અવરોધ કરનાર જે આચારવિચાર હોય તેને દૂર કરવા એ બ્રાહ્મસમાજનો આ રીતે ઉદ્દેશ છે

ધર્મના સનાતન સત્યો શી રીતે શોધી કહાડવા, મનુષ્યની નિર્બલતાને લીધે એ સત્યો ઉપર ફરી વળેલા અસત્યના પડ દૂર કરી સત્યનો શુદ્ધ પ્રકાશ શી રીતે મેળવવો,–એ માટે કયી પદ્ધતિ બ્રાહ્મસમાજ ગ્રહણ કરે છે, તે તરફ હવે દૃષ્ટિ કરીશું "શાસ્ત્રાર્થ કરવાની" પદ્ધતિ (method of interpretation) બ્રાહ્મસમાજને ગ્રાહ્ય નથી, અર્થાત્ ધર્મપુસ્તકોના વચનોનો અમુક ઇષ્ટ અર્થ કરી તે અર્થ માટે તે પુસ્તકોને શબ્દપ્રમાણ ગણવા એ પદ્ધતિ બ્રાહ્મસમાજને ગ્રાહ્ય નથી આવી પદ્ધતિમાં, અમુક ઇષ્ટ અર્થ પ્રથમથી સ્વીકારી લેવામાં આવે છે અને તે અર્થ ખરો ઠરાવવા "શાસ્ત્રાર્થ કરવાનો" સર્વ પ્રયાસ વાપરવામાં આવે છે આ રીતે ઇષ્ટ ગણેલો અર્થ સંસ્કારોથી, લાગણીઓથી કે બુદ્ધિવ્યાપારથી પ્રથમ નક્કી થાય છે અને શાસ્ત્રો તેના આધાર માટે પ્રમાણભૂત ગણવામાં આવે છે વળી, શાસ્ત્રવચનના અનેક અર્થમાંથી કયો અર્થ સ્વીકાર્ય છે એ નિરૂપણમાં આખરે બુદ્ધિનો વિવેક જ પ્રમાણભૂત થાય છે

વિરોધી સિદ્ધાન્તોને અવિરોધી તરીકે દર્શાવવાની પદ્ધતિ (method of syncretism) પણ બ્રાહ્મસમાજને ગ્રાહ્ય નથી.

મનુષ્યો વિચારવ્યાપારમા જુદા જુદા મત, જુદા જુદા સિદ્ધાન્ત, જુદા જુદા દર્શન સ્થાપે છે, અને એ રીતે થયેલા વિચાર એકબીજાથી તદ્દન ઉલટા અને વિરોધી છતા તે વિચારો એક રૂપના છે એમ "ઘટાવવુ" એ પ્રયાસ પણ અયુક્ત છે. વિચારોને તેમના વાસ્તવિક રૂપમાથી મરડવાના એવા પ્રયત્ન કદી સફળ થતા નથી. વળી, જે રૂપ તેમને આપવાનો પ્રયત્ન થાય તે રૂપ બુદ્ધિવ્યાપાર દ્વારા પ્રથમ ખરૂ ઠરાવવામા આવે ત્યાર પછી તે રૂપ જુદી જાતના વિચારોનું પણ છે એવી દલીલ કરવામા આવે છે, અને તેથી આખરે બુદ્ધિના વિવેક વિના છુટકો નથી. બુદ્ધિના વિવેકથી જ નિર્ણય કરવાનો છે ત્યા શુ સત્ય છે, ક્યા વિચાર ખરા છે, એ નિર્ણય જ કરવો ઇષ્ટ છે, અને અમુક વિચાર સત્યથી વિરુદ્ધ નથી એમ ઘટાવવાનો પ્રયત્ન નકામો છે.

બ્રાહ્મસમાજની પદ્ધતિ સર્વ ધર્મોમાથી સાર ગ્રહણ કરવાની છે. ( method of eclecticism ) એમ કહેવામા આવે છે, પણ આ વ્યાખ્યા પરિપૂર્ણ નથી. પ્રત્યેક ધર્મના સિદ્ધાન્તો તે તે ધર્મની વિશેષ ભાવનાને આધારે સ્થપાયેલા હોય છે અને તે તે ધર્મના વિચારોના વિશેષ બંધારણમા મકળાયેલા હોય છે. તેથી, જુદા જુદા ધર્મોમાથી થોડા થોડા સિદ્ધાન્તો પસદ કરી જુદા પાડવામા આવે તો એવા સંગ્રહમા ધર્મવિચારો કોઈ પણ ભાવનાના આધાર વગરના રહે, પરસ્પર સબધ થાય નહિ, જુદા જુદા વૃક્ષોમાથી કાપીને એકઠી કરેલી ડાળો જેમ થડ વગરની હોઈ સાથે ઉગે નહિ તેમ એવા વિચારો તત્ત્વજ્ઞાનથી વિહીન હોવાથી તે વડે વિચારઘટના બાધી શકાય નહિ: આવો વાધો સારગ્રહણની પદ્ધતિ સામે લેવામા આવે છે. પરંતુ, બ્રાહ્મસમાજની પદ્ધતિ આ પ્રકારના સારગ્રહણની નથી, મનુષ્યજાતિમા ધર્મભાવના રહેલી છે તેની પ્રેરણાથી મનુષ્યમાત્ર ધર્મવિષયમા પ્રવૃત્ત થાય છે માટે તે ધર્મભાવનાનું શુદ્ધ સ્વરૂપ શોધી કહાડી તેનો સ્વીકાર કરવો એ બ્રાહ્મસમાજની પદ્ધતિ છે. એ

ધર્મભાવનાથી પ્રેરિત થયા છતા મનુષ્યોએ પોતાની નિર્બળતાથી ભ્રમમાં પડી ધર્મ સાથે અધર્મને ભેળી દીધો છે, સત્ય સાથે અસત્યને ભેળી દીધું છે, અને તે અધર્મ તથા અસત્ય જુદું પાડવામા આવે તો સર્વ ધર્મવિચારોમા એનીએ ધર્મભાવના મૂળ પ્રરોહરૂપે જણાઈ આવે માટે બ્રાહ્મસમાજ અનેક ધર્મોના સિદ્ધાન્તોની પરીક્ષા તથા સરખામણી કરે છે. પ્રથમ કહ્યું છે કે ઇશ્વર સત્યનું દાન સર્વને કરે છે. તેથી ધર્મભાવના સર્વને પ્રતીત થાય છે, કોઇ અમુક દેશના કે અમુક પ્રજાના ધર્મમાર્ગમા જ ધર્મભાવના રહેલી છે એમ નથી. તેથી, અનેક દેશોના ધર્મમાર્ગોમાં અન્વેષણ કરતા સર્વમા એનીએ ધર્મભાવના જડી આવે છે. સર્વ ધર્મોમા જે સિદ્ધાન્તો અસત્યના અને ભ્રાન્તિના ઓછામા ઓછા મિશ્રણવાળા છે, ઉચ્ચતાના વધારેમા વધારે અંશવાળા છે, અન્તર્દીપ અને બુદ્ધિ-વિવેકની કસોટીમાથી સહુથી ઓછી ન્યૂનતાથી નિકળી આવે એવા છે, તેનુ જ્ઞાન તથા તેનો મુકાબલો આ રીતે શુદ્ધ ધર્મભાવનાના નિર્ણય માટે ઉપયોગી થાય છે, અને તે માટે, બ્રાહ્મસમાજ સર્વ ધર્મોના ઉત્તમ અંશો તરફ દૃષ્ટિ કરે છે. વૃક્ષની ઉપમા લઇએ તો અનેક વૃક્ષોમાથી ડાળા પાદડા પસંદ કરી એકઠા કરવામા આવતા નથી, એનાએ એકેક વૃક્ષની અનેક ડાળો અને પાદડા ઉપર જાળા, સેવાળ, ઉધાઈ લાગી ગયા છે, ડાળો ઉપર બીજા પ્રરોહ ઉગી ગયા છે, પાદડા ઉપર ઇયેળો થઇ છે, કોહ્યા થયા છે, અને એ રીતે વૃક્ષને અનેક રીતે બાધાઓ થઈ છે. એ સર્વમાથી વૃક્ષનું મૂળ સ્વરૂપ શોધી કહાડવા સારૂ તેના જુદા જુદા ડાળા અને જુદા જુદા પાદડાની પરીક્ષા તથા સરખામણી કરવાની જરૂર છે. સર્વમા જ્યા જ્યા કોઇ ભાગ શુદ્ધ સ્વરૂપે ઘણે અંશે રહેલો હોય ત્યા તે ઉપર ખાસ લક્ષ દેવાની જરૂર છે. તેથી, એક રસના પોષણ વિનાના અસંબદ્ધ વિચારો એકઠા કરવાની પદ્ધતિ બ્રાહ્મસમાજ ગ્રહણ કરે નથી પણ મનુષ્યજાતિના મનમા એક

જ ધર્મભાવના હોવાથી તે ભાવનાનાં શુદ્ધ સ્વરૂપ ત્યાં ત્યાં જણાય, જે જે ધર્મમાં અમુક સિદ્ધાન્તો અન્તર્દીપ અને બુદ્ધિવિવેકને અનુસારી જણાય ત્યાં ત્યાં તેને સ્વીકાર્ય રૂપે દર્શાવવાનો, અનેક ધર્મોમાંથી મળતા આવતા સિદ્ધાન્તોને દોહન કરવાનો બ્રાહ્મસમાજ પ્રયત્ન કરે છે. આ પ્રકારે ધર્મભાવનાનું, શુદ્ધ સ્વરૂપ એવું પ્રાદુર્ભૂત થાય છે કે જગતનો કર્તા અને નિયંતા ઇશ્વર છે, ને પરમાત્મા છે અને મનુષ્ય અલ્પઆત્મતત્ત્વવાળો જીવાત્મા છે. ઈશ્વર સેવ્ય અને ઉપાસ્ય છે, મનુષ્યને સદસતનું જ્ઞાન છે અને તેના ઉપયોગ માટે મનુષ્ય જવાબદાર છે, મૃત્યુ પછી પરકાળ છે અને મનુષ્યનો આત્મા અમર છે, પરમાત્માના પરમ સત્ય, પરમ જ્ઞાન, પરમ આનન્દના થોડા અંશ મનુષ્યમાં છે અને વધારે અંશની પ્રાપ્તિનો મનુષ્યને અવકાશ છે. આ ધર્મભાવના પક્ષીની પ્રજા કરનાર, પ્રેત સાથે અન્ન અને શસ્ત્ર દાટનાર, સૂર્ય કે ચંદ્રના ગ્રહણ સમયે મનુષ્યના કાંઇ અપરાધથી અનિષ્ટ થયાનું માની ભય પામનાર જંગલી મનુષ્યોના વિચારોમાં પણ રહેલી છે એ વિચારોમાં પણ મનુષ્યથી કોઇ મ્હોટા બળના અસ્તિત્વનો સ્વીકાર અને તે તરફનો પ્રેમભાવ રહેલો છે, પરકાળની અને તેમાના શ્રેયની ભાવના રહેલી છે, કર્તવ્ય–અકર્તવ્યની જવાબદારીની ભાવના રહેલી છે પરંતુ, અજ્ઞાન અને ભ્રાન્તિથી એ ભાવનાના શુદ્ધ સ્વરૂપ ઢંકાઈ ગયેલા છે.

ધર્મભાવનાના શુદ્ધ સ્વરૂપનો નિર્ણય કરવાની આ પદ્ધતિને સારગ્રહણની પદ્ધતિ (eclectic method) કહેલી એ પરિપૂર્ણ રીતે યથાર્થ નથી. સરખામણીની પદ્ધતિ ( comparative method ) નો ઉપયોગ કરી સંવાદ શોધી કહાડવાની પદ્ધતિ ( method concord ) લઇ, સંવાદ ઉપરથી આગાડી જઈ ઐતિહાસિક પદ્ધતિ ( historical method ) વડે તથા વિવેચક પદ્ધતિ (critical method ) વડે ધર્મવિચારોના પાયા શોધી કહાડવાની પદ્ધતિ ( method of foundations )

બ્રાહ્મસમાજ ગ્રહણ કરે છે અને ઉપર રહેલા સાર દ્વાર અન્દર રહેલા તત્ત્વનું ગ્રહણ કરે છે. એ જ અર્થમા બ્રાહ્મસમાજ સારગ્રહણની પદ્ધતિનુ અનુસરણ કરે છે. એ પદ્ધતિથી દુનિયામા એકેશ્વરવાદ અનેક નામે સ્થાપિત થાય છે હિંદુસ્તાનમા તે બ્રાહ્મધર્મ કહેવાય છે, યુરોપમા તે "થીઈઝમ" અથવા "લિબરલ રિલિજ્યન" કહેવાય છે, અમેરિકામા તે "યુનિટેરીએનિઝમ" કહેવાય છે, ઇરાનમા તે "બહાઈઝમ" કહેવાય છે સર્વત્ર અસત્યના પડ ખસડી સત્યની સનાતન ભાવના સ્થાપિત કરવા પ્રવૃત્તિ થાય છે અને ઈશ્વરકૃપાથી તે પ્રવૃત્તિ સર્વત્ર વિજયવત થશે.



# ટાઈટેનિક આગબોટનું ડુબવું*

ગઈ તા. ૧૫ મી એપ્રિલે 'ટાઈટેનિક' નામે ગંજાવર આગબોટ ઇંગ્લાંડથી અમેરિકા જતા ન્યુ ફાઉન્ડલેન્ડના ટાપુથી કેટલેક દુર બરફના તરતા ડુંગર સાથે અથડાવાથી ભાંગી અને તેમાના ઉતારૂઓ તથા વહાણવટીઓમાથી માત્ર સાતસેં માણસ બચ્યા અને બાકીનાં આસરે સોળસેં માણસ દરિયામા ડુબી ગયા. મહાભયકર બનાવ બહુ દુ:ખકર લાગણી ઉત્પન્ન કરે છે. પરંતુ, ચિત્તમા દુ:ખ ખમીને જ અટકવુ એ યથાર્થ નથી આ અકસ્માતથી અકાળ મૃત્યુ પામનાર મનુષ્યો માટે અને તેમના મૃત્યુથી દુ:ખી થનાર તેમના સગા સ્નેહીઓ માટે આપણને ઉંડી દિલગીરી થાય છે. તેજ પ્રમાણે એ વિપત્તિને પ્રસગે આગબોટમાથી બચવા સારૂ ઉતારેલી હોડીઓમા પહેલા સ્ત્રીઓ અને બાળકોને મુક્યા, અને પછી પુરૂષોને મુક્યા, ગરીબ તવગરનો ભેદ ન ગણતા સહુ વારા પ્રમાણે શાન્તિથી ઉતર્યાં, જેમને માટે હોડીઓમા જગા ન રહી તેઓ ડુબતા વહાણમા ધૈર્ય રાખી ઉભા અને 'Nearer my God to Thee' ('મારા પ્રભુ, તારી વધારે પાસે આવીએ છીએ') એ સ્તોત્ર વાદ્ય સાથે ગાતા ગાતા ડુબ્યા, વહાણનો કપ્તાન પાણીમા ગરક થઇ ગયો ત્યા સુધી પોતાની જગાએથી ખસ્યો નહિ, કેટલીક સ્ત્રીઓએ પોતાના પતિને મુકી હોડીમા ન જતા પતિ સાથે ડુબવાનુ પસદ કર્યું એ સર્વ વૃત્તાન્ત મનુષ્યજાતિમા રહેલા ઉમદાપણાનુ અને ઇશ્વર શ્રદ્ધાનુ દર્શન કરાવે છે અને ઉચ્ચભાવનાની પ્રેરણાનુ આશ્વાસન દઈ દુ:ખની તીવ્રતા ઓછી કરે છે બીજો બોધ એ થાય છે કે મનુષ્યનું જ્ઞાન

---

* અમદાવાદ પ્રાર્થના સમાજમા રા. રા. રમણભાઇ મહીપતરામ નીલકંઠે તા. ૨૧ એપ્રિલ ૧૯૧૨ ના રોજ કરેલા ઉપદેશનો સાર.

અને મનુષ્યની શક્તિ અપૂર્ણ છે આ આગબોટ ડુબે નહિ એવી ખાસ યોજનાઓ ભારે ખર્ચથી બાંધકામમા કરેલી હતી અને એ અભિમાનનો વિષય હતો પરન્તુ, ગમે તેટલી હિમ્મતથી કરેલુ મનુષ્યનુ અભિમાન ગમે ત્યારે ભાગી પડે તેમ છે એ સ્થિતિનુ વિસ્મરણ થતુ હોય તો તે આ આગબોટની હકીકત દૂર થાય છે એક એકથી મ્હોટી ગજાવર આગબોટો બંધાતી જતી હતી પણ, હવે સમજાયુ છે કે આગબોટોના કદની પણ કાંઇ હદ બાંધવાની જરૂર છે દરેક આગબોટમા બેસે એટના બધા ઉતારૂઓ પુરતી હોડીઓ હોવી જોઇએ અને તારના દોરડા વગર આકાશમા વીજળીના સંદેશા મોકલવાની ગોઠવણ હોવી જોઇએ એ વાત ઉપર સબળ રીતે ધ્યાન ખેંચાયુ છે આમ દુખનો પ્રસગ પણ આનુષંગિક ઉપયોગિતા વિનાનો નથી રહ્યો

મહાસાગર અનેક રત્નોને પોતાના ઉદરમા દાબી રાખે છે, અને, વખત આવે નરરત્નોને પણ ગળી જાય છે 'ટાઇટેનિક' મા એક નરરત્ન હતુ તે પણ આ વેળા મહાસાગરનો ભોગ થઇ પડ્યુ છે 'રિવ્યુ ઓફ રિવ્યુઝ' નામે ઇગ્રેજી માસિક પત્રના અધિપતિ મિ વિલિયમ સ્ટેડ 'ટાઇટેનિક' મા બેસી અમેરિકા જતા હતા તે પણ સોળસે માણસો સાથે સમુદ્રની અગાધતામા લુપ્ત થઇ ગયા છે તેઓ ખ્રીસ્તી ધર્મના નોન-કોન્ફર્મિસ્ટ સપ્રદાયના હતા, અર્થાત્ રાજ્યવ્યવસ્થાથી સ્થપાયેના સપ્રદાયની ભિન્ન પથના હતા એ પથના અનુયાયીઓ પવિત્રતા, સાદાઇ અને સ્વતત્રતાનો દઢ આગ્રહ પ્રત્યેક આચાર પરત્વે કરે છે અને એ રીતે તેઓ ઇગ્લાડની પ્રજાની ઉચી ભાવનાના સબળ મૂતરૂપ છે મિ સ્ટેડના જીવનમા એ ગુણો પ્રધાનપણે પ્રત્યક્ષ થયા હતા અને, સ્વદેશમા, જ્યા દુરાચાર, અત્યાચાર, અન્યાય, કે જુલમ થતો હોય ત્યા તે દૂર કરવાના પ્રયાસ કરવા તેઓ ખરી લાગણીથી ઉદ્યુક્ત થતા હતા એમના મૃત્યુથી

[illegible]

આ પ્રસંગે એ વાત સ્મરણમા રહેવી જોઇએ કે ઇશ્વર સર્વ શક્તિ માન તથા પરમ દયાળુ છતા આવા બનાવ કેમ કરે છે એ શંકા ખોટી તથા ભ્રાન્તિમય છે. ઇશ્વર જગતને નિરંતર સુખ તથા કલ્યાણને માર્ગે લઇ જાય છે. ઇશ્વરકૃપાથી દુનિયામા દુ:ખ-નિવારણના, સુખના તથા સલામતીના સાધનો વધતા જાય છે. વૈદકજ્ઞાનના અને સૃષ્ટિજ્ઞાનના ઉત્કર્ષથી આ બાબતોમા ઘણું સામર્થ્ય મનુષ્યોને પ્રાપ્ત થયુ છે. મનુષ્યો જ્યા પ્રથમ નિરુપાય હતા ત્યા મનુષ્યોના જીવ બચાવવાના ઘણા સાધન હાથ લાગ્યા છે. વહાણની મુસાફરીમા જે અનિશ્ચિતતા અને બીનસલામતી હતી તે આગબોટની શોધથી જતી રહી છે. તાર વગર વીજળીના સદેશા મોકલાય એ શોધથી હવે દરિયામા કોઈ વહાણ એકલુ પડી જાય અને તેના સકટની કોઇને ખબર પડે નહિ એમ રહ્યુ નથી. મનુષ્યજાતિ ઠોકર ખાતી ખાતી પણ વધારે જ્ઞાન અને વધારે સિદ્ધિ પામતી જાય છે એમા સંશય નથી. આખા વિશ્વની ઘટના ઇશ્વરની દયાળુતાની સાક્ષી પૂરે છે. મનુષ્યોનું ખરૂ સુખદુ:ખ શામા છે તે ઇશ્વરજ જાણે છે અને પોતાને યોગ્ય લાગે તેમ તે કલ્યાણમય દૃષ્ટિએ કરે છે.

મહાસાગરમા મગ્ન થયેલા એ સર્વ મનુષ્યોના આત્માને ઇશ્વર સનાતન શાન્તિ આપો.



# અનુભવરૂપ ધર્મ*



એમ કહેવામા આવ્યુ છે કે Religion is not a creed but an experience, ' ધર્મ તે સિદ્ધાન્ત નથી પણ અનુભવ છે ' એ વાક્યમા રહેલા અર્થ વિશે વિવેચન કરીશુ ઇશ્વરનું સ્વરૂપ કેવુ છે, ઇશ્વરનો અને મનુષ્યનો સબંધ કેવો છે, મનુષ્યના આત્માનુ કલ્યાણ કેવે પ્રકારે થાય છે, મનુષ્યના શા કર્તવ્ય છે એ વગેરે વિષયોના સિદ્ધાન્તનુ જ્ઞાન ધર્મ માટે આવશ્યક છે, પણ, તે સિદ્ધાન્તોનુ જ્ઞાન તે ધર્મ નથી, એ સિદ્ધાન્તો જાણ્યા એટલે મનુષ્ય ધાર્મિક થયો એમ બનતુ નથી ધર્મ તે આત્માનું ધારણ—ગધારણ છે, અને આત્મા અમુક અશ ગ્રહણ કરે, આત્માનુ જીવન અમુક પ્રકારનુ થાય, ત્યારે, આત્મામા ધર્મનો ઉદય થયો છે એમ કહી શકાય મનુષ્યાત્મા અને પરમાત્મા બન્નેમા આત્મા છે, મનુષ્યનો આત્મા ઇશ્વર જેવો મહાન નથી, પરતુ, આત્મત્વમા તે ઇશ્વરને મળતો છે, અને, ઇશ્વરના પરમાત્મસ્વરૂપને અનુકૂલ થવાથી મનુષ્યનું આત્મત્વ ટકે છે તથા ઉચ્ચત્વ પામે છે મનુષ્યાત્માના જીવનનો આદર્શભૂત તે પરમાત્મા છે ઇશ્વરના સત્ય, જ્ઞાન, આનંદ, શાતિ, પ્રેમ, પવિત્રતા વગેરે અશોના બીજ મનુષ્યના આત્મામા હોય છે મનુષ્યનું જીવન દુર્વિચાર અને દુર્વિકારથી ભરાઇ જાય છે તો એ બીજ ઢકાઇ જાય છે અને સુકાઇ જાય છે, પરતુ, તેમ ન હોતા મનુષ્ય ઇશ્વરના એ અશોનો અનુભવ થાતુ ગમે અને વધારે, પોતાના આત્માનું જીવન ઇશ્વરને અનુકૂલ કરી એ સર્વ બીજનો વિકાસ કરે, તો આત્માનું યોગ્યતામા ધારણ થાય છે, આત્માને ધર્મ પ્રાપ્ત થાય છે આ રીતે, ધર્મ તે મનુષ્યાત્મામા ઇશ્વરના

* અમદાવાદ પ્રાર્થનાસમાજમાં રા રા રમણભાઇ મહીપતરામ નીલકંઠે તા ૨ જી ફેબ્રુઆરી ૧૯૧૩ ને દિવસે કરેલુ વ્યાખ્યાન

અંશોનો સાક્ષાત્કાર છે, ઇશ્વરના ગુણોનો અનુભવ છે, પરમ, આદર્શને અનુકૂલ જીવન છે

આત્માએ કયા અંશો ગ્રહણ કરવાના છે, કયા ગુણોનો અનુભવ કરવાનો છે. પોતાનુ જીવન કયા આદર્શને અનુકૂલ કરવાનુ છે. એ સર્વનુ જ્ઞાન અવશ્યત્ત જરૂરનુ છે. પરન્તુ એ જ્ઞાન તે એ સિદ્ધિ નથી આત્માએ માર્ગ તે અંશો–તે ગુણો જાણ્યા, માત્ર તે આદર્શ જોયો, એટલે આત્માએ તે અંશો–તે ગુણો પોતાનામા ગ્રહણ કર્યા અને આત્મા તે આદર્શને અનુકૂળ થયો, એમ બનતુ નથી. એ સિદ્ધિ માટે આત્મામા તન્મય અનુભવ ઉદિત થવો જોઇએ, આત્મામા તન્મય જીવન ચાલવુ જોઈએ. શારીરિક જીવનનુ ઉદાહરણ લઇએ તો, અન્ન કેવી રીતે પચે છે, અન્ન પચવા માટે કેવી ક્રિયા થવી જોઇએ, અન્ન પચતી વેળા શુ થાય છેઃ એ હકીકતના જ્ઞાનથી અન્ન પચતુ નથી અન્ન પચી શકે એવા રૂપમા લેવામા આવે, અને અન્ન પચે એવી તન્દુરસ્તી જાળવવામા આવે તે માટે એ જ્ઞાન ઉપયોગી થઇ પડે છે પરન્તુ, એ જ્ઞાન તે પાચનક્રિયાને નથી અને એ જ્ઞાનથી પાચનક્રિયા થતી નથી

યોગ્ય રૂપમા અન્ન લેવામા આવે અને યોગ્ય રીતે તન્દુરસ્તી જાળવવામા આવે તો પાચનક્રિયા થાય છે પાચનક્રિયા તે જ્ઞાનથી તેમ જ ઉપાયોથી જુદી જ વસ્તુ છે, પાચનક્રિયા તે શરીરમા થતો વાસ્તવિક અનુભવ છે, શરીરમા ચાલતો જીવનવ્યાપાર છે

પાચનક્રિયા એ અનિચ્છાપૂર્વક થતો ( involuntary ) શારીરિક વ્યાપાર છે. એથી આગળ વધી ઇચ્છાપૂર્વક થતા ( voluntary ) માનસિક વ્યાપારનુ ઉદાહરણ લઇયે સત્ય તે શુ છે, સત્ય બોલવાની કેવી આવશ્યકતા છે, સત્યના અનુસરણથી કેવી ઉન્નતિ થાય છે, સત્યનુ અનુસરણ કેવે કેવે પ્રકારે અને કેવી કેવી મુશ્કેલીઓ ઓળંગીને પણ કરવુ જોઇએ, મહાન પુરુષો સત્યને કેવી રીતે વળગી રહ્યાના કેવા કેવા દાખલા બન્યા છેઃ એ સર્વ વસ્તુસ્થિ-

તેનુ જ્ઞાન જેને થયુ તે સત્યવાદી થઇ ગયો એમ બનતુ નથી એ વિષયનુ સંપૂર્ણ જ્ઞાન ધરાવનારા પણ અસત્યવાદી હોય છે. સત્યશીલપણ પ્રાપ્ત કરવામા એ જ્ઞાન બહુ ઉપયોગી થઈ પડે છે એ ખરુ છે, પણ, એ જ્ઞાન તે સત્યવાદીપણુ નથી. જેને માત્ર એ જ્ઞાન હોય તે સત્યવાદી છે એમ કહી શકાતુ નથી સત્યના જ્ઞાનને અનુકૂળ અનુભવ આત્મામા ઉદિત થાય, આત્માનુ જીવન સત્યમય ચાલે ત્યારે આત્માને સત્યની પ્રાપ્તિ થાય છે. સત્ય તે સત્યના જ્ઞાનથી અને સત્યપ્રાપ્તિના ઉપાયોથી જુદી જ વસ્તુ છે

તે જ પ્રમાણે, ધર્મ તે ધર્મના જ્ઞાનથી અને ધર્મપ્રાપ્તિના ઉપાયોથી જુદી જ વસ્તુ છે ધર્મ તે આત્મામા થતો વાસ્તવિક અનુભવ છે, આત્મામા ચાલતો જીવનવ્યાપાર છે. આરંભમા ઉતારેલા વાક્યનો આ અર્થ છે

આ વાતની ઘણી વેળા વિસ્મૃતિ થાય છે. અને માત્ર શુષ્ક જ્ઞાન તે ધર્મ છે એમ માની લેવામા આવે છે આ ભૂલનું પરિણામ એ થાય છે કે *ચારિત્ર્યનુ—આત્માના ઉચ્ચ જીવનનુ—મહત્ત્વ ઘટી જાય,* છે અને, જે માણસે બુદ્ધિના પ્રયત્નથી ધર્મ વિશે જ્ઞાન મેળવ્યુ હોય તે લોભી હોય, ક્રોધી હોય, તામસી હોય, દુરાચારી હોય, ઉદારતાહીન હોય, તો પણ તે ધાર્મિક ગણાય છે ધાર્મિકતા તે શું છે એની વ્યાખ્યા તે કરી શકતો હોય તો તેનામા ધાર્મિકતા આવી છે એમ માની લેવામા આવે છે આ માટે, એ વાત મનમા ખાસ ઠસાવવાની જરૂર છે કે સિદ્ધાન્તજ્ઞાન તે ધર્મ નથી. ધર્મના સિદ્ધાન્તો ખરા માનીને સ્વીકારવા એ પણ ધર્મ નથી એવો સ્વીકાર બુદ્ધિની ખાતરીથી થયો હોય તો પણ તે ધર્મ નથી. એ સર્વમા માત્ર બુદ્ધિવિષયક ( intellectual ) વ્યાપાર રહેલો હોય છે. અને, આધ્યાત્મિક ( spiritual ) વ્યાપાર વિના ધર્મનો ઉદય થતો નથી. આધ્યાત્મિક જીવન જીવવુ એ ધર્મ છે આત્માનો પરમાત્મા સાથે યોગ ( communion ) કરવાથી આત્મામા પરમાત્માની

દિવ્યતાનો સચાર થાય છે, પરમાત્માના અમૃતનો પ્રવાહ આત્મામા દાખલ થાય છે, પરમાત્માએ આત્મામા મુકેલા અકુરોનો ઉલ્લાસ થાય છે, આત્મામા એવુ સત્ય, એવુ જ્ઞાન, એવો આનદ, એવી શાન્તિ, એવો પ્રેમ, એવી પવિત્રતા ખીલી રહે છે કે જેથી તેમા અતિશય યતો નથી અને આત્મા ઉચ્ચ સ્વરૂપમા ટકી રહે છે આવી સ્થિતિ પ્રાપ્ત થઈ હોય છે ત્યારે આત્મામા ધર્મની સક્રાન્તિ થઇ છે એમ કહી શકાય છે

આ રીતે, ઈશ્વરપરાયણતાનો અનુભવ ઇશ્વરપરાયણ જીવન એ ધર્મ છે નરસિંહ મહેતા, તુકારામ, ઇસુ ખ્રિસ્ત વગેરે પરમ ભક્તોના જીવન એ જ પ્રતીતિ કરાવે છે કે તેમની ધાર્મિકતા તે ઇશ્વરના ઈશ્વરત્વના સાક્ષાત્કારથી થઇ હતી તેમનો મહિમા બુદ્ધિવ્યાપારમા જ્ઞાનમા, કે સિદ્ધાન્તોના સ્વીકારમા નહોતો પણ આધ્યાત્મિક અનુભવમા હતો ઈશ્વરપરાયણતાથી તેમનુ જીવન ઓતપ્રોત થતુ હતુ તેમના જીવનનો પ્રત્યેક વ્યાપાર ઇશ્વરાર્થે ચાલતો હતા મસારવ્યવહારના નહાના મહોટા દરેક કાર્યમા ઇશ્વર તેમની દૃષ્ટિ આગળ હતો અને ઇશ્વરપ્રીતિ કયે પ્રકારે સપાદન થશે એ ધોરણનો કોઇ ક્ષણે તેઓ ત્યાગ કરતા નહોતા ઇશ્વરના ગુણોને અનુકૂળ થવુ અને રહેવુ એ અભિલાષ તેમના જીવનનો પ્રેરક હતો ઈશ્વરનો અનુભવ એ તેમનો ધર્મ હતો એ ધર્મવડે તમના આત્માનુ ધારણ થતુ હતુ એ ધર્મવડે તેમનો આત્મા આત્મત્વના ઉચ્ચ સ્વરૂપમા ટકતા હતો એ સ્થિતિમા જ્ઞાનના અભિમાનનો અવકાશ નહોતો ધાર્મિકતાના અભિમાનનો પણ અવકાશ નહોતો, કેમકે અભિમાન હોય છે ત્યા ધાર્મિકતા હોતી નથી એ સ્થિતિમા સસારના દુખોનો ભય નહોતો, કેમકે ઇશ્વરના આનન્દનો અનુભવ થાય છે ત્યા ભય માત્ર નષ્ટ થાય છે એ સ્થિતિમા વ્યવહારના સમવિષમ પ્રસગોથી ક્ષોભ થતો નહોતો કેમકે, ઇશ્વરની અચળ શાન્તિને માર્ગે ગતિ કરનારને કશાથી ક્ષોભ થતો નથી એ સ્થિતિ આત્માનુ ભવિષ્યમા કલ્યાણ સાધનારી

હતી તે જ પ્રમાણે આત્માને વર્તમાનમા સુખ લાવનારી હતી કેમકે એ સ્થિતિમા ઇશ્વિરના અમૃતનો આસ્વાદ હતો, અને, એ આસ્વાદ શ્રેયસ્કર છે તેમ જ પ્રેયસ્કર છે. એ સ્થિતિમા જીવન અને ધર્મ તે પર્યાયરૂપ હતા, જીવન તે જ ધર્મ હતો, ધર્મ તે જ જીવન હતું એવા અનુભવમા રહેલી ઉચી ભાવના પ્રાપ્ત કરવી એ આપણા સહુનું નિરતર લક્ષ્ય થાય એવી પ્રભુકૃપા થાઓ



# ધર્મ, જડ પ્રકૃતિ અને સામાન્ય જીવન*

ઈસુ ખ્રિસ્તે ધર્મ તરફની દષ્ટિમા કેવો ફેરફાર કર્યો અને તેના પહેલા ચાલતી ધર્મપ્રવૃત્તિમા કેવો ઉત્કર્ષ કર્યો તે વિશે વિવેચન કરતા એક લેખક લખે છે.

'ફિલસૂફો ઈશ્વરને જડ વસ્તુ સાથેના સમર્ગથી તદ્દન વેગળો રાખવા ઉત્સુક હતા, માર્કસ ઓરીલિયસને એમ જણાયુ હતુ કે "દરેક વસ્તુના તત્ત્વમા ક્ષય રહેલો છે-પાણી, ધૂળ, હાડકા અને દુર્ગન્ધ સિવાય કશુ નથી." ઈસુને સર્વ વસ્તુઓમા જીવન દેખાયુ ઈશ્વરને ચામને (તેનુ વસ્ત્ર પહેરાવે છે અને નહાના પક્ષીઓની રક્ષા કરે છે એમ તેણે કહ્યુ છે ઈશ્વર અને જડ વસ્તુઓ વચ્ચે જુના વખતમા મનાતો વિરોધ આજે નાબુદ થઈ ગયો છે, અને, એ વિરોધના અભાવનુ પ્રથમ નિરૂપણ ઈસુએ કર્યુ હતુ એ જોઈ નવાઈ થાય છે એના વખતના ધર્મોમા એવો ઉપદેશ હતો કે ઈશ્વરનુ દર્શન સમાધિથી અને ક્રિયાવિધિથી થાય છે તથા જે નિયમાતીત અને અસામાન્ય હોય તેમા ઈશ્વર દેખાય છે, પરતુ, એને જણાયુ હતુ કે ઈશ્વરના દર્શન માટે સામાન્ય વસ્તુઓ અને પ્રાકૃત પ્રસગો બસ છે, જે જે માણસે કોઈ પણ કાળે મનુષ્યજાતિનો ઉદ્ધાર કરવામા સહાયતા કરી છે તેના દરેક માણસને એમ જ જણાયુ છે ઈસુએ કહ્યુ છે કે ઈશ્વરનુ રાજ્ય તમારામા છે, અને વળી તમારી અદર આવેલુ છે-અર્થાત્ જે સામાન્ય જનસમુદાયનો ઉદ્ધાર થવાની આશા બીજા ઉપદેશકો છોડી દેતા હતા તેમનામા ઈશ્વરનુ રાજ્ય રહેલુ છે એમ તેણે કહ્યુ છે '×

*અમદાવાદ પ્રાર્થનાસમાજમાં રા રા રમણભાઈ મહીપતરામ નીલકંઠે તા ૯ માર્ચ ૧૯૧૩ ના રોજ કરેલો ઉપદેશ

× Chapter on 'Jesus of Nazareth' in "The Conflict of Religions in the Early Roman Empire" by T. R. Glover, M A.

ઇશ્વર અને જગત્ વચ્ચે વિરોધ નથી, ઇશ્વર તરફ જવુ હોય તો જગતનો તિરસ્કાર કરવાની કે જગતની અવગણના કરવાની જરૂર નથી જગત્ એ ઇશ્વરની સૃષ્ટિ છે, અને જગતમાની નહાના મ્હોટી સર્વ વસ્તુઓ ઇશ્વરનો મહિમા દર્શાવે છે તથા ઇશ્વરનુ સ્મરણ કરાવે છે, **ईश्वर सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति।** ('અર્જુન' ઇશ્વર સર્વ ભૂતોના હૃદયોમા સ્થિત છે ) એ ગીતાવચનમા કહ્યા પ્રમાણે જે જે અસ્તિત્વ છે, જે જે વસ્તુની હયાતી છે, તે સર્વના અન્તરમા ઇશ્વરનો નિવાસ છે, ઇશ્વરની શક્તિ સર્વમા રહેલી છે અને સર્વને ચલાવે છે, અને એ રીતે સર્વ વસ્તુઓ ઇશ્વરના પ્રભાવનુ દર્શન કરાવે છે આ રીતે, કોઈ પણ વસ્તુ ઇશ્વરના ઇશ્વરતત્વથી વિહીન નથી, ઇશ્વરને જાણવા માટે કોઇ પણ વસ્તુ એવી ક્ષુદ્ર નથી કે ઇશ્વર સાથે યોગ કરવા ઇચ્છનાર તેને તુચ્છ ગણી શકે

ઉપર ઉતારેલા વચનોનો લેખક કહે છે તેમ ધર્મના ઇતિહાસના એક સમય એવો હતો કે તે વેળા જડ જગત્ ઇશ્વરજ્ઞાન માટે નકામુ ગણાતુ, એટલુ જ નહિ પણ અજ્ઞાન ઉત્પન્ન કરનારૂ ગણાતુ અને તેથી, ધર્મજિજ્ઞાસુઓ માટે નિરર્થક મનાતુ વેદાન્તના વિવર્તવાદમા અને બીજી એવી ફિલસુફીઓમા જડ જગત્ મિથ્યા મનાયુ તેથી પણ તે અવગણનાને પાત્ર તથા બ્રહ્મપ્રાપ્તિમા અવરોધ કરનારૂ ગણાયુ પરિણામવાદમા જડ જગત્ બ્રહ્મના વિકાર (ફેરફાર) રૂપ મનાયુ અને તેથી મિથ્યા ન ગણાયુ, તો પણ બ્રહ્મપ્રાપ્તિના માર્ગમા મૂલ્યવાન ન મનાયુ જડ જગતને આ રીતે નકામું ગણી તેની અવમાનનના ભાવથી ઇશ્વર કોઈ વિરલ વસ્તુઓમાથી જ પ્રાપ્ય છે અને તેના દર્શન માટે સમાધિ કરવાની, અરણ્યવાસ કરવાની, અથવા જપ, તપ, સ્નાન અર્ઘ્ય વગેરે ક્રિયાવિધિ કરવાની જરૂર છે એવા મતનુ પ્રાધાન્ય થાય છે, અને, ઇશ્વર સર્વત્ર સુલભ છે એ મ્હોટી વાતનુ વિસ્મરણ થાય છે જગતની જડ વસ્તુઓના રૂપ

નિત્ય એના એ રહેતા નથી, પણ જે વેળા જે હોય છે તે વાસ્તવિક હોય છે. તે સર્વ ઇશ્વરની સૃષ્ટિ હોય છે, ઇશ્વરની શક્તિથી તે સર્વ ઉત્પન્ન થાય છે, ચાલે છે, વધે છે, ઇશ્વરના નિયમ પ્રમાણે તે સર્વ પોતાના ધર્મ ધારણ કરે છે, તે સર્વમા ઇશ્વરનો મહિમા દેખાય છે, તે સર્વમા ઇશ્વર નિરંતર જાગ્રત દેખાય છે, તે સર્વ ઇશ્વરની લીલાથી વ્યાપ્ત છે **सर्वं खल्विदं ब्रह्म** '(આ સર્વ ખરે બ્રહ્મ છે)' એ વાક્ય એ અર્થમા ખરૂ છે. આ સર્વ જગત્ બ્રહ્મની વિભૂતિ છે, બ્રહ્મનો પ્રસાદ છે. આ રીતે, સર્વ જગત્, જગત્‌ની નહાની મ્હોટી દરેક વસ્તુ ઇશ્વરના જ્ઞાન માટે, ઇશ્વરની લીલા જોઈ ઇશ્વરને ઓળખવા માટે અત્યન્ત ઉપયોગી છે. જડ જગત્ ભ્રાન્તિ ભરેલુ કે અસત્ નથી, મનુષ્યને ભ્રમમા નાખવા ઇશ્વર સૃષ્ટિ ઉત્પન્ન કરતો નથી.

એજ પ્રમાણે, મનુષ્યમા પણ ઇશ્વરનુ દર્શન થાય છે મહા પુરુષોમા તેમજ સાધારણ માણસોમા ઇશ્વરે મુકેલા ચૈતન્યનુ, બુદ્ધિ શક્તિનુ, ઉચ્ચગામી અભિલાષનુ, ઉદાર ભાવનુ દર્શન થાય છે. મનુષ્યના જીવાત્મામા પરમાત્માનો અંશ છે, તેથી, પરમાત્માના સત્ય, જ્ઞાન, આનંદ, પ્રેમ વગેરે ગુણોના સ્ફુલિંગ મનુષ્યમા રહેલા છે અને તે સર્વ ઇશ્વરના દિવ્ય તેજોમય સ્વરૂપની ઝાખી કરાવે છે આની સાથે એ પણ પ્રતીતિ થાય છે કે નહાના મ્હોટા સર્વ મનુષ્યો ઇશ્વરના પ્રેમને તથા ઇશ્વરની કૃપાને પાત્ર છે, અને તે કારણથી પણ, મનુષ્યમાત્રના આદરને તથા સદ્દભાવને યોગ્ય છે સાધારણ મનુષ્યો આ જન્મમા સદ્દગતિને યોગ્ય નથી અને ઇશ્વર સાથે યોગ કરવાના અધિકારી નથી–એ મતમા પણ સાધારણના પર તિરસ્કાર રહેલો છે ખરી રીતે જોતા, દરેક મનુષ્ય છે તેવો ઇશ્વરની પાસે જવાનો પ્રયાસ કરવાનો અધિકારી છે. સાધારણ માણસે પોતાનો વર્તમાન જન્મ નિરાશામા કાઢવો અને બીજા કોઇ જન્મની વાટ જોવી, એવી સાધારણ મનુષ્યની નિરર્થકતા હોય તો દરેક જમાનામા

મનુષ્યજાતિનો મહોટો ભાગ ઇશ્વરથી દૂર હોય અને ઇશ્વરને અપ્રિય હોય પરન્તુ, ઈશ્વરને સહુ મનુષ્ય ઇશ્વર પાસે જવા યોગ્ય થાય એવી ઇશ્વરે મનુષ્યજાતિમા શક્તિ મુકેલી છે.

**मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः ।**
***स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् ॥***

'કારણ કે (હે) અર્જુન ! જેઓ પાપમા જન્મ્યા હોય, સ્ત્રીઓ હોય, વૈશ્ય હોય તથા શૂદ્ર હોય તે પણ મારો (પરમાત્માનો) આશ્રય લઇને પરમ ગતિ પામે છે,' એ ભગવદ્ગીતાનુ વચન પણ આ જ ઉચ્ચ સિદ્ધાન્ત પ્રતિપાદન કરે છે ગમે તેવી જાતિમા જન્મેલા, ગમે તેની સ્થિતિમા આવેલા પુરુષો અને સ્ત્રીઓ, સર્વ કોઇ ઇશ્વરને શરણે જતા–ઇશ્વરની ભક્તિમા પરાયણ થતા, પરમ ગતિ પામનાના અધિકારી છે, એ મત આ શ્લોકમા બહુ સ્પષ્ટ રીતે દર્શાવ્યો છે કોઇ અમુક જાતિમા જન્મેનાને, કે અમુક વાસનાથી ઘેરાયેલાને માટે તો વર્તમાન જન્મમાથી પરમ ગતિ પામવાનો માર્ગ જ નથી એવુ આ શ્લોકમા લેશમાત્ર સૂચન નથી

ઇસુ ખ્રિસ્તે પણ આ પ્રમાણે સાધારણ વસ્તુઓમા અને સાધારણ મનુષ્યોમા ઇશ્વરનુ દર્શન કરાવ્યુ ઇશ્વિરને જોના માટે જગતમા જવાની કે મહોટા મહોટા પદાર્થો પર લક્ષ બાધનાની જરૂર નથી, પણ, આસપાસની સાધારણ વસ્તુઓ જોઇએ, નિત્ય વ્યવહારના પરિચયમા આવતી વસ્તુઓ પર લક્ષ કરીએ તોપણ ઇશ્વરનુ દર્શન થાય છે, તેમ જ, સાધારણ મનુષ્યોમા ઇશ્વરનો પ્રભાવ તથા ઇશ્વરની કૃપા વસેની દેખાય છે એ વાતનું પ્રતિપાદન કરી ઇસુ ખ્રિસ્તે રોજ ચાલે છે તેવા જીવનમા ધર્મનો પ્રકાશ કરાવ્યો જેમ, સ્વર્ગમા રહેલી ગગા મનુષ્યોને કામ આવતી નહોતી તેથી ભગીરથે તે ગગાને પૃથ્વી પર આણી પોતાના બન્ધુઓનો–મનુષ્યોનો તે વડે ઉદ્ધાર કર્યો તેમ, ઇસુ ખ્રિસ્તે તત્ત્વચિન્તનમા, સમાધિમા અને તપમા રહેલો

તથા માત્ર યોગીઓથી સાધ્ય ગણાતો ધર્મ સાધારણ જીવનમા આણી તે સર્વ મનુષ્યોથી સાધ્ય કર્યો, આસપાસના સાધારણ જીવનનું અવલોકન કરવાથી ધર્મની પ્રાપ્તિ શક્ય છે એ તેણે દર્શાવ્યુ.

સારાશ એ કે આપણું નિત્યનું જીવન પણ ધર્મના વિષયમાં કેવી ઉપયોગિતાવાળું છે અને સર્વત્ર ઇશ્વરનુ દર્શન કેવી રીતે શક્ય છે તે સમજવું જોઇએ. જડ પદાર્થો અસત્ છે અને મનુષ્યોનો ઘણો મહોટો સમુદાય પ્રાકૃત તથા અધિકારી છે એવી ક્લિષ્ટ મહાન્ ઇશ્વરની સર્વવ્યાપી શક્તિના તથા સર્વવ્યાપી પ્રેમના જ્ઞાનથી નિર્મુક્ત થઇ જાય છે. ચાલે છે તે સમસ્ત જીવનમા સકલ જગતમા, પ્રત્યેક પદાર્થમા, પ્રત્યેક મનુષ્યમા પ્રભુનું અર્થાત, પ્રભુના પ્રભાવનુ દર્શન કરવા નિરંતર પ્રયાસ કરવો એ સર્વનું કર્તવ્ય છે. પ્રભુકૃપાથી એ પ્રયાસ સફળતા પામો.



# સંકટ સમયે ઈશ્વરધામનું દર્શન*



ટાઇટેનિક નામની મ્હોટી આગબોટ અમેરિકા જતાં તા. ૧૫ એપ્રિલ ૧૯૧૨ ના રોજ બરફના ડુંગર સાથે અથડાઇને ભાગી અને તેમાંનાં સોળસે પાંત્રીસ માણસ દરિયામાં ડુબી ગયાં, એ અતિભયંકર અને દુઃખમય પ્રસંગે ડુબતા ઉતારૂઓએ ઇશ્વરશ્રદ્ધા ધારણ કરી કેવી શાન્તિ અને ઉદારતા દર્શાવી હતી તે વિશે આ વેદીપરથી પ્રથમ વિવેચન કરવામાં આવ્યું છે.+ એ વિકટ સંકટને પ્રસંગે આગબોટ ડુબતી હતી તે વેળા ઉતારૂઓએ જે સ્તોત્ર ગાયેલું તે વિશે આજે વિવેચન કરીશું. એ આખું સ્તોત્ર આ પ્રમાણે છેઃ—

"Though like the wanderer,
The sun gone down,
Darkness be over me,
My rest a stone,
Yet in my dreams I'd be
Nearer, my God, to Thee.

There let the way appear
Steps unto heaven;
All that Thou sendest me
In mercy given,
Angels to beckon me
Nearer, my God, to Thee.

---

* અમદાવાદ પ્રાર્થનાસમાજમાં રા. રા. રમણભાઇ મહીપતરામ નીલકંઠે તા. ૨૪ ઓગસ્ટ સને ૧૯૧૩ ને દિવસે કરેલો ઉપદેશ.

+ તા. ૨૧ એપ્રિલ ૧૯૧૨ ને દિવસે એ વિવેચન કરેલું તે આ પત્રમાં તે સાલના ઓગસ્ટ માસના અંકમાં પ્રસિદ્ધ થયું છે.

Then with my waking thoughts,
Bright with Thy praise,
Out of my story griefs,
Bethel I'll raise;
So by my woes to be
Nearer, my God, to Thee.'

અર્થ:—"મારી દશા ભટકતા મુસાફર જેવી થઇ હોય, સૂર્ય આથમી ગયો હોય, માથા ઉપર અંધકાર આવી ગયો હોય, મારે માત્ર પથ્થર ઉપર આરામ કરવાનો હોય, તો પણ તેવે પ્રસંગે મારા સ્વપ્નમાં, મારા પ્રભુ, હું તારી વધારે સમીપ આવું."

ત્યાં સ્વર્ગમાં જતા પગથીઆનો માર્ગ મને દેખાડો, તું કૃપા કરી જે દાન કરે છે તે સર્વ તે વેળા મને પ્રાપ્ત થાઓ મારા પ્રભુ, સ્વર્ગના દૂતો મને તારી વધારે સમીપ બોલાવો

તે વેળા મારા વિચારો જાગ્રત્ થતા અને તે વિચારો તારી સ્તુતિથી ઉજ્જ્વળ થતા મારા પાષાણમય દુઃખોમાંથી હું પ્રભુનું ધામ ઉદ્ભૂત કરીશ, અને એ રીતે મારા સંકટોદ્વારા, મારા પ્રભુ, હું તારી વધારે સમીપ આવું"

બાઇબલના ઓલ્ડ ટેસ્ટમેન્ટમાના જેનિસિસ નામના વિભાગમા ૨૭ મા તથા ૨૮ પ્રકરણમા જેકબની કથા છે તેમાના એક પ્રસંગને ઉદ્દેશીને આ કાવ્ય રચાયેલુ છે જેકબના ભાઇ ઇસોને જેકબ ઉપર ઇર્ષ્યા થયેલી અને તેણે જેકબનો વધ કરવાની પ્રતિજ્ઞા કરેલી તેથી જેકબ માતાપિતાનું ઘર છોડીને ચાલી નિકળેલો પ્રયાણ કરતા ડુંગરોમાના વિકટ માર્ગમા તે આવી પહોચ્યો. સૂર્ય અસ્ત થયો હતો અને આસપાસ અંધારું ફરી વળ્યુ હતુ. જેકબ થાકેલો હતો હૃદયમા વ્યથા હતી. ડુંગરમાનો એક પથ્થર લઇ તેનો તકીઓ બનાવી તે ભોય ઉપર સુતો અને નિદ્રાવશ થયો. સ્વપ્નમા તેણે

પૃથ્વી પર મુકેલી મહોટી સીડી જોઇ તે સીડીનું મથાળું સ્વર્ગમાં પહોંચતું હતું ઇશ્વરના દૂતો તે સીડી પરની ચઢઉતર કરતા હતા સીડીને મથાળે ઉભા હતા તેમણે કહ્યું —

"હું તારા પિતા (પિતામહ) અબ્રાહમનો અને (તારા પિતા) આઇઝેકનો પ્રભુ ઇશ્વર છુ જે ભૂમિ ઉપર તું સુતો છે તે ભૂમિ હું તને અને તારી પ્રજાને આપુ છુ તારી પ્રજા પૃથ્વી પરની રજ માફક હેતાશે, અને તુ પશ્ચિમમા, પૂર્વમા, ઉત્તરમા અને દક્ષિણમા વ્યાપીશ તારા વડે અને તારી પ્રજા વડે પૃથ્વી પરના સર્વ કુટુમ્બો સુખી થશે અને જો, હું તારી સાથે છુ અને તુ જ્યા જ્યા જઇશ તે સર્વ સ્થળે હું તારી સાથે આવીશ, અને તને પાછો આ ભૂમિમાં લાવીશ માનજે કે, મે તને જે કહ્યુ છે તે તું પુરુ કરીશ ત્યા સુધી હું તને છોડીને નહિ જાઉં "

જેકબ જાગી ઉઠયો અને બોલ્યો, 'ખરે, પ્રભુ આ ઠેકાણે છે અને મને તેની ખબર નહોતી ' તેને ભય પ્રાપ્ત થયો, અને તે બોલ્યો, 'આ જગા કેવી ભયકર છે ' આ બીજુ કાઇ નહિ પણ ઇશ્વરનું ઘર છે, અને એ સ્વર્ગનુ દ્વાર છે '

જેકબ પ્રાત કાળે વહેલો ઉઠયો, તકીઓ કરેલો પથ્થર લઇ તેને ઉભો મુકી તેનો તેણે સ્તમ્ભ બનાવ્યો અને તેના ઉપર તેલનો અભિષેક કર્યો અને તે જગાનુ નામ તેણે "બીથલ" (ઇશ્વરનુ ઘર) પાડયુ જેકબે પ્રતિજ્ઞા કરી કે ઇશ્વર મારી સાથે રહેશે અને પ્રયાણમા મારો સગ કરશે અને મારે ખાવાને અન્ન તથા પહેરવાને વસ્ત્ર આપશે તો, હું પાછો મારા પિતાને ઘેર શાન્તિથી જઇ પહોચીશ, તે વેળા પ્રભુ મારો ઇશ્વર થશે અને જે પથ્થરનો મે આ સ્તમ્ભ બનાવ્યો છે તે ઈશ્વરનુ ઘર બનશે અને તુ મને જે જે આપીશ તેનો દસમો ભાગ હું અવશ્ય તારે અર્થે આપીશ '

બાઇબલમાની આ પુરાણી વાર્તા ઉપરથી એક ઇગ્રેજ સ્ત્રીએ ઉપરનુ કાવ્ય રચ્યુ છે તેનુ નામ Sarah Fuller Adams

(મેરા ફુલર એડમ્સ) હતું, અને, તે Unitarian (એકેશ્વરવાદી) મંડળની હતી. તેણે દુઃખ વેઠ્યા હતા. સંસારમાંના અતિતીવ્ર શોકથી તેનું હૃદય ચીરાયું હતું. જીંદગાનીમાની સખત કસોટીઓએ તે કસાઇ હતી. તેના છિન્ન હૃદયમાથી અભિલાષાનું આ સંગીન નિષ્પન્ન થયું છે. એ વાર્તામાની કલ્પનાની તેના પર ઉંડી અસર થઇ હતી. તેથી પ્રેરિત થઇ તેણે ઉદ્દગાર કર્યો છે કે મનુષ્યના પ્રત્યેક અનુભવથી આત્મા ઇશ્વર પ્રતિ વળવો જોઇએ, જીવનના કડવામા કડવા દુઃખજ-ત્તાન્તથી આત્મા સ્વર્ગ તરફ ઉન્નત થવો જોઇએ, અને અતિવિકટ સંકટનો પણ એવી રીતે સ્વીકાર કરવો જોઇએ કે ભવિષ્યમા તે તરફ ફરીને દૃષ્ટિ કરતા ઇશ્વરના ધામરૂપ અને સ્વર્ગના દ્વારરૂપ બનેલા પ્રસંગના સ્મારક રૂપે તે જણાય. આવી દૃઢ ઇશ્વરશ્રદ્ધાથી પ્રેરાયેલુ આ કાવ્ય ખ્રિસ્તી ધર્મના અનુયાયીઓને અતીવ હૃદયગમ થયેલુ છે.

આપણે પણ એ સ્તોત્ર હૃદયમા ઉતારવા સરખુ છે. એ ઉપ-રથી એવો સાક્ષાત્કાર કરવો જોઇએ કે દુઃખ અને સંકટને સમયે ઇશ્વરકૃપાથી મનુષ્યને ઉંચા સ્વપ્ન-ઉંચા દર્શન-પ્રાપ્ત થાય છે, ઇશ્વ-રના સામીપ્યનો અનુભવ થાય છે. દુઃખ સુખમય લાગે છે. અને, ચારે તરફ ઘેરાયેલી વિપત્તિઓમાથી ઇશ્વરના ધામના માર્ગ દેખાય છે. એવે વખતે અશ્રદ્ધાળુને શ્રદ્ધા ઉત્પન્ન થાય છે, અને શ્રદ્ધાળુની શ્રદ્ધા દૃઢ થાય છે. કસોટીમા કસાતા ભક્તજનને પોતાના દુઃખમાથી ઇશ્વરની મંગલમયતા સમજાય છે; ઇશ્વર તરફ તેને પ્રબળ આકર્ષણ થાય છે; અને, પોતાને પ્રાપ્ત થતી શ્રદ્ધા, શાન્તિ અને ઉત્સાહ વડે તેને ઇશ્વરના સાન્નિધ્યની કોઇ વિશેષ સાક્ષાત્કાર પ્રતીતિ થાય છે.

આવે પ્રસંગે દુઃખ સુખમય લાગે છે તેનો અર્થ એવો નથી કે સૃષ્ટિના નિયમોનો ભંગ થઇ દુઃખ દૂર થઇ જાય છે, સમુદ્ર હોય ત્યા ધરતી થઇ જાય છે, કે અગ્નિ હોય ત્યા પાણી થઇ જાય છે, કે શસ્ત્ર હોય ત્યા પુષ્પ થઇ જાય છે, કે ઝેર હોય ત્યા અમૃત થઇ

We build, not knowing what we do,
We trust the good, the pure, the true
May firmly stand, In humble prayer
We ask the Master Builder's aid
That finest visions may not fade,
And pass like castles in the air "

અર્થ—' આપણે આપણો ગઢ ઉંચી ભૂમિ ઉપર બાંધીએ છીએ, તેની જંગી દીવાલો એવી મજબૂત હોય છે કે અસત્‌ના બળથી ડગ્યા વિના તે ઉભી રહે છે, પ્રત્યેક ઉત્કૃષ્ટ કૃતિરૂપી પત્થર ઘણી સંભાળથી ચણવામા આવે છે, પાપમય વિચાર દેખ દેતા એ ગઢની ખાઈ ઉપરનો છુટો પુલ ખેંચાઇ આવે છે એ શુ હવામાનો કિલ્લો છે?

આપણે આપણો મહેલ બાંધીએ છીએ સૌંદર્યની સ્વપ્નસમી અદ્‌ભુત કલ્પનાઓ એ મહેલની રચનામા મૂર્તિમન્ત થાય છે, એને મહેલના માર્ગો ઉપર દિવ્ય શોભાવાળો સ્વર્ગીય પ્રકાશ સ્ફુરિત થાય છે, અને, એ મહેલના કુંજોમા સર્વત્ર મનુષ્ય પ્રયત્નરૂપી સર્વોત્તમ પુષ્પો ખીલી રહે છે એ શુ હવામાનો કિલ્લો છે?

આપણે આપણુ ધર્મમંદિર બાંધીએ છીએ પ્રેમનું શિખર પોતાની લાવણ્યથી ઉંચે આકાશ તરફ ફેંકશે તેના શ્રદ્ધામય પાષાણ સ્તમ્ભોની હાર ઉપર આશાની કમાન ગોઠવશે, અને, સર્વ ઉપર પુણ્ય સત્યના કિરણો મેઘધનુષ્યમાના રંગ સાથે પડશે એ શુ હવામાનો કિલ્લો છે?

આપણે બાંધકામ કર્યાં જઇએ છીએ શુ કરીએ છીએ તે આપણને સમજાતુ નથી, આપણને ભરોસો છે કે જે સત્ છે, જે પવિત્ર છે, જે ખરૂ છે તે દૃઢતાથી ટકશે નમ્ર થઇ આપણે બાંધકામના સર્વોપરિ નાયક (મિસ્તરી)ની સહાયતાની પ્રાર્થના કરીએ

છીએ કે આપણને થતા અત્યુત્તમ દર્શનો ઝાંખા ન થઈ જાય અને હવામાંના કિલ્લાની પેઠે ઉડી ન જાય'

કવિયત્રીએ આપણા જીવન પ્રયાસથી રચાતી ઘટનાને બાંધકામનું રૂપક આપ્યું છે મનુષ્યના હાથ જડ પદાર્થોના સાધન વડે બાંધકામ કરે છે તેમ મનુષ્યનું ચિત્ત ભાવના, કલ્પના, અને શ્રદ્ધાવડે સંકલ્પો ઘડે છે, તેથી, એ બે પ્રકારની કૃતિઓનો સમાન ભાષામાં વર્ણવી એ સંકલ્પો સત્ય છે કે ભ્રમમય છે, એ પ્રશ્ન આ કાવ્યમાં ઉપસ્થિત કર્યો છે.

ભાવનાના વિષયમાં આપણો અનુભવ એવો છે કે આપણે ઉદાત્ત જીવનની ઉંચી નીતિમય ભાવનાઓ બાંધીએ છીએ ઉંચી ભૂમિપર બાંધેલા ગઢ પેઠે એ ભાવનાઓ ઉન્નત વિચારપ્રદેશમાં સ્થપાયેલી હોય છે ગઢની ઉંચી દીવાલો શત્રુમનથી ડગતી નથી તેમ દુર્વિકારો ચલિત કરે નહિ માટે એ ભાવનાઓને આપણે દૃઢ આગ્રહથી જાળવીએ છીએ, ઉચ્ચ કૃતિઓના ઘર આપણા જીવનક્રમમાં આપણે ચણતા જઈએ છીએ પાપમય વિચાર ઉત્પન્ન થતા જ આપણે સાવધાન થઈ વિષયો સાથેનો સંબંધ ક્ષણભર તોડી નાખીએ છીએ, શત્રુદળ આવતાં ગઢની આસપાસની ખાઈ ઉપરનો પુલ ખેંચી લઈ ગઢને અલગ કરી દેવામાં આવે તેમ આપણા ચિત્તને વૈરાગ્યમાં મુકીએ છીએ નીતિની ભાવનાવડે આપણે આ સર્વ સંકલ્પો બાંધીએ છીએ તે હવામાંના કિલ્લાના સરખા નિરાધાર અને અસત્ય કેમ હોઈ શકે? ભાવનાઓના નિધિ તરફથી આપણને ભાવનાઓ પ્રાપ્ત થાય છે, સર્વશક્તિમાન્ પરમાત્મા તરફથી આપણને સંકલ્પો ઘડવાનું આત્મબળ પ્રાપ્ત થાય છે, તો, એ ભાવનાના સંકલ્પો ભ્રમમય કેમ હોય?

બીજો વિષય કલ્પનાનો છે ભાવનાના સામર્થ્યવડે આપણે જે ગઢ બાંધીએ છીએ તેમાં કલ્પનાનો વ્યાપાર દાખલ કરી ત્યાં આપણે સુન્દર મહેલ રચીએ છીએ ગઢમાં સૈન્યની સામગ્રી સાથે સુખોપ

જાય છે પ્રકૃતિના નિયમ અચળતાથી સર્વત્ર પ્રવર્તે એ રીતે / પ્રાણી માત્ર દુખ ભોગવે છે, અને ભક્તજનો માટે ચમત્કાર થઇ એ નિયમોનો ભગ થતો નથી ઇશ્વરના પ્રકૃતિનિયમો તોડી શકાય તેવી ગણત દુખ દુખ પામવા તૈયાર હોય તેને જ ઇશ્વર પર શ્રદ્ધા હોય છે, તે જ ઇશ્વરનો ભક્ત હોય છે ભક્તજનો દુ ખ દઇ વિપાત કરવામાં આવે તો તે વેળા તેનુ કિંચિત જતુ રહેતુ નથી, તેથી મૃત્યુ થતું અટકતું નથી પરંતુ, ઇશ્વરના આવિર્ભાવથી ભક્તના આત્મામાં પ્રકટેલો આનન્દ એવે સમયે લુપ્ત થતો નથી પૃથ્વી પર સકટ ફરી વળેલા છતાં મનુષ્યાત્માને શાન્તિ અને પરમ નિર્વૃતિની આશા આપનાર પ્રભુ મનુષ્યો સાથે છે એ ભાન થતા દુ ખી જીવનમાંથી સ્વર્ગ પહોંચવાની સીડી દેખાય છે ઇશ્વરની મગળમય તાનો અનુભવ થતા દુ ખથી દુ ખ થતું અટકે છે, શરીરદ્વારા સકટ અને વિપત્તિ ભોગવવા છતાં આત્માને શાન્તિ, આનન્દ અને અભિ લાષાની પ્રાપ્તિ થાય છે

પ્રભુકૃપાનુ આ રહસ્ય સમજવાના આપણા પ્રયાસ સફળ થાઓ



# ઉચ્ચ સંકલ્પોની સત્યતા*



જેન એલન નામે ઈંગ્રેજ સ્રી "Not Made With Hands" નામના કાવ્યમા માણુસના હાથની મદદ વિના રચાતી કૃતિઓ આ પ્રમાણે વર્ણવે છેઃ—

"We build our fortress on a height;
Its massy walls to Evil's might
  Unyielding stand; with seemly care
Each stone of noble deed is wrought;
Its drawbridge falls at sinful thought.
  Is it a castle in the air?

We build our palace. Fairy dreams
Of beauty shape themselves; there gleams
  A light of heaven, divinely fair,
Upon its paths; while choicest flowers
Of Man's endeavour fill its bowers.
  Is it a castle in the air?

We build our church. a spire of love
Shall thrust its grace toward heaven above;
  Its clustered piers of faith shall bear
Hope's arch, and rain-bow hued shall fall
The beams of holy truth on all.
  Is it a castle in the air?

---

* અમદાવાદ પ્રાર્થના સમાજમાં રા. રા. રમણભાઇ મહીપતરામ નીલકંઠે તા. ૭ મી જુન ૧૯૧૪ ને દિવસે કરેલું વ્યાખ્યાન.

We build, not knowing what we do.
We trust the good, the pure, the true
May firmly stand, In humble prayer
We ask the Master Bulider's aid
That finest visions may not fade,
And pass like castles in the air."

અર્થ—'આપણે આપણો ગઢ ઉંચી ભૂમિ ઉપર બાંધીએ છીએ, તેની જંગી દીવાલો એવી મજબૂત હોય છે કે અસત્‌ના બળથી ડગ્યા વિના તે ઉભી રહે છે, પ્રત્યેક ઉત્કૃષ્ટ કૃતિરૂપી પત્થર ઘડતી ગંભીરતાથી ચણવામાં આવે છે, પાપમય વિચાર દેખા દેતા એ ગઢની ખાઈ ઉપરનો ઝુલો પુલ ખેંચાઇ જાય છે. એ શું હવા-માનો કિલ્લો છે?

આપણે આપણો મહેલ બાંધીએ છીએ સૌદર્યની સ્વપ્નમયી અદ્ભુત કલ્પનાઓ એ મહેલની રચનામાં મૂર્તિમન્ત થાય છે, એને મહેલના માર્ગો ઉપર દિવ્ય શોભાવાળો સ્વર્ગીય પ્રકાશ સ્ફુરિત થાય છે, અને, એ મહેલના કુંજોમાં સર્વત્ર મનુષ્ય પ્રયત્નરૂપી સર્વોત્તમ પુષ્પો ખીલી રહે છે એ શું હવામાનો કિલ્લો છે?

આપણે આપણું ધર્મમંદિર બાંધીએ છીએ, પ્રેમનું શિખર પોતાની લાવણ્યથી ઉંચે આકાશ તરફ ફેંકશે, તેના શ્રદ્ધામય પાષાણ સ્તમ્ભોની હાર ઉપર આશાની કમાન ગોઠવશે, અને, સર્વ ઉપર પુણ્ય સત્યના કિરણો મેઘધનુષ્યના રંગ માથે પડશે એ શું હવા-માનો કિલ્લો છે?

આપણે બાંધકામ કર્યા જઈએ છીએ, શું કરીએ છીએ તે આપણને સમજાતું નથી, આપણને ભરોસો છે કે જે સત્‌ છે, જે પવિત્ર છે, જે ખરૂં છે તે દૃઢતાથી ટકશે નમ્ર થઇ આપણે બાંધ-કામના સર્વોપરિ નાયક (મિસ્તરી)ની સહાયતાની પ્રાર્થના કરીએ

છીએ કે આપણને થતા અત્યુત્તમ દર્શનો ઝાંખા ન થઈ જાય અને હવામાંના કિલ્લાની પેઠે ઉડી ન જાય'

કવિયાણીએ આપણા જીવન પ્રવાસથી ચાલતી ઘટનાને બાંધકામનું રૂપક આપ્યું છે મનુષ્યના હાથ જડ પદાર્થોના સાધન વડે બાંધકામ કરે છે તેમ મનુષ્યનું ચિત્ત ભાવના, કલ્પના, અને શ્રદ્ધાવડે મંતવ્યો ઘડે છે, તેથી, એ બે પ્રકારની કૃતિઓનો સમાન ભાષામાં વર્ણવી એ મંતવ્યો સત્ય છે કે ભ્રમમય છે, એ પ્રશ્ન આ ગ્રન્થમાં ઉપસ્થિત કર્યો છે

ભાવનાના વિષયમાં આપણો અનુભવ એવો છે કે આપણે ઉદાત્ત જીવનની ઉંચી નીતિમય ભાવનાઓ બાંધીએ છીએ ઉંચી ભૂમિપર બાંધેલા ગઢ પેઠે એ ભાવનાઓ ઉન્નત વિચારપ્રદેશમાં સ્થપાયેલી હોય છે ગઢની ઉંચી દીવાલો શત્રુગણથી કળતી નથી તેમ દુર્વિકારો ચલિત કરે નહિ માટે એ ભાવનાઓને આપણે દૃઢ આગ્રહથી જાળવીએ છીએ, ઉચ્ચ કૃતિઓના ઘર આપણા જીવનક્રમમાં આપણે ચણતા જઈએ છીએ પાપમય વિચાર ઉત્પન્ન થતાં જ આપણે સાવધાન થઈ વિષયો સાથેનો સબંધ ક્ષણભર તોડી નાખીએ છીએ, શત્રુદળ આવતાં ગઢની આસપાસની ખાઈ ઉપરનો પુલ ખેંચી લઈ ગઢને અલગ કરી દેવામાં આવે તેમ આપણા ચિત્તને વૈરાગ્યમાં મુકીએ છીએ નીતિની ભાવનાવડે આપણે આ સર્વ મંતવ્યો બાંધીએ છીએ તે હવામાંના કિલ્લાના સરખા નિરાધાર અને અસત્ય કેમ હોઈ શકે ? ભાવનાઓના નિધિ તરફથી આપણને ભાવનાઓ પ્રાપ્ત થાય છે, સર્વશક્તિમાન્ પરમાત્મા તરફથી આપણે સંકલ્પો ઘડવાનું આત્મબળ પ્રાપ્ત થાય છે, તો એ ભાવનાના સંકલ્પો ભ્રમમય કેમ હોય ?

બીજો વિષય કલ્પનાનો છે ભાવનાના સામર્થ્યવડે આપણે જે ગઢ બાંધીએ છીએ તેમાં કલ્પનાનો વ્યાપાર દાખલ કરી ત્યાં આપણે સુન્દર મહેલ રચીએ છીએ ગઢમાં સૈન્યની સામગ્રી સાથે સુખોપ

પરમાત્માના સનાતન સત્યોની પ્રતીતિ કરાવે છે, તો, એ શ્રદ્ધાના સંકલ્પો ભ્રમમય કેમ હોય ?

આ રીતે, ભાવનામય, કલ્પનામય અને શ્રદ્ધામય સંકલ્પો કરી આપણે આપણા જીવનનું બાંધકામ વધાર્યા જઈએ છીએ. આપણા પ્રયાસનું પરિપૂર્ણ સ્વરૂપ આપણને દેખાતુ નથી. આપણે માત્ર વર્તમાન જ જોઈ શકીએ છીએ. પરન્તુ એ જીવનના એ સર્વ પ્રયાસ દરમ્યાન આપણા ચિત્તમા વિશ્વાસ છે કે આપણે મહાન્ આદર્શને અનુસરીએ છીએ, તે આદર્શ અન્તવાન્ નથી પણ શાશ્વત છે, અને તે આદર્શના જે અંશો આપણી કૃતિઓમા આપણે ઉતારીશુ તે નિત્ય કાયમ રહેશે. તે આદર્શના સત્સ્વરૂપનો, પવિત્રતાનો, સત્યનો આપણે જે કાઇ સાક્ષાત્કાર કરીશુ તે ધ્વંસ પામવાનો નથી આ પ્રયાસમા આખા જગતનુ બાંધકામ કરનાર, પ્રાણી માત્રના જીવન ઘડનાર, મનુષ્યજાતિમા જીવનોત્કર્ષનુ જ્ઞાન તથા બળ મુકનાર પરમ સ્રષ્ટા પ્રત્યે આપણી પ્રાર્થના હોય છે કે તેના મહાન્ આદર્શનું દર્શન થવાથી તેનું અનુસરણ કરવાના આપણે જે સંકલ્પો કરીએ તે મન્દ ન થઇ જાય અને દઢ રહે. એ સંકલ્પો હવાઈ કિલ્લા જેવા મનના નિરાધાર તરંગ નથી, પણ ઉચ્ચ જીવન ઘડવાના વાસ્તવિક સાધન છે, પરમાત્મા તરફથી પ્રાપ્ત થયેલી દિવ્ય સંપત્તિરૂપ છે. એ પ્રતીતિ આપણા ચિત્તમા સ્થિર થવી જોઇએ

નીતિમય વિચારો બાંધી, આનન્દમય જીવન ગાળી અને ધર્મમય આચરણ કરી આપણે ઉન્નતિ પામવાના જે પ્રયાસ કરીએ તે વ્યર્થ ભ્રમણાના પરિણામરૂપ હોતા નથી, પણ, ઇશ્વરે કરેલી અન્ત પ્રેરણાને તથા ઇશ્વરે આપેલી સન્મતિને અનુસાર હોઇ સત્સંગામી હોય છે. એ પ્રયાસના આપણા સંકલ્પો પ્રભુકૃપાથી આપણો ઉત્કર્ષ સિદ્ધ કરવામા જયવન્ત થાઓ

---

ભોગના સાધનવાળો મહેલ હોય છે તેમ આપણે નીતિબળ સાથે આનંદનો અનુભવ કરીએ છીએ. આપણને સૌન્દર્યની જે રેખાઓની ઝાંખી થાય છે તેને સફલ કરી આપણે આપણો જીવનક્રમ શોભાવાળો, પ્રકાશવાળો, રમ્યમય, અભિલાષવાળો બનાવીએ છીએ. કલ્પનાનો સાક્ષાત્કાર કરી આપણે દિવ્ય લક્ષ્મી ઉદ્‍ભૂત કરીએ છીએ. સૌંદર્યની કલ્પનાવડે આપણે આ સર્વ સંકલ્પો બાધીએ છીએ તે હવામાન કિલ્લા સરખા નિરાધાર અને અસત્ય કેમ હોઈ શકે ? સૌન્દર્યનિધાન રસસ્વરૂપ આનંદમય ઈશ્વર તરફથી જીવનમા સુન્દરતા સંક્રાન્ત કરવાની, રસ ઉદ્‍ભૂત કરવાની, આનન્દનો અનુભવ કરવાની થતી પ્રેરણા નિર્મૂલ કેમ હોય ? જીવનસ્રોતના એ મૂળતી ઝાંખીથી જાગ્રત થતી કલ્પનાના સંકલ્પો ભ્રમમય કેમ હોય ?

ત્રીજો વિષય શ્રદ્ધાનો છે. શ્રદ્ધાથી સજ્જ થઈ આપણે જનસમાજમા ધાર્મિકતાની પ્રવૃત્તિ કરવા પ્રયાસ કરીએ છીએ, ધર્મમંડળ સ્થાપીએ છીએ, ધર્મોપદેશ કરીએ છીએ, ભક્તિમય જીવન ધારણ કરીએ છીએ. ગઢમા મહેલ સાથે મંદિર બાધીએ છીએ. ધર્મ દિરો પર જેમ આત્માની ઊર્ધ્વ ગતિ સૂચવતા ઉંચા શિખરો, ઉંચા મિનારા અને ઉંચા સ્તમ્ભ બાધવામા આવે છે તેમ આપણી ધાર્મિક પ્રવૃત્તિમા પ્રેમવડે ઈશ્વર તરફ ગતિ કરી આપણે ઇશ્વર તરફના આપણા પ્રયાણને દીપાવીએ છીએ, શ્રદ્ધા પર આશાને ટેકાવીએ છીએ, શ્રદ્ધા વડે ઇશ્વરના પુણ્ય સત્યના કિરણોનુ દર્શન કરવાની અને તે કિરણોમા મિશ્ર થયેલા વિવિધ કાન્તિના અંશો પારખવાની આશા બાધીએ છીએ શ્રદ્ધાને બળે આપણે આપણુ ધાર્મિક જીવન ઘડીએ છીએ, અને, જનસમાજનુ ધાર્મિક જીવન ઘડવાના પ્રયાસમા શામીન થઇએ છીએ ધર્મની શ્રદ્ધાવડે આપણે આ સર્વ સંકલ્પો બાધીએ છીએ તે હવામાના કિલ્લા સરખા નિરાધાર અને અસત્ય કેમ હોઈ શકે ? શ્રદ્ધા આપણા આત્માના બધારણમા રહેલી છે, શ્રદ્ધા આપણા જીવાત્માને પરમાત્મા સાથે સાકળે છે, શ્રદ્ધા આપણને

પરમાત્માના સનાતન સત્યોની પ્રતીતિ કરાવે છે, તો, એ શ્રદ્ધાના સંકલ્પો ભ્રમમય કેમ હોય ?

આ રીતે, ભાવનામય, કલ્પનામય અને શ્રદ્ધામય સંકલ્પો કરી આપણે આપણા જીવનનું બાંધકામ વધાર્યા જઈએ છીએ. આપણા પ્રયાસનું પરિપૂર્ણ સ્વરૂપ આપણને દેખાતું નથી. આપણે માત્ર વર્તમાન જ જોઈ શકીએ છીએ. પરન્તુ એ જીવનના એ સર્વ પ્રયાસ દરમ્યાન આપણા ચિત્તમા વિશ્વાસ છે કે આપણે મહાન્ આદર્શને અનુસરીએ છીએ, તે આદર્શ અન્તવાન્ નથી પણ શાશ્વત છે, અને તે આદર્શના જે અંગો આપણી કૃતિઓમા આપણે ઉતારીશું તે નિત્ય કાયમ રહેશે. તે આદર્શના સત્યસ્વરૂપનો, પવિત્રતાનો, સત્યનો આપણે જે કાઇ સાક્ષાત્કાર કરીશુ તે ધ્વંસ પામવાનો નથી આ પ્રયાસમા આખા જગતનું બાંધકામ કરનાર, પ્રાણી માત્રના જીવન ઘડનાર, મનુષ્યજાતિમા જીવનોત્કર્ષનુ જ્ઞાન તથા બળ મુકનાર પરમ સ્રષ્ટા પ્રત્યે આપણી પ્રાર્થના હોય છે કે તેના મહાન્ આદર્શનું દર્શન થવાથી તેનુ અનુસરણુ કરવાના આપણે જે સંકલ્પો કરીએ તે મન્દ ન થઇ જાય અને દૃઢ રહે. એ સંકલ્પો હવાઈ કિલ્લા જેવા મનના નિરાધાર તરંગ નથી, પણ ઉચ્ચ જીવન ઘડવાના વાસ્તવિક સાધન છે, પરમાત્મા તરફથી પ્રાપ્ત થયેલી દિવ્ય સંપત્તિરૂપ છે. એ પ્રતીતિ આપણા ચિત્તમા સ્થિર થવી જોઇએ

નીતિમય વિચારો બાંધી, આનન્દમય જીવન ગાળી અને ધર્મમય આચારણ કરી આપણે ઉન્નતિ પામવાના જે પ્રયાસ કરીએ તે વ્યર્થ ભ્રમણાના પરિણામરૂપ હોતા નથી, પણ, ઇશ્વરે કરેલી અન્તઃપ્રેરણાને તથા ઇશ્વરે આપેલી સન્મતિને અનુસાર હોઇ સસંગામી હોય છે. એ પ્રયાસના આપણા સંકલ્પો પ્રભુકૃપાથી આપણો ઉત્કર્ષ સિદ્ધ કરવામા જયવન્ત થાઓ

---

# ઈશ્વરેચ્છા*



ઈશ્વરેચ્છા બળવાન છે', 'ઈશ્વરેચ્છાને આધીન થવું જોઈએ' એ અને એ અર્થના વચનો ધર્મપરાયણ જીવનની વ્યાખ્યા કરતા સૂત્રરૂપે સ્વીકારવામાં આવે છે તે યથાર્થ છે ઈશ્વરેચ્છા સર્વોપરિ છે એ સાક્ષાત્કાર કરવો અને ઈશ્વરેચ્છા આધીન થવાનો ચિત્તને અભ્યાસ પાડવો એ પરમ આવશ્યકતા છે પરંતુ આ સૂત્રનો અર્થ શો છે અને વ્યવહારમાં એ સૂત્રનો કઈ રીતે ઉપયોગ કરવો એ સ્પષ્ટતાથી ગ્રહણ કરવાની પણ આવશ્યકતા છે એ બાબતમાં અસ્પષ્ટતા રહેવાથી અર્થનો અનર્થ થવાનો સંભવ રહે છે ઈશ્વરના નિયમ વિરુદ્ધ વર્તન થવાનો સંભવ રહે છે, તેથી આ વિષય ઉપર આજે કાંઈક વિચાર કરીશું

પ્રથમ તો ઈશ્વરની ઈચ્છાને અનુસાર જગતનો તંત્ર ચાલે છે એમ કહેવાની સાથે એ લક્ષમાં રાખવું જોઈએ કે ઈશ્વર સત્યસ્વરૂપ જ્ઞાનસ્વરૂપ, ન્યાયસ્વરૂપ, દયામય પ્રેમમય છે અને જગતમાં સત્ય જ્ઞાન ન્યાય દયા, પ્રેમ પ્રવર્તે એ તેની ઇચ્છા છે એ રીતે, ઈશ્વરના એ અંશો પ્રવર્તમાન થાય એ રીતે આચરણ કરવું એ મનુષ્યનું કર્તવ્ય છે જ્યાં કોઈ મનુષ્ય અસત્ય અજ્ઞાન અન્યાય, ક્રૂરતા કે દ્વેષ પ્રવર્તાવતો હોય ત્યાં ઈશ્વરની ઇચ્છા પ્રમાણે વર્તન થતું નથી એવે પ્રસંગે ઈશ્વરેચ્છાને બળવાન થવા દેવાનો-ઈશ્વરેચ્છાને આધીન થવાનો માર્ગ એ છે કે એની પ્રવૃત્તિ અટકાવવી એવે પ્રસંગે નિશ્ચેષ્ટ થઈ બેસી રહેવું, ઈશ્વરને જે અપ્રિય છે તેને બળવાન થવા દેવું એ ઈશ્વરેચ્છા વિરુદ્ધ આચરણ છે ઈશ્વર

* ર રા રમણભાઈ મહીપતરામ નીલકંઠે અમદાવાદ પ્રાર્થના સમાજમાં તા ૧૩ મી સપ્ટેમ્બર ૧૯૧૩ ને દિવસે કરેલો ઉપદેશ

મનુષ્ય માટે કર્ત્તવ્ય સ્થાપ્યા છે, અને, મનુષ્યે તે કર્ત્તવ્ય કરવા એવી ઇશ્વરની ઇચ્છા છે, કર્ત્તવ્ય કરવા પ્રયત્ન ન કરવો અને આસપાસ થતુ હોય તે થવા દેવુ, જીવનના પ્રવાહમા તારા પેઠે તરવુ નહિ પણ શબવત્ તણાયા જવુ એવો ઇશ્વિરેઇચ્છા સ્વીકારવાના સૂત્રનો અર્થ નથી. મનુષ્યોના સકટનુ નિવારણ કરવા સારૂ, દુખી-ઓના દુખ દૂર કરવા સારૂ, અન્યાય, નિર્દયતા કે દુષ્ટતાના વ્યવ-હાર અટકાવવા સારૂ પ્રયત્ન ન કરતા નિરુપાય થઈ બેસી રહેવાથી માણસ ઇશ્વરેચ્છાને બળવાન થવા દેવામા સહાયભૂત થતો નથી પણ પોતાની આનસ્યેઇચ્છાને બળવાન થવા દે છે, અન્યાયી, નિર્દય અને દુષ્ટ મનુષ્યોની ઇચ્છાને બળવાન થવા દે છે ઇશ્વરની ઇચ્છા એ છે કે જીવનક્રમ ચલાવવામા મનુષ્યને જે કર્ત્તવ્ય સોપાયા છે તે મનુષ્યે કરવા, પોતા ઉપર અને મનુષ્ય બન્ધુઓ ઉપર આવી પડતા સકટો અને દુખો દૂર કરી જીવનને સુખમય કરવા પ્રયાસ કરવો, બીજાઓને સહાયભૂત થવુ, અન્યાય, ક્રૂરતા, દુષ્ટતાને ફાવવા ન દેવા મનુષ્યોમા શુભ ગુણો પ્રવર્ત્તાવવા ઇશ્વરની ઇચ્છા છે તો તે સફળ કરવા માટે ઉદ્યુક્ત રહેવુ, એ ઇશ્વરેચ્છાને બળવાન ગણ-વાના સૂત્રનો અર્થ છે આ સબધમા, Thy Will Be Done એ નામના અગ્રેજી કાવ્ય પર દૃષ્ટિ કરીશુ

'Not in dumb resignation
We lift our hands on high,
Not, like the nerveless Fatalist,
Content to trust and die,
Our Faith springs like the eagle
Who soars to meet the sun,
And cries exulting unto Thee—
O Lord! Thy will be done!

When tyrant feet are trampling
Upon the common weal,
Thou dost not bid us bend and writhe
Beneath the iron heel
United we assert our right
By sword or tongue or pen,
For e'en the canon s roar may flash
Thy message unto men

Thy Will ! It bids the weak be strong,
*It bids the strong be just*
No lip to fawn, no hand to beg,
No brow to beat the dust
Whenver man opposes man
Beneath thy liberal sun,
O Lord be there, Thine arm made bare—
Thy righteous Will be done !

અર્થ — મૂંગા અને અસહાય થઈ જઈ અમે અમારા હાથ ઉંચા કરતા નથી હિંમત મુકી દઇ નસીબને આધીન થનાર પેઠે અને ખોટી શ્રદ્ધામાં પડી મરવામાં સંતોષ માનતા નથી સૂર્યને પહોંચવા ઉંચે ગતિ કરતા ગરુડ પેઠે અમારી શ્રદ્ધા ઉર્ધ્વગામી થાય છે, અને આનંદભેર તારા પ્રત્યે ઉદ્ગાર કરે છે કે હે પ્રભુ ! તારી ઇચ્છા પૂર્ણ થાઓ.

જનસમાજના કલ્યાણ ઉપર પગ દઇ કોઇ જુલમગાર અધિકારી તે ખુંદી નાખતો હોય તે વેળા તેની લોખંડમય ખરી નીચે પડી અમારે વેદના વેઠવી એવી તું આજ્ઞા કરતો નથી અમારે સંપથી એકત્ર થઇ તારા હક્ક તરવારથી કે જીભથી કે કલમથી પ્રતિ

પાદન કરવા જોઇએ કારણ કે તોપની ગર્જના થતી હોય ત્યા પણ તે સમયે વિકાળના ચમકારાથી મનુષ્યો આગળ તારો સંદેશો પ્રકાશિત થાય તેમ બને છે

તારી ઇચ્છા ' તે નમળાને બળવાન થવાની આજ્ઞા કરે છે, તે બળવાનને ન્યાયી થવાની આજ્ઞા કરે છે હોઠ ખુશામત કરવામા હલાવવા નહિ, હાથ ભીખ માગવા ધરવો નહિ, કપાળ ધુળપર અથડાવવા વાપરવુ નહિ, એવી તારી ઇચ્છા છે તારા સૂર્યના ઉદાર પ્રકાશ નીચે જ્યા જ્યા માણસ માણસ ઉપર જુલમ કરતો હોય ત્યા ત્યા હે પ્રભુ તુ પ્રકાશ, તારો ભુજ ( ન્યાયમરી ભુજદંડ ) ખુલ્લો કરી દેખાડ, તારી ન્યાય્ય ઇચ્છાને પૂર્ણ કર '

કાવ્યનો ભાવાર્થ એ છે કે મનુષ્યે પ્રયત્ન મુકી દઇ કર્ત્તવ્ય વિમુખ થવુ એ ઇશ્વરેચ્છાને તાબે થવાનો રસ્તો નથી ઉત્કર્ષ માટે કરી મનુષ્યે ઇશ્વરની પ્રાર્થના કરવી જોઇએ કે અમારો ઉત્કર્ષ થાય એવી તારી ઇચ્છા છે તે પૂર્ણ કર મનુષ્યોના સુખ અને સ્વતત્રતાનો જુલમગારોને હાથે નાશ થતો હોય ત્યા મનુષ્યે વિવશ થઇ દુ ખ ખમવા એ ઇશ્વરેચ્છાનુ અનુસરણ નથી તે સામે ટક્કર લેવી એ કર્ત્તવ્ય છે કારણ રણસગ્રામમા પણ ઇશ્વરની ધર્મધ્વજા ફરકતી દેખાય છે, ઇશ્વરને જે પ્રિય છે તેનુ દર્શન થાય છે ઇશ્વરની ઇચ્છા તો એવી છે કે મનુષ્યે સશક્ત થવુ શક્તિસાથે ન્યાયાચરણ કરવુ, અધમતામા પડવુ નહિ, જુલમ થતો હોય ત્યા ઇશ્વર અધમતિ અન્યાયીને દડ કરે અને ન્યાય તથા ધર્મ સ્થાપન કરે એવી મનુષ્યની ઉત્કઠા હોવી જોઇએ

જગતમા સત્ પ્રવર્તે એ ઇશ્વરની ઇચ્છા છે અને તે ઇચ્છાને પરિપૂર્ણ કરવા સારૂ મનુષ્યે પુરુષાર્થ કરવો જોઇએ આ નિયમ વ્યક્તિઓને તેમજ પ્રજાઓને લાગુ પડે છે અસત્ની પ્રવૃત્તિ અટકાવવા ઇશ્વર મનુષ્યને જ્ઞાન આપે છે તથા બળ આપે છે એ જ્ઞાન

તથા બળનો ઉપયોગ કરી ઇશ્વરની ઇચ્છા સફળ કરવામા મનુષ્યે સહાયભૂત થવુ જોઇએ ભક્તોએ અને સન્તોએ ક્ષમાનો ઉપદેશ કર્યો છે તેનો અર્થ એ છે કે અપરાધી પર વૈરભાવ રાખવો નહિ પરતુ અપરાધીને અપરાધ કર્યે જવા દેવા, અપરાધિને હાથે નિરપરાધીને કષ્ટ પડયે જવા દેવુ, અપરાધીને કે દુષ્ટને અટકાવતા રખેને તેનુ મન દુખાય કે તેને ઇજા થાય માટે તેને અટકાવવો નહિ અને અત્યાચાર કરવા દેવો, એવો એ ઉપદેશનો અર્થ નથી શાન્તિનો ઉપદેશ કરતા ઇસુ ખ્રીસ્તે કહેલા વાકય 'Resist not evil' ( અસતની સામે ન થા ) નો અર્થ પણ એજ છે કે અસતની સામે અસતની પ્રવૃત્તિ ન કર (Resist not evil with evil ) દુનિયામાથી સતને નાબુદ થવા દે અસતને ફેલાવા દે એવો તેનો ઉપદેશ નહોતો, શત્રુ પર પ્રેમ, કર વાના તેના ઉપદેશનુ તાત્પર્ય પણ એજ કે શત્રુ પણ મનુષ્ય બન્ધુ હોઇ પ્રેમ પાત્ર છે એ ભુલી જઇશ નહિ, શત્રુ અનર્થ કરતો હોય ત્યા તેને ઉત્તેજન આપજે એ અર્થ નથી શત્રુ અન્યાય કરતા કે દુષ્ટતા કરતો હોય ત્યા તેને રોકવા માટે ઉપાય કરવાની છે દડ કર્યા વિના તે અટકે તેમ ન હોય તો તેને દડ કરવાની આવશ્યકતા છે તેમ ન કરવામા આવે તો ઇશ્વરના ન્યાય દયા ભગવદ્ભાવ, એ સર્વને આઘાત થાય એક ગાલ પર તમાચો વાગે ત્યા બીજો ગાલ ધરવો એવુ ઇસુખ્રીસ્તનુ વચન છે તેનો અર્થ પણ એ છે કે સામો માણસ અન્યાયથી પ્રહાર કરે તે વખતે ક્રોધથી કે અભિમાનથી સામો પ્રહાર કરવો નહિ પરતુ, પોતાનુ રક્ષણ કરવુ નહિ, પોતાના રક્ષણ માટે સામો પ્રહાર કરવાની જરૂર હોય તો પણ તેમ કરવુ નહિ, એવુ એ વચનનુ તાત્પર્ય નથી માણસો પોતાનું રક્ષણ કરે નહિ અને દુષ્ટોને હાથે પોતાનો નાશ થવાદે તો દુનિયામા પોતાના કર્તવ્ય કરી શકે નહિ, પુરૂષાર્થની સિદ્ધિ કરી શકે નહિ આત્મકલ્યાણના માર્ગ ગ્રહણ કરી શકે નહિ, પોતાને

આશ્રયે રહેલાઓનુ રક્ષણ કે પાલન કરી શકે નહિ, જન સમાજની સેવા કરી શકે નહિ

ઇશ્વર દયામય છે તેમજ ન્યાયકર્તા છે તેની દયા અને ન્યાય સાથે પ્રવર્તે છે. અપરાધી પણ તેની દયાના પાત્ર છે, તેજ પ્રમાણે તે અપરાધીઓના અન્યાયને વિજયવત થવા દેતા નથી. તેના શાસનમા ક્ષમા છે તેમજ દડ છે. તેની ઘટનામા દડનો—યોગ્ય દડનો વ્યાપાર વિશુદ્ધિ આણવા માટે થાય છે. તે માટે ઇશ્વરનુ સ્વરૂપ શામ અને સૌમ્ય કહેવાય છે તે જ પ્રમાણે **भयानां भय भीषण भीषणाम्** (ભયોનુ ભય, ભય કરનારનો ભય કરનાર) એવા વચનોથી તેનુ વર્ણન થાય છે. તેની મગલમય પ્રવૃત્તિ **परित्राणाय साधूनाम्** 'સાધુઓના પરિત્રાણ માટે' થાય છે તેમજ **विनाशायायच दुष्कृताम्** 'દુષ્કૃત્ય કરનારાઓના વિનાશ માટે' થાય છે, અને, એ ઉભય વ્યાપારથી જગતમા **धर्म** (righteousness) **संस्थापनम्** દઢ થાય છે. અલબત્ત દુષ્ટોની દુષ્ટતાનો વિનાશ થાય એટલે સુધીજ તે દડ કરે છે એથી અગાડી વધી તે દુષ્ટોને સદૈવ પીડા કરતો નથી.

આ રીતે, સત્યવૃત્તિ માટે ઇશ્વરે કરેલા વિધાનોની અવગણના કરનારને ઇશ્વર દડ કરે છે તે કાર્યમા મનુષ્યને તે સાધન ભૂત કરે છે, ઇશ્વરના નીતિ નિયમોનુ વિધાન જન સમાજમા મનુષ્યો દ્વારાજ થાય છે ઇશ્વર પોતે મનુષ્ય રૂપ લઈ દડ કરવા ઉતરી આવતા નથી તેથી ઇશ્વરે આપેલી બુદ્ધિને અનુસાર મનુષ્યોએ અન્યાય માટે સજા કરવાના નિયમો કર્યા છે અને તેનો અમલ કરવો એ મનુષ્યોનુ કર્તવ્ય છે મનુષ્યોએ એક બીજા પર અન્યાય કરવો કે થવા દેવો ન જોઈએ તે પ્રમાણે પ્રજાઓએ પણ એક બીજા પર અન્યાય કરવો કે થવા દેવો ન જોઇએ. મનુષ્યો અને પ્રજાઓ આ કર્તવ્યથી વિમુખ થાય તો દુનિયામા અસત્ પ્રવર્તી રહે, સત્યવૃત્તિ કરનાર સાધુ પુરૂષોનુ અને નિરપરાધીઓનુ રક્ષણ ન થાય, જન સમાજની

ઘટના ભાગી પડે, મનુષ્યોના કર્તવ્યના માર્ગ બંધ થાય, ઈશ્વરના અંશોનુ અનુસરણ લુપ્ત થાય અને સત્ ફેલાવવાની ઈશ્વરની ઇચ્છાનું ઉલ્લંઘન થાય

હાલ યુરોપમા જે મહા ભયકર લડાઈ ચાલી રહી છે તે તરફ પણ આ દષ્ટિ બિન્દુ હોવુ જોઇયે ઇગ્લાડ, ફ્રાન્સ, બેલ્જીઅમ, વગેરે મિત્રભાવે વર્તતા રાજ્યોનો પક્ષ 'ધર્મ' નો છે, અધર્મ (unrighteousness) નો પરાજય કરવા, સ્વતત્રતા જાળવવા, નિરપરાધીનુ રક્ષણ કરવા, એ રાજ્યો યુદ્ધ કરે છે, અને તેમના પ્રયત્ન સફળ થાઓ એવી આપણી ઇચ્છા હોવી જોઇએ એ પ્રયત્ન યુદ્ધ વિના શાન્તિથી સફળ થતા હોય તો વધારે ઇષ્ટ છે, પણ અધર્મનો પક્ષ કરનાર, રાક્ષસ સરખા દુષ્ટ અત્યાચાર કરનાર જર્મની શાન્તિનો ભગ કરવાજ તત્પર થઈ ખુનરેજી ફેલાવે તો તે કાર્યમા પણ તેનો પરાજય થવો જરૂરનો છે મનુષ્યની શક્તિ એટલી અલ્પ છે કે ખુનરેજી અટકાવવા આખરે ખુનરેજી કરવી પડે છે આ ખુનરેજી કેટલે સુધી ચાલીને અટકે તેનો આધાર એ ઈશ્વરના વિધાનથી ચાલતી ઘટના ઉપર છે મનુષ્યને ઈશ્વરે બુદ્ધિ આપી છે અને કાર્ય કરવાની સ્વતત્રતા આપી છે તેનો દુરુપયોગ કરી જે અયોગ્ય રીતે ખુનરેજી કરે છે તે ઈશ્વર આગળ જવાબદાર થાય છે દુષ્ટતાથી ખુનરેજી કરનાર ઉપર પણ વેર લેવાનો મનુષ્યને અધિકાર નથી એવા મનુષ્યના આત્માની શી ગતિ થશે એ ઇનિસાફ કરવાનો અધિકાર પણ મનુષ્યને નથી એ સર્વ ઈશ્વરના હાથમા છે પણ સત્ અને ધર્મ જાળવવાની ઇશ્વરની ઇચ્છા ફળીભૂત કરવામા સાધનભૂત થવુ એ મનુષ્યનું કર્તવ્ય છે સત્ અને ધર્મ પર હુમલો થતો હોય ત્યા ઈશ્વરેચ્છા કહી બેસી રહેવુ અને તે હુમલાનું નિવારણ કરવા પ્રયાસ ન કરવો એ ઇશ્વરેચ્છાનું અનુસરણ નથી, ઉત્થાન છે ઉપર ઉતારેલા મત્રમા કહ્યુ છે તેમ એવે પ્રસંગે ઇશ્વર પોતાના ન્યાયકારી ભુજ દડનો પ્રભાવ દર્શાવે એ ઉત્કટ હોવી જોઇએ,

ઇશ્વરની (righteous will) ધર્મ સ્થાપક હરન પરિપૂર્ણ થાઓ—એવો મનુષ્યનો હૃદય ભાવ હોવો જોઇએ

દંડ, સજા, એ ચેતવણી (warning) માટે છે, અસત્ અને અધર્મ અટકાવવા માટે જરૂર હોય ત્યા દંડ કરવો એવો ઇશ્વરનો નિયમ છે અને તેને અનુસરવુ એ મનુષ્યનુ કર્તવ્ય છે વ્યથા કરનારને વ્યથા કરવી નહિ, એ નિયમનો ઉદ્દેશ એ છે કે ક્રોધાવિષ્ટ થઇ વેર લેવુ નહિ, પ્રેમ અને દયાથી વિહીન થવુ નહિ પરતુ આત્મરક્ષણ કે પર રક્ષણ કરવુ નહિ, પુરુષાર્થ કરવો નહિ, કર્તવ્ય કરવા નહિ, એવો એ નિયમનો ઉદ્દેશ સમજનાર ઇશ્વરેચ્છાને બળ વાન ગણતો નથી, પણ, દુષ્ટતાને બળવાન ગણે છે ઇશ્વરેચ્છાને આધીન થતો નથી પણ દુષ્ટતાને આધીન થઇ ઇશ્વરેચ્છાનો વિરોધી થાય છે

જગતનુ કલ્યાણ કરનાર મગલમય પ્રભુની ઇચ્છા સદૈવ સત્ અને ધર્મની પ્રવર્તક છે એ સાક્ષાત્કાર પ્રભુની કૃપાથી આપણને થાઓ



# સંસાર સુધારાની પદ્ધતિઓ[×]



"અરેબીઅન નાઇટ્સ"મા મ્હેના અનાદીનના ફાનસમા એવો ગુણ હતો કે તે ઘસતા એક ભૂત નિકળી આવતો, તે ધન, મિષ્ટાન્ન, ઝવેરાત, મહેલ, વગેરે સર્વ સપત્તિ માગ્યા પ્રમાણે આણી આપતો એવુ જ વરદાન ગ્રીસની પુરાણકથામા દેવો તરફથી એક મનુષ્યને મળેલુ વર્ણવ્યુ છે તે જેને જેને અડકતો તે દેવોની કૃપાથી સુવર્ણ-મય બની જતુ આ દેશના પુરાણોમા ઇન્દ્રના નન્દનવનમાના કલ્પ વૃક્ષોનો પણ એવો પ્રભાવ જણાવ્યો છે કે મનુષ્ય જે વસ્તુની ઇચ્છા કરે તે એ વૃક્ષો આપી શકે છે જનસમાજની યથેષ્ટ ઉન્નતિ કરવાના આવા કોઈ અદ્દભુત સાધન મળી જતા હોય તો રાષ્ટ્ર અને સસારનો તંત્ર બહુ સહેલો થઈ જાય, પરતુ, ઉપર કહેલા સાધનો માત્ર અમુક વ્યક્તિને જ સુખી કરી શકનારા છે અને તેમનુ સામર્થ્ય વૈભવના પદાર્થો આપવામા જ સમાયેલુ છે, અને વળી, એ સાધનો કઈ વિવેક વાપરી શકતા નથી અનાદીનનુ ફાનસ તેના વેરીએ કપટથી લઈ લીધુ ત્યારે અલાદીનને બ‌ુ દુ ખી કરવામા તે વપરાયુ હતુ ગ્રીસના દેવોનુ એ વરદાન પામનાર મનુષ્યને ખાવુ અશક્ય થઈ પડયુ હતુ કેમકે અન્નને અડક્તા તે સુવર્ણ થઇ જતુ હતુ અને સુવર્ણ ગમે તેવુ સારૂ છતા ભૂખ મટાડવા પેટમા નાખી શકાતુ નથી

---

× "સ્ત્રીબોધ અને સામાજીક ઉન્નતિની જ્યુબિલી નિમિત્તે ગુજરાત સસારસુધારા સમાજ તરફથી ભોળાનાથ વિદરરી ઇન્સ્ટિટ્યુટમા' તા ૧૪ ફેબ્રુઆરી ૧૯૦૮ ના રોજ રા રા રમણભાઇ મહીપતરામ નીલકઠ, બી એ, એલ એલ બી એ આપેલુ વ્યાખ્યાન

કલ્પવૃક્ષોની વિવેકશૂન્યતા ઉપર દૃષ્ટિ કરી પંડિતરાજ જગન્નાથે કહ્યું છે કેઃ—

> सुराणामारामादिह झगिति झंझानिलहताः
> पतेयु. शाखीन्द्रा यदि तदखिलो नन्दति जनः।
> किमेभिर्वा कार्यं शिव शिव विवेकेन विकलै-
> श्चिरं जीवन्नास्तामधिधरणी दिल्लीनरपतिः ॥

"દેવોના બાગમાં વાવાઝોડું થાય અને કલ્પવૃક્ષો ઉખડીને એકદમ અહીં પૃથ્વી પર પડે તો બધા લોક આનન્દ પામે—અથવા શિવ! શિવ! એ વિવેક વગરની વસ્તુઓ શા કામની છે? પૃથ્વી ઉપર દિલ્લીનો બાદશાહ બહુ જીવતો રહો." આપણે પણ એવા સર્વ ચમત્કારમય ઉપાયો માટે કહીશું કે **किमेभिर्वा कार्यं शिव शिव विवेकेन विकलैः ।** જન સમાજના ઉદ્ધાર માટેના પ્રયાસોમાં અલૌકિક નહિં, પણ, લૌકિક ઉપાયો જ કામ લાગે તેમ છે. સમાજમા વસનાર પ્રત્યેક વ્યક્તિમા અને સમાજની સમષ્ટિમા જે બળ રહેલું છે તે વાપરીને પરિણામે ઉન્નતિ સિદ્ધ થઇ શકે છે. તેથી આપણા સમાજનો ઉત્કર્ષ કરવા માટે, આપણા સંસારને સુધારવા માટે, કયી કયી પદ્ધતિએ પ્રયાસ કરવા એ સવાલ મહત્ત્વનો છે.

કદાચ એમ કહેવામા આવશે કે સંસારસુધારા માટે કયા ઉપાય લેવા એ જ પ્રશ્ન વિચારવાનો છે, અને ઉપાયો નક્કી થાય તો પછી એ ઉપાયો કયી પદ્ધતિના છે એ જોવાની જરૂર રહેતી નથી. પરંતુ, ઉપાયોની યોગ્યાયોગ્યતાનો નિર્ણય કરવા સારૂ અને ઉપાયો ઘડવા સારૂ પદ્ધતિનો પ્રશ્ન તપાસવાની આવશ્યકતા ઉત્પન્ન થાય છે. પદ્ધતિ (Method)ના વિષયના નિરૂપણનો આરંભ કરતા જોન સ્ટુઅર્ટ મિલ કહે છેઃ—

"In attempting this I am not unmindful * * * how vague and unsatisfactory all pre-

સૂત્રો અને પદ્ધતિના વાદ માત્ર કલ્પનાની સંકલનાથી કરવાના નથી" પણ, અમુક હેતુ સિદ્ધ કરવા માટે કાર્યો થવા માંડ્યા પછી અને એ હેતુઓ માટે કેવા કાર્યો કરવા એની ચર્ચા થયા પછી એ કાર્યોમા જણાઈ આવતી પદ્ધતિઓની પરીક્ષા કરવાની અગત્ય ઉત્પન્ન થાય છે. મિલ કહે છે તેમ,

"It remains to examine which of these methods are more especially suited to the various branches of inquiry; under what peculiar facilities or difficulties they are to be employed, how far the unsatisfactory state of these inquiries is owing to a wrong choice of methods, how far to want of skill in the application of right ones, and what degree of ultimate success may be attained or hoped for by a better choice or more careful employment of logical processes appropriate to the case."

"એ જોવાનું રહે છે કે એ પદ્ધતિઓમાની કયી પ્રસ્તુત વિષયની વિવિધ શાખાઓને ખાસ કરીને અનુકૂળ છે; એ પદ્ધતિઓનો ઉપયોગ કરવામા કયી વિશેષ સરળતા મળે છે કે મુશ્કેલી નડે છે, એ વિષયમા કંઈ અસંતોષકારક સ્થિતિ હોય તો ખોટી પદ્ધતિઓ પસંદ કરવાથી એ પરિણામ કેટલે દરજ્જે થયુ છે અને ખરી પદ્ધતિઓ લાગુ પાડવામા થયેલી અકુશળતાથી કેટલે દરજ્જે એ પરિણામ થયુ છે, અને વિષયને ઘટતી રીતિઓમા વધારે સારી પસંદગી કરવાથી કે તે વાપરવામા વધારે સંભાળ રાખવાથી છેવટે સિદ્ધિ કેટલે દરજ્જે મળે કે મેળવવાની આશા રહે." આ નિર્ણય કરવામા પદ્ધતિની સાથે કાર્યનું પણ નિરૂપણ થાય છે કેમકે કાર્યની

મીમાંસામા એ રીતે ઉતરાય છે. જ્યોર્જ હેનરી લુઇસ ફીલસુફીની પદ્ધતિ સંબંધે નીરા સીરેનો નામે સ્પેનિશ મીમાંસકનું વચન ઉતારે છે કે "The question of Method rules and in one sense comprehends all philosophical questions, being indeed Philosophy in action."

History of Philosophy, Vol. I, Pro. II, § 2.

"પદ્ધતિનો પ્રશ્ન તે ફીલસુફીના સર્વ પ્રશ્નોનુ નિયમન કરે છે, એક રીતે તો સર્વનો તેમા અન્તર્ભાવ થાય છે, કારણકે ફીલસુફીનો ક્રિયાવ્યાપાર તેમા સમાયેલો છે." સંસારસુધારાની પદ્ધતિઓમા પણ સંસારસુધારાનો ક્રિયાવ્યાપાર સમાયેલો છે અને તે માટે તેનો કાઈક વિચાર કરીશુ.

સંસારસુધારાની પદ્ધતિઓનો પ્રશ્ન હાથમા લેતા સસારસુધારાના મહાન આચાર્ય સ્વર્ગવાસી ન્યાયમૂર્તિ મહાદેવ ગોવિંદ રાનડેએ સને ૧૮૯૫મા પુણામા ભરાયેલી સોશિયલ કોન્ફરન્સને પ્રસંગે એ પદ્ધતિઓનું વર્ગીકરણ કરેલુ તેનુ સ્મરણ થાય છે. સર્વને યાદ હશે કે એ વર્ષમા પુણામા નેશનલ કોંગ્રેસ ભરાઇ ત્યારે કોંગ્રેસના મડપમા સોશિયલ કોન્ફરન્સ નહિં ભરવા દેવાનો કેટલાક પુણાવાસીઓએ બહુ સખત આગ્રહ કરેલો, અને તેને પરિણામે પુણામા અને બીજા કેટલાક સ્થળોમા બહુ ક્ષોભ થયેલો. આ તકરારના કારણો વિશે સોશિયલ કોન્ફરન્સને પ્રસંગે મિ. રાનડેએ એક ભાષણ કરેલુ અને તેમા તેમણે દર્શાવેલુ કે માત્ર અમુક પુરુષો વચ્ચેના અગન ઝઘડાને લીધે આ વાધો ઉઠયો છે એમ કેટલાએક માને છે તે વાસ્તવિક નથી, પણ, સંસારસુધારાની પદ્ધતિઓ વિશેનો વિવાદ એ તકરારના મૂળમા રહેલો છે. સંસારસુધારો અનેક પદ્ધતિઓથી સિદ્ધ કરવાનો છે, પણ, કેટલાક પુરુષોનું કહેવુ એવું છે કે એક જ પદ્ધતિથી એ કાર્ય કરો અને તેમા પણ અમે કહીએ તે જ પદ્ધતિનો સ્વીકાર કરો. એ પુરુષોના પદ્ધતિ વિશેના આ દુરાગ્રહથી એ સર્વ ક્ષોભ

સુષ્પ્તત્વે કરીને થયો હતો એમ મિ. રાનડેએ દર્શાવ્યું હતું. તે સમ્બન્ધે સંસાર સુધારાની પદ્ધતિઓ તેમણે આ પ્રમાણે દર્શાવી હતીઃ

"One of the ways in which reform movements are being worked out in India is the method of rebellion. We go into another camp on a religious basis and a social structure is built upon it. The other way of introducing reform is by utilising caste organisations for the purpose of reform. The third is to go to the Acharyas and try to see that they are animated with a high purpose and move about the country and purify us and themselves in the bargain. The fourth way is to appeal to men's sense of honour and make them pledge themselves to certain reforms. The fifth and the least eligible way is to seek legislative help. But in order to work out reforms on any of these lines, all of us must work together. We must meet at least once a year to derive what lessons we can from each other and exchange mutual help and sympathy—this is the reason why we go to the Conference. The rebellious method may be the most suitable method for one reform, the traditional method for another, the pledge method for a third, and the legislative method may be the final solu-

tion of a forth reform. There may be all these different lines not parallel but tapering towards one point in the end, but till they meet we must work together separately."

"હિંદુસ્તાનમા સુધારાના પ્રયાસ જે રીતિઓથી થાય છે તેમાની એક તે બંડની પદ્ધતિ છે, તેમા આપણે ધર્મને આધારે રચેલી નવી સંસ્થામા જઈ બેસીએ છીએ અને તે પાયા ઉપર સમાજની નવી ઘટના યોજવામા આવે છે. સુધારો દાખલ કરવાની બીજી એક રીત એ છે કે સુધારા માટે નાતના બંધારણોનો ઉપયોગ કરવામા આવે છે. ત્રીજી પદ્ધતિ એ છે કે ધર્મના આચાર્યો પાસે જવુ અને તેઓ ઉદાર હેતુથી પ્રોત્સાહિત થઈ દેશમા સર્વત્ર ફરે તથા આપણને શુદ્ધ કરે અને તે સાથે પોતાને પણ શુદ્ધ કરે એવો પ્રયત્ન કરવો. ચોથી પદ્ધતિ એ છે કે આબરૂ વિશેની મનુષ્યોની લાગણી ઉપર અસર કરવી અને અમુક સુધારા કરવાની તેમની પાસે પ્રતિજ્ઞાઓ લેવડાવવી. પાંચમી રીત તે કાયદાની મદદ લેવાની છે અને તે સૌથી ઓછી પસંદ કરવા યોગ્ય છે. પણ, આ પદ્ધતિઓમાની કોઈ પણ પદ્ધતિએ સુધારાનો પ્રયાસ કરવો હોય તો આપણે સર્વેએ સાથે મળી કામ કરવાની આવશ્યકતા છે. આપણે ઓછામા ઓછું વર્ષમા એક વાર મળવુ જોઈએ કે એક બીજાના અનુભવનો બને તેટલો લાભ લઈએ અને એક બીજાને મદદ કરીએ અને સમભાવ દર્શાવીએ—કૉન્ફરન્સમા આવી આપણે એકઠા થઈએ છીએ તેનુ આ કારણ છે. અમુક સુધારા માટે બંડની પદ્ધતિ સૌથી વધારે યોગ્ય હોય, અમુક સુધારા માટે પરંપરાથી ચાલતી આવેલી સંસ્થાનો ઉપયોગ કરવાની પદ્ધતિ સૌથી વધારે યોગ્ય હોય, અમુક સુધારા માટે પ્રતિજ્ઞાની પદ્ધતિ સૌથી વધારે યોગ્ય હોય, અને અમુક સુધારા માટે કાયદાની પદ્ધતિ એ જ છેવટનો ઉપાય હોય. એમ જુદા જુદા સુધારા માટે જુદી જુદી પદ્ધતિઓ અનુકૂળ હોઈ શકે છે. એમ બને

કે આ બધી પદ્ધતિઓ હંમેશ અલગ રહે એવી સમાન્તર લીટીઓ સરખી નથી, પણ, આખરે એક બિંદુએ આવી મળે એવી અણી નીકળતી આકૃતિમાં આવેલી છે; પણ તે એકઠી આવી મળે ત્યાં સુધી દરેક પદ્ધતિ પ્રમાણે જુદું કાર્ય એક સાથે કરવું જોઇએ."

પદ્ધતિઓના આ વિભાગ લક્ષમા રાખી આજના વિષય સંબંધે આપણે કંઈક વિવેચન કરી શકીશું. મિ. ગનડેએ કહેલી બંડની પદ્ધતિ બહુધા ધર્મસંસ્થાઓને આધારે રચાય છે. ઉદાહરણાર્થ, બ્રાહ્મસમાજના અનુયાયીઓએ પોતાના મંડળમાં સંસારિક સુધારા સર્વાંશે દાખલ કર્યા છે. કેટલીક અનિષ્ટ રૂઢિઓ વર્તમાન ધર્મસંસ્થા સાથે એવી રીતે જોડાયેલી હોય છે કે તે ધર્મસંસ્થાનો ત્યાગ કર્યા વિના તે રૂઢિ બદલી શકાતી નથી. અને તેથી ધર્મસુધારણા કરનાર ધર્મ અને રૂઢિ બન્ને વિષયમા નવો માર્ગ એકી વખતે લે છે. ધર્મસુધારણાની આવશ્યકતા હોવા છતા તે સુધારણાનો સ્વીકાર થતા વિલંબ થાય છે અને તેથી આ પદ્ધતિ સસાર સુધારાના વિષયમા ઝટ ફળદાયક થતી નથી. મિ. ગનડેની કાર્યપદ્ધતિ સમ્બન્ધમા ટીકા કરતા આર્યસમાજ તરફથી નિકળતા "આર્યપત્રિકા" નામના વર્તમાનપત્રે લખેલુ કે સંસાર સુધારા ફેલાવવાનો હાલનો માર્ગ છોડી દઈ આર્યસમાજના ધર્મનો પ્રસાર કરવા સુધારકો પ્રયાસ કરે તો એ ધર્મ સાથે સુધારા એની મેળે દાખલ થાય. તેના ઉત્તરમા મિ. ગનડેએ કહેલુ કે એ પ્રમાણે ધર્મનો ફેરફાર કરતા વર્ણો કાળ જાય ત્યા સુધી સુધારાનો પ્રયાસ કર્યા વિના આપણે બેશી રહીએ તો ચાલતા અનિષ્ટ રિવાજોથી જે ઘણી હાનિ હાલ થાય છે તે લાબા કાળ સુધી ચાલુ રહે, અને એ બધો કાળ આપણે અશરણ થઇ બેશી રહેવું એ યોગ્ય નથી. આ રીતે આ પદ્ધતિનો સર્વથા ઉપયોગી થઈ શકતો નથી. પરતુ જ્યા બીજા ઉપાય શકય ન હોય ત્યાં બંડની પદ્ધતિ દાખલ કરવી જ પડે છે. દાખલા તરીકે મિ. રાનડેએ કહેલું કે વિધવાવિવાહ અને સમુદ્રગમનના વિષયમા ઉચ્છેદક પદ્ધતિ (method of

revolution ) અવશ્ય ગ્રહણ કરવી પડે છે, કેમકે એ વિષયો સામેના વિરોધનો અનાદર કરી એ સુધારાનો તત્કાલ આરંભ કરવામા આવે તો જ એ બાબત પ્રથમ થઇ શકે છે. લોકમત અનુકૂલ થાય કે કેળવાય ત્યા સુધી વિધવાવિવાહનો પ્રતિબંધ જારી રહેવા દઈ અનાચાર અને જુલમ ચાલુ રહેવા દેવાય નહિ. લોકના અણગમાની અવગણના કરી વિધવાવિવાહ કરવામા આવે ત્યારે જ બીજાઓને હિંમત મળી શકે છે અને વિધવાવિવાહનો પ્રચાર શરૂ થઇ શકે છે. તેજ પ્રમાણે સમુદ્રગમનની જ્ઞાતિઓ તરફથી રજા મળે ત્યા સુધી યુરોપ વગેરે દેશોમા જવું નહિ એવો નિયમ થઈ શકતો નથી. પરદેશગમનની એટલી બધી આવશ્યકતા છે કે ગમે તેટલા જોખમે એ સુધારો તરત દાખલ કરવો જોઇએ અને તે કેનાવા માડે ત્યાર પછી જ જ્ઞાતિઓનો વિરોધ ધીમે ધીમે ઘટવા માડે છે તથા એ સુધારાની આવશ્યક્તાનો સ્વીકાર વધતો જાય છે આદમ કરી સમુદ્રપ્રયાણનો આરમ્ભ કર્યાથી અને જ્ઞાતિ તરફનો ત્રાસ આંખો મીંચી વેઠી લીધાથી જ આ સુધારો દાખલ થઇ શકયો છે આ ઉચ્છેદક રીતિનો અડની પદ્ધતિમા જ સમાવેશ થાય છે.

ઉપર કહેલા વર્ગીકરણમાની બીજી પદ્ધતિ તે એ છે કે સંસાર સુધારા કરવા નાતોના બધારણનો ઉપયોગ કરવો એટલે નાતોની મારફત સુધારા દાખલ કરવા આ પદ્ધતિની ભલામણ કરનારાનુ કહેવુ એવુ છે કે નાતની સસ્થામા જે બળ રહેલુ છે તે સસાર સુધારા તરફ વાળવામા આવે તો સારા પરિણામ થાય અને હિંદુ જનસમાજમા મનુષ્યો એવા નાતને વશ છે કે નાતના બળ વિરુદ્ધનો સુધારાનો પ્રયાસ ફતેહમંદ થઇ શકશે નહિં આ પદ્ધતિને ' reform from within ' ની ( અદરથી સુધારો કરવાની ) પદ્ધતિ પણ કહેવામા આવે છે; અને તેનુ તાત્પર્ય પણ એજ છે કે નાતનુ બળ તોડી અથવા ઓછુ કરી બહારના બીજા બળથી સુધારા દાખલ કરવાનો પ્રયાસ ન કરવો પણ નાતની વ્યવસ્થાને સુધારી નાત પાસે

સુધારા કરાવવા, નાતો પોતે અંદરથી કેળવાઇ સુધારા તરફ વધે એવો માર્ગ લેવો. આ પદ્ધતિ કેટલેક અંશે ઉપયોગી છે અને કેટલાક સુધારા માટે તેનું અનુસરણ પણ થયેલું છે. એ પદ્ધતિ વિરુદ્ધ એમ કહેવામા આવે છે કે નાતોનું હાલનું બંધારણ જ ઇષ્ટ નથી અને તેથી એટલી બધી હાનિ થાય છે કે તે દૂર કરવું એ મ્હોટો જરૂરનો સુધારો છે, તે સત્ય છે; પણ, તે સાથે એ લક્ષમા રાખવું જોઇએ કે નાતોનુ બંધારણ બદલાતા ઘણો કાળ જવાનો અને તે બંધારણ બદલાય ત્યા સુધી વાટ જોઇ બેસી રહેવાય નહિ, એ બંધારણ બદલાવાનો કાળ આવે ત્યા સુધી અનિષ્ટ રૂઢિઓ કાયમ રહેવા દેવાય નહિ અને સુધારા મુલતવી રખાય નહિ; માટે, નાતોનુ હાલનું બંધારણ છતા પણ સુધારા દાખલ થઈ શકે એવો પ્રયાસ કરવો જોઇએ અને તેમા એ બંધારણનો ઉપયોગ થઈ શકતો હોય તો કરવો જોઇએ. અલબત્ત, એ ખરૂ છે કે નાતનુ બળ શુભ રીતે વપરાય છે તેમ અશુભ રીતે પણ વપરાય છે, તેથી, એ બળ વાપરતા બહુ સાવચેતી રાખવાની છે વળી, એ બળ શુભ કરતા અશુભ માર્ગે વાપરવુ વધારે સહેલુ છે, કોઇને નાત બહાર મુકવાનુ કામ જેટલી ઝડપથી અને પરિપૂર્ણતાથી થઇ શકે છે તેવી રીતે કોઇને સારા કાર્યમા મદદ કરવાનુ નાતથી થઇ શકતુ નથી એ વિશેષે કરી ધ્યાનમા રાખવાનુ છે નાતના આગેવાનો, પટેલો અને શેઠીઆઓ પણ નાતના મ્હોટા જથાની મરજી વિરુદ્ધ સુધારા કરવાનો આગ્રહ કરી શકતા નથી, કેમકે પોતાનો હોદ્દો જાળવવાનો સાધારણ માનવ લોભ તેમને પણ હોય છે, અને એ હોદ્દો ખોઇને પણ સુધારા માટે પ્રયત્ન કરવાની તેઓ હિંમત કરે એ આશા રાખી શકાતી નથી પ્રથમ તો તેમને સુધારા તરફ વાળવા કઠણ છે, અને તે પછી તેમનો અધિકાર રૂઢિની સીમાએ આવી ઘણુ ખરૂ અટકે છે એ મુશ્કેલી નડે છે. વધારે ભાગે તેઓ મોટા જથાથી દોરાય છે અને *જુજ ભાગે જ તેઓ મહોટા જથાને દોરી શકે છે.*

વળી, એ પણ લક્ષમાં રાખવાનું છે કે આપણા જીવનની ભાવનાઓ હવે નાતના બંધારણની ભાવના કરતાં ઘણી આગળ વધી છે અને એ બધી નવી ભાવનાઓને નાતનું બંધારણ જીરવી શકે તેમ નથી, આપણા આચાર વિચારના બધા વિષયોનો નાતના બંધારણ સાથે સંબંધ ઘટાવી શકાય તેમ નથી, આપણું પ્રજાતત્ત્વ એવું વિકાસિત થયું છે કે તેનાં બધાં સ્વરૂપ નાતની વ્યવસ્થાનાં જુનાં બીબાંમાં સમાઈ શકે તેમ નથી. તેથી સંસારસુધારાના બધા પ્રયાસમાં નાતોની સંસ્થાની મદદ મળી શકે તેમ નથી. સર વિલિયમ લીવેરનરે એક પ્રસંગે ભાષણ કરતા બીજાપુરની મસજીદો સંબંધે કહેલું કે એ મસજીદોના મકાનમાં ફેરફાર કરી તેમાં હાલ, નિશાળો, ઑફીસો વગેરે કરવામાં આવ્યાં છે પણ વર્તમાન સમયના બે પ્રકારના મકાન એ જુની મસજીદોમાથી થઈ શક્યા નથીઃ રેલવે સ્ટેશન અને હસ્પિતાલ. આ દૃષ્ટાન્તનું તાત્પર્ય એ છે કે જુની સંસ્થાઓ નવીન સ્થિતિને બધી રીતે અનુકૂલ થઈ શકતી નથી, અમુક હદ સુધી જ જુની સંસ્થાઓ નવા માર્ગમા વાળી શકાય છે. તે પ્રમાણે નાતોનું બંધારણપણ કેટલેક અંશે જ સસાર સુધારા માટે ઉપયોગી થઈ શકે છે. બધા સમાર સુધારા નાતો દ્વારા જ થઈ શકશે એમ ધારી સંસાર સુધારા માટે બીજા પ્રવાસ ન કરવા એ ભૂલ છે. ગુજરાતમા તેમ ઉત્તર હિંદુસ્તાનમા વખતો વખત નાતના કૉન્ફરન્સ ભરાયા છે. પણ તે બહુ ફતેહમદ થઈ શક્યા નથી. સયુક્ત પ્રાન્તોમા કાયસ્થ કૉન્ફરન્સના મેળાવડા કેટલાક વર્ષ સુધી થયા પછી બંધ પડેલા અને તે કૉન્ફરન્સની હિમાયત કરનાર 'કાયસ્થ સમાચાર' પત્રને કૉન્ફરન્સની નિષ્ફળતાનો સખેદ સ્વીકાર કરવો પડેલો. ગુજરાતમા નાતોના જેટલા વિભાગ છે તેટલા હિંદુસ્તાનમા બીજે કોઈ સ્થળે નથી. અને પરિણામે કેટલીક નાની નાતો તો કન્યાઓની અછતને લીધે નાબુદ થવા લાગી છે, અને એ ભયથી સાવચેત થઈ કેટલીક નાતોએ બીજી નાતો સાથે કન્યાવ્યવહાર શરૂ કર્યો

છે. આવી સ્થિતિમા એ સંભાળ રાખવી જોઈએ કે નાતોનુ પૃથકપણુ કાયમ રહે એવું કાઇ પણ વલણ બધાય નહિ. સસાર સુધારા માટે નાતની સભા સ્થાપતા આપણે બીજી નાતોથી જુદા છીએ એ વૃત્તિનો ઉદ્ભવ થવો જોઇએ નહિ, આટલા પણ આપણે એકત્ર થઇ દેશોદ્ધાર માટે પ્રયાસ કરીશુ તો આગળ વધી વધારે મ્હોટી એકત્રતા સિદ્ધ કરી શકીશું એ વૃત્તિ ઉદ્ભૂત થવી જોઇએ. આ સર્વ હકીકતને લીધે નાતો મારફત સુધારા કરવાની પદ્ધતિ કેટલેક સુધી જ વાપરી શકાય છે. કન્યાવ્યવહારનું ક્ષેત્ર ઉપર દર્શાવ્યા પ્રમાણે વધારે વિસ્તારી કરવામા, નાતના બાળકોને કેળવણી આપવામા, કન્યાવિક્રય તથા લગ્નના ખર્ચ અટકાવવામા અને એવા સુધારામા નાતોનું બળ વાપરી શકાય છે. કેટલાક સુધારા માટે તો નાત પ્રતિકૂલ ન થાય એટલોજ બદોબસ્ત નાત મારફત થઇ શકે તો બસ છે.

ત્રીજી પદ્ધતિ તે આચાર્યોની સહાયતા લેવાની છે. આચાર્યોની તેમના ધર્મના અનુયાયી મડળ ઉપર ઘણી સત્તા હોય છે અને તેથી આચાર્યો સસાર સુધારાને ઉત્તેજન આપે તો ઘણી અનુકૂલતા થાય એ ખરૂ છે. કેટલાક સમય ઉપર દ્વારકાના શારદા મઠના શ્રીશકરાચાર્યે પરદેશગમન સંબધે અનુમતિ પ્રદર્શિત કરી છે તે સુપ્રસિદ્ધ છે ધર્માચાર્યો આ રીતે સસાર સુધારાને મદદ કરી શકે ત્યા તે મદદનો ઉપયોગ કરવો જોઈએ. પરતુ માત્ર આ પદ્ધતિજ બસ છે અને એટલાથીજ સસાર સુધારા દાખલ થઈ શકશે એ આશા વ્યર્થ છે. બધા સુધારા માટે ધર્માચાર્યો અનુમતિ આપે એ હાલ સભવિત નથી, તેમજ, અનુમતિ આપવા ઉપરાત તેઓ આજ્ઞા કરે કે પરદેશગમન કરો, બાળલગ્ન બધ કરો, સ્ત્રીઓને કેળવણી આપો, એ પણ સંભવિત નથી. કેટલાક સુધારાથી તેમને પોતાનુ મહત્ત્વ ઘટવાનો અને પોતાના હિતને હાનિ થવાનો ભય લાગે તેમ છે અને વળી, નાતોના આગેવાનો સબધે ઉપર કહ્યુ તે રીતે ધર્માચાર્યો પણ પોતાની પ્રતિષ્ઠા જાળવવાને ઉત્સુક હોય. તથા અણસમજુ અનુ

ચાર્યોએ ઉપરનો પોતાનો કાબુ ઘટે એવાં કાંઈ પગલાં લેવા તેઓ નાગજ હોય, એ સ્વાભાવિક છે. આ કારણોથી આ પદ્ધતિ બહુ ફળદાયક થાય તેમ નથી.

અમુક સુધારા માટે આચાર્યોની સંમતિ મેળવવા તે સુધારો ધર્મશાસ્ત્રોને અનુસાર છે કે કેમ એ પ્રશ્ન ઉત્પન્ન થાય છે, કેમકે, આચાર્યો ધર્મશાસ્ત્ર પ્રમાણે જ આજ્ઞા કરી શકે છે. આ માટે તેમ જ લોકોને સંસાર સુધારા તરફ સબળ રીતે વાળવા માટે દરેક સુધારા માટે શાસ્ત્રના પ્રમાણ રજુ કરવા અને આ પ્રકારે શાસ્ત્રોના અર્થ કરવા વિશેષ પ્રયત્ન કરવો એમ કેટલાકનો આગ્રહ છે. આ પદ્ધતિને શાસ્ત્રાર્થ કરવાની પદ્ધતિ (Method of interpretation) કહી શકાશે. બીજા દેશોની પેઠે આ દેશના શાસ્ત્રોમા પણ વિચારનો, અનુભવનો અને ડહાપણનો મહોટો ભંડાર રહેલો છે અને તેનો ઉપયોગ કરવો એ આવશ્યક છે. પ્રજાના ભૂતકાલનો કેવળ અનાદર કરી તેના ભવિષ્યની ઘટના બાંધી શકાતી નથી. ભૂતકાલના ઇતિહાસથી પ્રજાત્વ બાંધવામા મળેલી વિશાળ સામગ્રી નાખી દેવી એ ભૂલ છે. આ દેશનો ભૂતકાલ બહુ કીર્તિમત થયેલો છે અને તે સમયે ઘણી ઉદાર ભાવનાઓ બંધાયેલી છે તે જાળવી રાખવાની છે. પરંતુ એ લક્ષમા રાખવુ જોઇએ કે ભૂતકાલને બાંધી રાખી શકાતો નથી, કાલનો વેગ તો ચાલ્યો જ જાય છે, અને પૂર્વકાલના ઇતિહાસને આપણી પ્રવૃત્તિનુ આરંભપદ (starting point) બનાવી આગળ વધવુ એ કર્તવ્ય છે. એકને કહ્યુ છે તેમ દુનિયા દહાડે દહાડે નહાની થતી નથી પણ મહોટી થતી જાય છે અને દુનિયાના જ્ઞાનમા તથા અનુભવમાં હમેશ ઉમેરો થતો જાય છે. તેથી, શાસ્ત્રોના પ્રમાણ ખોળતાં યાદ રાખવાનું છે કે સંસાર વ્યવસ્થાના એક કાલે થયેલા નિયમો ભવિષ્યમા હમેશ માટે મજબૂત બાંધી રાખવાના નથી. શાસ્ત્રોમા પણ જુદા જુદા કાલ માટે સંસાર વ્યવસ્થાના જુદા જુદા નિયમો પાળવાના કહ્યા છે, અને જુદા જુદા શાસ્ત્રકારોના ગ્રન્થ પરથી

જણાય છે કે સમયના બદલાવા પ્રમાણે શાસ્ત્રવ્યવસ્થાઓ પણ બદલાઈ છે વળી, હવે કાંઈ માત્ર સ્થિતિ બહુ બદલાઈ છે માત્ર આ દેશની સ્થિતિને ઉદ્દેશી પ્રાચીન શાસ્ત્રોમાંના વિધાન રચાયેલા, પરંતુ દેશ પર થાય છે અને એ સર્વ દેશો સાથે આ હવે આસપાસના તેમ જ દૂરના અનેક દેશોની સ્થિતિની અસર આ દેશને ગતિ કરવાની છે તેથી, કોઈ ધર્મશાસ્ત્રમાં સંસારની વ્યવસ્થા સંબંધે અમુક વિધાન હોય અને વર્તમાનકાળમાં જનહિત જોતા એથી જુદા પ્રકારની વ્યવસ્થાની આવશ્યકતા ઉત્પન્ન થઈ હોય તો એ નવા પ્રસંગનો સ્વીકાર કરવો જ જોઈએ એ ખરુ છે કે લોકોની પ્રાચીન ધર્મશાસ્ત્રો ઉપર ઘણી શ્રદ્ધા છે અને એ શ્રદ્ધાનો બને તેટલો સદુપયોગ કરવો જોઈએ સ્વર્ગસ્થ ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીએ Higher Brahmanism (વિશિષ્ટ બ્રાહ્મણત્વ) વિશેના ભાષણમાં દર્શાવ્યુ હતુ કે પ્રાચીન શાસ્ત્રો ઉપરની લોકોની શ્રદ્ધાને લીધે શ્રીમત્ શંકરાચાર્યે અદ્વૈત મતની સ્થાપના કરતા આ Method of Interpretation નો ઉપયોગ કરેલો છે બૌદ્ધ માર્ગના પ્રચારનું ખંડન કરવા સારુ એ માર્ગના કટલાક સિદ્ધાંતનો તેમને સ્વીકાર કરવો પડેલો અને તે કારણથી કેટલાક પ્રતિપક્ષીઓએ તેમના ઉપર પ્રચ્છન્ન બૌદ્ધ હોવાનો આરોપ કરેલો પરંતુ, એ સિદ્ધાન્ત નવા નથી પણ જુના વેદ ધર્મના છે એમ બતાવવા સારુ જુના વચનોનો અર્થ એ સિદ્ધાંતને અનુસાર કરવાની પદ્ધતિ તેમણે વાપરેલી નવા વિચાર નવીનતાને લીધે અગ્રાહ્ય ન થાય માટે જુના વચનોના એના અર્થ કરવા કે તે પરથી નવા વિચાર જુના વખતના છે એમ ફલિત થાય એ રીતે નવા વિચારોનો પ્રચાર કરવાની આ Method of Interpretation ની પદ્ધતિ જે પૂર્વકાળમાં વપરાયેલી તેનો હવે ઉપયોગ થઈ શકે તેમ નથી અને હવે નવા વિચારોની યુક્તતા સાબીત કરવાની જરૂર છે એમ ગોવર્ધનરામભાઈએ તે ભાષણમાં દર્શાવેલુ તે સંસાર સુધારાના સબંધમાં પણ લક્ષમાં રાખવાનુ છે.

મહોટી વય ॥ તેમ પરદેશગમન, વિધવાવિવાહ, નાતિઓનો પરસ્પર લગ્નવ્યવહાર, કન્યાવિક્રયનિષેધ, વગેરે સુધારા માટે સ્મૃતિઓના મજબુત આધાર મળે છે એ ખરૂં છે, પણ બીજી સ્મૃતિઓમાં એમાંના કોઇ સુધારા વિરુદ્ધ વચન હોય તો તે વચન હવે સ્વીકાર્ય નથી એમ જ કહેવું જોઇએ તે વચનનો અર્થ પણ તે સુધારાના નામમાં કરવા પ્રયત્ન કરવો એ યોગ્ય નથી એઇની ખાતરી થતી નથી એ વિરોધી સ્મૃતિઓને એકાર્થ દર્શાવવાનો પ્રયત્ન વિચારવંત મનુષ્યોના અન્તઃકરણને રુચતો નથી અને એ રીતે મારી મચડીને પરાણે મેળવેલી એકાર્થતા તેમના ચિત્તમાં ઉતરતી નથી ભિન્નાર્થ મતોને આ રીતે એકાર્થ બનાવવા એ યુક્તિ વિરુદ્ધ છે એ ભૂલને ગ્રીકસૃષ્ટિમાં Syncretism કહે છે યુરોપની ગ્રીકસૃષ્ટિના ઇતિહાસમાં પણ પ્લેટો પછી થયેલા ગીઓ પ્લેટો નિસ્ટ નામના તેના અનુયાયીઓએ એવા Syncretism નો પ્રયાસ કરેલો અને તે નિષ્ફળ જ ગયેલો તર્કવિરુદ્ધ વિચારઘટના થઈ શકતી નથી તેથી, જે શાસ્ત્રવચનો સુધારાને અનુકૂલ હોય તેમનો જ આશ્રય લેવો, જે વચનો વિરુદ્ધ હોય તે ગ્રહણ ન કરવાં, અને, એક સ્ત્રી જીવતાં બીજી ન પરણવાના રીવાજ (monogamy) વગેરે સુધારા માટે જોઇએ તેવાં શાસ્ત્રવચન ન મળે તો શાસ્ત્રવચન વગરે ચલાવી લઈ માત્ર સુધારાની યોગ્યતા દર્શાવવી એ જ યોગ્ય છે શાસ્ત્રાર્થ કરવાની પદ્ધતિ કરવાની બાબતમાં આ સ્મૃતિ વચન ન ભૂલવું જોઇએ નહિ કે

न केवलं शास्त्रमुद्दिश्य कर्तव्यो हि निर्णयः ।
युक्तिहीने विचारे तु धर्महानिः प्रजायते ॥

'કેવળ શાસ્ત્રનો જ ઉદ્દેશ કરીને નિર્ણય કરવો જોઇએ નહિ કેમકે, યુક્તિ વગરના વિચારથી ધર્મની હાનિ થાય છે શાસ્ત્રના ઉદ્દેશ સાથે યુક્તિ (reason) નો પણ ઉપયોગ કરવો જોઈએ

તેમ થાય ત્યારે જ શું કરવું તેનો યોગ્ય નિર્ણય થાય છે. યુક્તિ વગર શાસ્ત્રના આધાર લઈ વિચાર કરવામાં આવે તો જે ધર્મનું રક્ષણ કરવાનો હેતુ છે તે ધર્મની જ હાનિ થાય છે. પ્રજાહિતનું રક્ષણ કરવું, પ્રજાની ઉન્નતિ કરવી અને તે માટે અનિષ્ટ રૂઢિઓને દૂર કરવી એ આ વિષયમાં પરમ ધર્મ છે એ વાતની વિસ્મૃતિ થવી ન જોઈએ. મર્હુમ મિ. રાનડેએ સતારામાં મળેલા પ્રાન્તિક સોશીઅલ કૉન્ફરન્સ વખતે સુધારાની અગત્ય (inevitability of reform) દર્શાવતા કેટલાક સુધારાને માટે શાસ્ત્રોનો આધાર ન જડે તે સંબંધે કહ્યું હતું તેમઃ—

"But even if it were otherwise, and even if it could be shown by a long special pleading that the changes made are to some extent proper deductions from old texts, it is quite plain that no lapse of time can bar the way of reform where such is needed by the exigencies of our present difficulties. Above all mere ordinances and institutes stands the law eternal of justice and equity, pity and compassion, the suggestions of the conscience within and of nature without us. We can no more resist the stream of these influences as working for righteousness than we can roll back the tide."

" પણ સ્થિતિ એથી જુદી હોય, અને એકપક્ષી લાંબો બચાવ કરી એમ બતાવી શકાતું હોય કે (સુધારા માટે) કરેલા આ ફેરફાર જુના વચનો પરથી કેટલેક અંશે યોગ્ય રીતે કલ્પિત થઈ શકે છે,

તોપણ એ તો સ્પષ્ટ છે કે જ્યાં આપણી હાનની મુશ્કેલીઓને લીધે આપણા હિત સારૂ સુધારાની આવશ્યકતા ઉત્પન્ન થઇ હોય ત્યાં ગમે તેવા કાનના અન્તરનો બાધ નડી શકતો નથી જે માત્ર વિધાનો અને સત્યાઓ છે તે સર્વના ઉપર એક સનાતન નિયમ આવી રહેલો છે તે નિયમ ન્યાય અને ઇન્સાફનો છે, દયા અને અનુકમ્પાનો છે, આપણા અન્તરમાં રહેલી સદ્‌વૃત્તિ (conscience) નો છે અને આપણી બહાર આવેલી પ્રકૃતિનો છે સમુદ્રની ભરતીને આપણે પાછી વાળી શક્તા નથી તેમ જ આ ધર્મ્ય સદ્‌વ્યવહારને ઉત્તેજિત કરતા (સુધારાના) મોજાના પ્રવાહને આપણે રોકી શકતા નથી ”

મિ રાનડેએ કહેલી ચોથી પદ્ધતિ તે સુધારા કરવાની પ્રતિજ્ઞાઓ લેવડાવવાની છે આ પદ્ધતિનુ પણ કેટલુક અનુસરણ થયેલુ છે પ્રથમ આ શહેરમા બાળલગ્ન નિષેધક સભા સ્થપાયેલી તેમા સભાસદોએ આ પદ્ધતિ ગ્રહણ કરી પોતાના બાળકોને પરણાવતા વરકન્યા વચ્ચે અમુક વયનુ અન્તર રાખવાની પ્રતિજ્ઞા લીધી હતી મદ્યપાન નિષેધના પ્રયાસમા આ પદ્ધતિનો વણો ઉપયોગ થાય છે. મદ્યપાનનો નિષેધ સર્વત્ર પ્રચલિત કરવા સારૂ સર્વેએ મદ્યપાનથી દૂર રહેવાની પ્રતિજ્ઞા લેવી,–તે વ્યસન કરનાર પાસે પ્રતિજ્ઞા લેવડાવવી અને વ્યસન ન કરનારે પણ પ્રતિજ્ઞા લેવી, એ પદ્ધતિ લાભકારક માલમ પડી છે નિશાળ મ ડળની પ્રતિજ્ઞા તે માણસોના મન ઉપર બળવાન અસર કરે છે અને કાર્યનું ગાભીર્ય તેથી પ્રદર્શિત થાય છે મદ્યપાનથી થતી હાનિ વિશે ખાતરી થયા પછી લાલચને પ્રસગે પ્રતિજ્ઞા તે માણસને રોકનારૂ મહાસમર્થ બળ થઈ પડે છે, કેટલાક તે સમયે લાભાલાભના વિચારથી અટકી શકતા નથી પણ પ્રતિજ્ઞાની સ્મૃતિથી જ અટકે છે બીજા અનિષ્ટ રીવા જેનો ત્યાગ કરવાની આવશ્યકતા વિશે ખાતરી થયા પછી પણ તે રીવાજોને વશ થવુ પડે એવા સાસારિક સંબધો કેટલીક વાર ઉભા થાય છે, અજ્ઞાન કુટુ

બીજાઓના દુરાગ્રહ કેટલીક વાર નડે છે, કેટલીક વાર તાત્કાલિક લાભ આકર્ષણ કરે છે આવા પ્રસગોએ પ્રતિજ્ઞા ઉપયોગી થાય છે પૂર્વે લીધેલી પ્રતિજ્ઞા આબરૂ ખાતર પાળવી જોઇયે એ વિચારથી મનુષ્યો દૃઢ રહી શકે છે અને આબરૂના રક્ષણની આવશ્યકતા ભિન્ન વિચારના મડળને પણ કબુલ કરવી પડે છે અલબત્ત, કેટલીક વાર પ્રતિજ્ઞા લેનાર પોતે જ નિર્બળ થઇ પ્રતિજ્ઞાથી ચલિત થાય છે એમ બને છે આવા પ્રસગોએ પ્રતિજ્ઞાનું પાલન કરાવવા કાયદાની મદદ લેવી અને પ્રતિજ્ઞાનો ભગ કરનારનો દડ થાય એવી વ્યવસ્થા કરવી એવી પદ્ધતિ યોજવામા આવેલી છે સિંધ–હૈદરાબાદમા મિ દયારામ ગિદુમલે આ પદ્ધતિનો પ્રથમ આરભ કરેલો છે તેમા એવી વ્યવસ્થા છે કે સસારસુધારા સમાજને ઇન્ડીઅન કપનીઝ એક્ટ પ્રમાણે રજીસ્ટર કરાવવામા આવે છે, તથા સભાસદો અમુક સુધારાની પ્રતિજ્ઞાના ભગ બદલ અમુક રકમના દડને પાત્ર થવાનું કબુલ કરે છે એ પ્રમાણે કબુલત થયા પછી કોઈ સભાસદ પ્રતિજ્ઞા વિરુદ્ધ વર્તન કરે તો તેને દડ કરવાની કોર્ટને અરજી થઈ શકે છે આ શહેરમા પણ આ ધોરણે કેટલાક વર્ષ ઉપર સંસારસુધારા સમાજ રજીસ્ટર થયેલી અને સભાસદોએ પોતાના પુત્ર પુત્રીને તથા પોતાના રક્ષણ નીચેના બાલક બાલકીને અમુક વયની અદર નહિ પરણાવવાની તથા એવી પુત્રી તથા બાલકીને કેળવણી આપવાની પ્રતિજ્ઞા લીધેલી આ પદ્ધતિનુ ઘણુ અનુસરણ થયેલુ નથી

સુધારા માટે સરકાર પાસે કાયદા કરાવવા એ પાચમી પદ્ધતિ છે મિ રાનડેએ કહ્યુ છે તેમ એ પદ્ધતિ સહુથી ઓછી પસંદ કરવા યોગ્ય છે પણ કેટલાક વિષયમા તે વિના છુટકો નથી કેટલીક વાર ભયકર અનિષ્ટતા તે વિના અટકી શકતી નથી, કેટલીક વાર અન્યાય દૂર કરવા સારૂ અથવા લોકવિચાર કેળવવા સારૂ તેની જરૂર પડે છે વિધવાઓ "સતી" થઇ બળી મરતી અને તેમને કેટલીક વાર એ પ્રમાણે બાળી મુકવામા આવતી તે ત્રાસદાયક રીવાજ એકદમ અટ-

કાઢવા કાયદો કરવાની જરૂર હતી. લગ્નવાટની ઉમ્મર વધારવા કાયદો કરવાની જરૂર હતી. વિધવાઓના પુનર્લગ્ન જે જ્ઞાતિઓમાં વર્તમાન રૂઢિથી કાયદેસર નહોતા ગણાતા તે જ્ઞાતિઓમાં જે વિધવાઓની ફરી પરણવાની ખુશી હોય તેમનાં પુનર્લગ્ન કાયદેસર ગણાય તે માટે કાયદો કરવાની જરૂર હતી. મૈસુરના મર્હુમ મહારાજાએ તેમ જ શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડે બાળલગ્નનો પ્રતિબંધ કરવા કાયદા કરેલા છે. આ કાયદાઓ લોકવિચારને કેળવવામાં તથા ઉન્નત કરવામા પણ મદદભૂત થાય છે; કયુ ધોરણ વધારે ઇષ્ટ છે, કયી સ્થિતિ પ્રાપ્ત કરવા યોગ્ય છે, એ ઉપર લોકોના વિચાર આવા કાયદાથી દોરાય છે. લોકો આવા વિચાર પર આવ્યા ન હોય ત્યા તેમને કેટલેક દરજ્જે લાવવાની પણ રાજની ફરજ છે. **राजा कालस्य कारणम्** "રાજા કાલનું કારણ છે" (રાજા કાળને ઉપજાવે છે) એ જુનું વચન આ જ દર્શાવે છે. સર્વ લોકો પોતાની મેળે જ સમારો જાતિના વિષયો ઉપર વિચાર કરતા હોય અને સુધારા દાખલ કરતા હોય તો રાજ તરફથી કાયદા થવાની જરૂર ન પડે. પણ તેમ કદી બને નહિ. વળી રાજ તે પ્રજાના બળની સમષ્ટિ છે અને તે પ્રજાહિત માટે જરૂર હોય ત્યા વપરાય તે યથાર્થ છે. અનાથનું, નિર્બળનું, ન્હાની વયના બાલકોનુ રક્ષણ કરવુ, જનસમાજમા, કુટુબમા, ગૃહમા જ્યા જુલમ થતો હોય ત્યા વચ્ચે પડી તે અટકાવવો એ રાજાનો ધર્મ જુના વખતથી કહેવાતો આવ્યો છે.

કેટલીક વાર એક બીજી પદ્ધતિનો આગ્રહ કરવામા આવે છે. તે પદ્ધતિને Method of working on the lines of least resistance (સહુથી ઓછો પ્રતિરોધ થાય એવી દિશામા કાર્ય કરવાની પદ્ધતિ) એવું નામ આપવામા આવે છે. આ પદ્ધતિના સમર્થનમા એવું કહેવામા આવે છે કે જુની રૂઢિઓ ગમે તેવી ખરાબ હોય તો પણ તે દૂર કરવા સંબંધે ઉચ્છેદક (radical) વિચારો અને પ્રયાસો એકદમ આગળ કર્યાથી લોકસમૂહ નારાજ થઇ

સામો થાય છે માટે એવી ઉતાવળ કરવી નહિં. ઉચ્છેદક વૃત્તિના ઉદાહરણરૂપે કવિ નર્મદાશંકરની આ સુપ્રસિદ્ધ લાવણી ઘણીવાર ઉતારવામાં આવે છેઃ—

" સહુ ચલો જીતવા જંગ, બ્યુગલો વાગે;
યા હોમ કરીને પડો, ફતેહ છે આગે. ટેક૦

કેટલાંક કરમો વિશે, ઢીલ નવ ચાલે;
શંકા ભય તો બહુ રોજ હમને ખાળે.
હજી સમય નથી આવિયો, કહી દિન ગાળે,
જન મ્હાનું કરે તવ સરે અર્થ કો કાળે.
ઝંપલાવવાથી સિદ્ધિ જોઇ બળ લાગે!
યા હોમ૦ સહુ ચલો૦ યા હોમ

સાહસે જ્ઞાતિના બંધ કાપિ ઝટ નાખો,
સાહસે જાઓ પરદેશ બ્હીક નવ રાખો.

**સાહસ કરવા વિશે.**

કવિ દલપતરામે આના ઉપર ટીકા રૂપે રચેલી કહેવાય છે તે ગરબી આ છેઃ—

"સજ્જન સંભળાવજો રે, ધીરે ધીરે સુધારાનો સાર,
સજ્જન સ્નેહ સહિત સંભળાવજો. ટેક.

છોટી અક્કલવાળા આગળે, મુખે ન વદિએ મોટી વાત;
પાશેર કેરા પાત્રમાં, કેમ શેર સમાશે સાત. સજ્જન.

લાખો કીડીપર લાડવો, આખો મેલિયે તો મરી જાય;
ભૂકો કરી ભભરાવીયે, તો તે ખાસી રીતેથી ખાય.

માંકડા લઇને માનવી, બેઠો નાવમાં દઇને નૂર,
ભડકાવે તો તે અભાગિયાં, પડે કૂદી પાણીને પૂર. સજ્જન.

**વેનચરિત્ર, ૫૬ ૭૭ સું.**

દલપતરામની આ પદ્ધતિ નર્મદાશંકરે કહેલી પદ્ધતિથી વાસ્તવિક રીતે વિરોધી નથી. ફક્ત પાત્રની યોગ્યતા ઉત્પન્ન થતા સુધી પૂરો ઉપદેશ ન કરવાનું એમાં વિધાન છે, પણ, તેનો હેતુ એવો નથી કે સર્વત્ર એવો ઉપદેશ એકદમ થઇ શકે નહિ, અને તેમ જ તેનું તાત્પર્ય એવું નથી કે સંસાર સુધારાના લક્ષણમાં કાંઇ એવી વિશેષતા છે કે તેનો અમલ એકદમ થઈ શકે જ નહિ. 'છોટી અક્કલવાળા' વગેરેના દૃષ્ટાન્તનો હેતુ પણ એ જણાય છે કેટલાક મનુષ્યો સંસાર સુધારાના પૂર્ણ વિવેચન માટે હજી તૈયાર નથી. પણ તેઓ તૈયાર થાય ત્યારે સુધારો એકદમ દાખલ કરવાનો આ વચનોમા નિષેધ કર્યો નથી.

સંસારના તેમ જ બધા વિષયના સુધારાના આરંભ વખતે જુની રૂઢિને વળગી રહેલા લોકની અરુચિ થાય છે અને લોકની આરુચિ ન થાય, લોક સામે નથાય એટલું જ કાર્ય કરવું એવો જો નિયમ કરવામા આવે તો સુધારાનો પ્રયાસ થઇ શકે જ નહિં. એ પ્રયાસ થયા પછી જ તેની સારતા લોકોના સમજવામા આવે છે અને તેનુ અનુસરણ થાય છે. નામદાર ન્યાયમૂર્તિ મિ. ચંદાવરકરે એક પ્રસંગે દર્શાવ્યુ હતું તેમ Lines of least resistance ( સહુથી ઓછા પ્રતિરોધની દિશા ) એ પદ્ધતિનો અર્થ એવો નથી કે જે સુધારા સામે વિરોધ ન થાય અથવા બહુ ઓછો વિરોધ થાય તે જ સુધારા માટે પ્રયાસ કરવો અને બાકીના સુધારા છોડી દેવા; પણ તેનો અર્થ એવો છે કે સુધારાનો પ્રયાસ કરવાની સાથે તે સામેનો વિરોધ એ રીતે ઓછો કરતા જવું કે જેમ બને તેમ ઓછો વિરોધ નડે. અર્થાત્ જે જે સુધારા ઇષ્ટ છે તે સર્વ માટે પ્રયાસ કરવો આવશ્યક છે પણ તે દરેકમા બને તેટલો લોક વિરોધ શમાવવા પ્રયત્ન કરવો જોઇએ. સુધારા સામે લોકવિરોધ મટી જાય ત્યા સુધી અનિષ્ટ રીવાજો ચાલુ રહેવા દેવા અને અનાચાર તથા જુલમ ચાલવા દેવા એ લોકહિત સાધવાનો માર્ગ નથી એ વિશે પ્રથમ વિવેચન કર્યું છે.

સુધારાના પ્રયાસ એકદમ ન કરવા સબંધે એમ પણ કેટલીક વાર કહેવામા આવે છે કે કાલક્રમથી ધીમે ધીમે સુધારા થશે અને સુધારા માટે ખાસ યત્ન કરતા કાલક્રમની વાટ જોવી જોઇએ પરતુ દાક્તર ભાડારકરે એક પ્રસગે કહ્યુ હતુ તેમ કાલ એ કાઈ જાતે બળ નથી કાલક્રમમા તો ઇષ્ટ અને અનિષ્ટ બન્નેની પ્રવૃત્તિ થાય છે વર્તમાન સમયમા અનેક પ્રવૃત્તિઓ ચાલુ થઈ છે, અનેક આચારનો નવો આરભ થયો છે, એ સમયે એ સર્વની ગતિ હાથમા લઇ સર્વને શુભ માર્ગે વાળવા અને પરિણામે ઉન્નતિ થાય એવી રીતે જનસમાજમાના સર્વ બળોને દોરી જવા એ કર્તવ્ય છે વહાણ, ઈજીન કે મોટરકારની ગતિ નિરકુશ ચાલવા દઇ તેનુ નિયમન હાથમા લેવુ નહિ, તેને હાનિના પ્રસગોથી બચાવવા નહિ, તેને ઇષ્ટ માર્ગે દોરવા નહિ, એ અતિ ભયકર છે જનસમાજમા એથી પણ વધારે ગતિનુ બળ છે તેમ જ જોખમ છે, અને તે ગતિને જનકલ્યાણના માર્ગે ન દોરતા કાલક્રમે જે પ્રાપ્ત થાય તે ગતિ થવા દેવી એ એથી સહસ્રગણુ ભયકર છે

સસાર સુધારાની પદ્ધતિઓનુ આ વિવેચન સમાપ્ત કરતા ન્યાયમૂર્તિ મહાદેવ ગોવિંદ રાનડેનુ વચન ફરી લક્ષમા રાખીશુ કે જુદી જુદી પદ્ધતિઓનો યથાયોગ્ય ઉપયોગ કરવાનો છે અને એ પદ્ધતિઓએ કાર્ય કરનારા એકત્ર થઇ પ્રયાસ કરે એ જ સિદ્ધિનો માર્ગ છે



# બીજી ગુજરાત સંસારસુધારા પરિષદ્, નડીઆદ*



પ્રતિનિધિઓ, સન્નારીઓ અને સદ્ગૃહસ્થો,

પ્રાચીન બાબિલોનિયન લોકોના રાજા હમ્મુરાબીએ એવો કાયદો કરેલો કે કોઇ વૈદ્યના ઉપચાર પછી દર્દીને નુકસાન થાય તો તે વૈદ્યને સખત સજા કરવી. તેણે ફરમાન કરેલું કે વૈદ્યની શસ્ત્રક્રિયા પછી દરદીનુ મૃત્યુ થાય કે દરદીની આંખ જાય તો વૈદ્યના કાંડા કાપી નાખવા, વૈદ્યની દવા લીધા પછી ગુલામ મરી જાય તો વૈદ્યે નવો ગુલામ ભરી આપવો, અને ઘાયલ થયેલા બળદને વૈદ્યની દવા કર્યા છતા બળદ મરી જાય તો બળદની કિંમતનો ચતુર્થાંશ વૈદ્યે બળદના માલીકને આપવો. આને પરિણામે બાબિલોનમા વૈદ્યનો ધંધો બંધ પડેલો, અને એવો રીવાજ ચાલેલો કે માણસ માંદો થાય ત્યારે તેને ચાર રસ્તા વચ્ચેના ચોકઠામા લાવીને સુવાડતા અને ત્યાંથી જે જતો હોય તે દરેક જણ તે માંદા માણસ પાસે આવીને પુછતો કે તને શુ થયુ છે; તેનો રોગ પુછનારને પોતાને પહેલા થયો હોય કે બીજા કોઇને થયાનુ પુછનારના જાણવામા હોય તો પુછનાર માંદા માણસને ભલામણ કરતો કે આવા ઉપચારથી આ રોગ મટે છે માટે તુ પણ એ ઉપચાર કરજે.

હિંદુ સંસારની હાલની વ્યાધિગ્રસ્ત દશામા હિંદુ પ્રજાએ પણ આવું કષ્ટ હાથે કરીને વ્હોરી લીધુ છે સમાજશાસ્ત્રની ચિકિત્સા બંધ કરવામા આવી છે અને પ્રાણરક્ષણનો સમસ્ત પ્રયત્ન ડોશીઓની દંતકથાને આધારે કરવામા આવે છે. જનસમાજના બંધારણના અને વિકાસના શાસ્ત્રીય વિજ્ઞાનથી ફલિત થતા ધોરણે પ્રમાણે ઉપાય

* બુદ્ધિપ્રકાશ નવેમ્બર ૧૯૧૮. અંક ૧૧.

લીધાથી હાનિ થઇ બેસશે એ બીકથી રૂઢિનુ અધ અનુસરણ કરવામા આવે છે આવી સ્થિતિ દૂર કરવી, આપણા સસારની પ્રવર્તમાન ઘટનામા જ્યા જ્યા સડો હોય ત્યા ત્યા તે નિર્મૂલ કરવાના ઉપાય લેવા, આપણો સસાર શુદ્ધ અને સશક્ત થઇ ઉત્કર્ષ પામે એવા પગલા ભરવા, એ સસાર સુધારનો પ્રયાસ છે એ પ્રયાસમા આપણી સ્થિતિ ભૂતકાળમા કેવી હતી અને ભવિષ્યમાળમા તે કેવી કરવી છે એ જોવુ પડે છે એટલુ જ નહિ, પણ, કયા સામાજિક બળોની અસર આપણા ઉપર થાય છે અને મનુષ્યજાતિનું માનસિક તથા નૈતિ બધારણ કયા કારણોમાથી કેવા કાર્ય ઉત્પન્ન કરવાનું સૂચવે છે એ પણ જોવુ પડે છે જુના સમયથી આપણા સસારની વ્યવસ્થા કેવી ઘડાતી આવી છે, આપણા આદર્શો કેવા હતા અને તે આદર્શોનુ અનુસરણ આપણી પ્રજામા કેવુ થયુ છે, એ જ્ઞાન આપણા શાસ્ત્રો, સ્મૃતિઓ અને ઇતિહાસથી મળે છે, અને એ જ્ઞાન સસાર ચલાવવાની શક્તિનો ભડાર આપણી પાસે કરે છે તે નક્કી કરવા સારૂ જરૂરનુ છે પરતુ એટલી જ સામગ્રીથી આપણે ઇષ્ટ સિદ્ધિ કરી શકીએ તેમ નથી આપણુ ભવિષ્ય આપણે કેવું ઘડવુ છે તે નક્કી કરવા સારૂ ભૂતકાળના આદર્શોના જ્ઞાન ઉપરાત વર્તમાનકાળના આદર્શોની પરીક્ષા પણ આવશ્યક છે વર્તમાનને ટાળી નાખી વર્તમાનથી સ્વતત્ર એવો ભૂતકાળ આપણે ઉત્પન્ન કરી શકીએ તેમ નથી બધુ 'પાછુ હતુ તેવુ થાય' એ શક્ય પણ નથી અને ઇષ્ટ પણ નથી કેટલીક વસ્તુઓ પોતાના કાળની સાથે જ ચાલી જાય છે, અને, બાકી રહે છે તે વસ્તુઓ કાળના ફેરફારથી રગાતી જાય છે, છપાતી જાય છે, ઉમેરાતી જાય છે અને વિંગાતી જાય છે, રૂપાન્તર પામતી જાય છે આ કારણથી ભૂતકાળને આધારે રચાયેલો વર્તમાનકાળ, અને વર્તમાનકાળથી બદલાયેલો ભૂતકાળ લક્ષમા લઇને ભવિષ્યકાળ માટે તૈયારી થઈ શકે છે વર્તમાનકાળમાથી આપણે આગળ વધવાનુ છે, વર્તમાનકાળમા આપણી પાસે

જે જે સામર્થ્ય છે તે તે સામર્થ્યના ઉપયોગથી સર્વ પ્રયાસ કરવાના છે. તેથી વર્તમાનકાળમાં આપણે આપણા દેશમાં અને દુનિયાની વચમાં કેવી સ્થિતિમાં છીએ એ લક્ષમાં લેવાની જરૂર છે. વર્તમાનકાળમાં આપણા સંસારમાં જે જે અનિષ્ટતા છે તેનો પ્રતિકાર આપણા સંસારમાં જે જે અનિષ્ટતા વડે તેનો પ્રતિકાર આપણા વર્તમાન સામર્થ્યથી અને આપણી વર્તમાન સ્થિતિમાં કરવાનો છે. પ્રાચીન કાળમાં યોગીઓ જંગલમાં જઇ માથા ઉપર કીડીઓના ગફડા ચઢી જાય એવી સમાધિ કરતા એટલું જ ચિત્ર નજર આગળ ઉભું કર્યાથી આપણું કાર્ય સરે તેમ નથી. અર્વાચીન કાળમાં શહેરોમાં અને ગામડાઓમાં રહી આત્મબળ પ્રાપ્ત કરનારનું સ્વરૂપ કેવું હોય એ ચિત્ર પણ કલ્પાય નહિં ત્યાં સુધી સિદ્ધિ થઇ શકે તેમ નથી.

આ બધી હકીકત લક્ષમાં લેતા સંસાર સુધારા સંબંધે શું શું કર્તવ્ય છે, શું શું થાય છે અને કી કી રીતે થાય છે એ વિષયના વિવિધ વિચારો અને અનુભવો એકઠા કરવા તથા તેમાંથી સાર દોહન કરવા વખતોવખત આપણે સંસારસુધારા પરિષદ્ ભરીને મળીએ છીએ. અને તેથી આ પ્રસંગે, પ્રસ્તુત વિષયને ઉદ્દેશી, જનસમાજના કેટલાક આદર્શો, સામાજિક બળો અને ધોરણોનું અવલોકન કરીશું તો માર્ગદર્શનમાં સહાયતા થશે.

આદર્શો ભાવનાઓથી બંધાય છે, ભાવનાઓનું મૂર્તિમન્ત સ્વરૂપ ઘડાતા આદર્શોના ચિત્ર ઉદ્દભૂત થાય છે, ભાવનાનો ચારિત્ર્યમાં અમલ થતા માનવ વ્યક્તિનું જે સ્વરૂપ કલ્પાય તેને આદર્શ કહીએ છીએ, માટે, સંસારસુધારાની મજબૂત ભાવનાઓ તરફ દૃષ્ટિ કરીશું.

સંસાર સુધારાની પ્રથમ ભાવના તે સ્વતંત્રતાની છે. દરેક પુરુષને અને દરેક સ્ત્રીને સ્વતંત્રતાનો અમૂલ્ય અધિકાર છે; જનસમાજની એકંદર સ્વતંત્રતા જળવાય માટે છુટક વ્યક્તિની સ્વતંત્રતાના વ્યવહારના નિયમ થઇ શકે; પણ, અપરાધ સિવાય કોઇ વ્યક્તિની

સ્વતંત્રતા છિનવી લેવાય નહિ, અને અપરાધ માટે પણ દંડ પુરતી જ તે લઇ લેવાય આ મહાન ભાવના રાષ્ટ્રીય જીવન પેઠે સામાજિક જીવનમા પણ પ્રવર્તવી જોઇએ એ પ્રતીતિથી જાગૃત થઇ આપણે લગ્નના વિષયમા સ્વાતંત્ર્ય સ્થાપવા પ્રયત્ન કરીએ છીએ મનુષ્યની જીંદગાનીમા લગ્ન એ ઘણો મ્હોટો બનાવ છે, મનુષ્યના આખા જીવનમા સુખ દુ ખનો ઘણો ભાગ લગ્નના આધાર ઉપર ગ્યાય છે, લગ્ન એ હૃદયની રુચિ અને હૃદયના ઉલ્લાસનો વિષય છે, લગ્ન તે પ્રેમનો ઇશ્વરી અંશ અનુભવવાનુ અને સાર્થક કરવાનુ એક મોટુ ક્ષેત્ર છે, માટે લગ્નમા સ્ત્રી કે પુરુષની સ્વતંત્રતા કોઇ રીતે કુંઠિત થવી ન જોઇએ આ સ્વતંત્રતાનો ઉપયોગ કરવાનો પ્રસગ આવે તે પહેલા જ બાળકોને પરણાવી દેવામા આવવાથી સ્વતંત્રતાની ભાવના ખડિત થાય છે અને તેથી ઘણા વિરમ પરિણામ થાય છે એ બાળલગ્ન બધ કરવાનુ એક મોટુ કારણ છે લગ્નની આ સ્વતંત્રતાનો હક પુરુષ જેટલો જ સ્ત્રીને છે એ સિદ્ધાન્તની હાવના હિંદુ સસારમા અવગણના થાય છે તે દૂર કરવાનો પ્રયાસ પણ એટલો જ અગત્યનો છે સ્વતંત્રતા સર્વદેશી થાય ત્યારે જ ખીલે છે અને, જે જનસમાજમા અમુક વ્યક્તિઓને, અમુક વર્ગોને કે અમુક જાતિઓને જ સ્વતંત્રતા મળે છે અને બાકીનાને સ્વતંત્રતાથી વિહીન રાખવામા આવે છે તે જનસમાજની સ્વતંત્રતા અધુરી અને ખડળી ગયેલી રહે છે આમ જનસમાજની સ્વતંત્રતા પરિપુષ્ટ કરવાના દૃષ્ટિબિન્દુ ઉપરાત વ્યક્તિની સ્વતંત્રતાનો સિદ્ધાન્ત પણ લગ્ન વિષયમા સ્ત્રીની સ્વતંત્રતાની આવશ્યકતા દર્શાવે છે આપણા સસારમા સ્ત્રીને બાલ્યકાળથી મૃત્યુ પર્યન્ત સ્વતંત્રતાના સ્વપ્ના પણ આવવા દેવામા આવતા નથી, અને એ પદ્ધતિ લગ્નની બાબતમા પણ પ્રવર્તે છે જીવનમા સ્વતંત્રતાનો અરુણોદય દેખાવા માંડે, પોતાના જીવનસુખના પોતે કેવા ખ્યાલ બાધવા એ સમજણ ઉત્પન્ન થવાનો વખત આવે તે પહેલા બાળકીઓને પરણાવી દેવા એ સ્વતંત્ર

તાની પરમ શત્રુતા છે. માબાપનો લ્હાવો માબાપના ધનલાભ, માબાપની સાંસારિક સગવડ આગળ કન્યાની સ્વતંત્રતાનું, કન્યાના કલ્યાણનું બલિદાન આપી હિંદુપ્રજા પરતંત્રતાના છોડ ઘેરે ઘેર, ગામે ગામ, દેશે દેશ રોપે છે. બાળલગ્નમાં કન્યાના સુખ અને હૃદયોલ્લાસ સિદ્ધ કરવાના માર્ગ જોવામાં આવતા નથી એટલું જ નહિ પણ, તેના સુખનો નાશ કરવાના અને હૃદયોલ્લાસનો ભંગ કરવાના માર્ગ તરફ્ણી જોઇ લેવામા આવે છે. જ્યા વરની શારીરિક માનસિક કે નૈતિક ખામી એવી અનિષ્ટ હોય કે વરનું કુટુંબમંડળ એવું અરુચિકર હોય કે સમજણી ઉંમરની યુવતી તે વર સાથે લગ્નથી જોડાવા કદી કબુલ ન થાય ત્યાં અણસમજણી ઉંમરની બાળકીને માબાપના સ્વાર્થ ખાતર લગ્નની ગાંઠથી બાંધી દેવામાં આવે છે, લગ્નને બંધનનું સાધન બનાવવામાં આવે છે. ન્હાની ઉંમરના વરમા પ્રકટ થતી ખામીઓ બાલકી માટે સ્વીકારી લેવામા આવે છે એટલું જ નહિ, પણ વૃદ્ધતાની જામી રહેલી ખામીઓ પણ બાળકીને મંગલ વાદ્ય અને ઉત્સવ સાથે અર્પણ કરવામા આવે છે. બાળલગ્ન કન્યાવિક્રય અને કજોડાના રીવાજ એ ગુલામગીરીના વ્યવહાર હોઇ સ્વતંત્રતાની ભાવનાના કટ્ટા દુશ્મન છે, તે છતા હિંદુસમાજ તેને મમતાથી વળગી રહે છે એ કેવુ ગ્લાનિકર છે ! રાજતંત્રમા કોઇ વ્યક્તિને ગેરવાજબી રીતે કેદ કરવામા આવે છે તો આખા દેશમા હાહાકાર થાય છે, પણ, દસ વર્ષની નિર્દોષ બાળકીને સાઠ વર્ષના ડોસા સાથે કે કમઅક્કલના ગાડા સાથે પરણાવી દેવામા આવે છે ત્યારે આપણા જનસમાજમા કાઇ પણ ખળભળાટ થતો નથી; અસંમતિ દર્શાવવા સભાઓ ભરાતી નથી તો ખેર, પણ એ જુલમ કરનાર પાત્રો સાથે કુટુંબમા, સંસારમા, વ્યવહારમા, જાહેરજીવનમાં આપણે એવી રીતે વર્તીએ છીએ કે જાણે તેમણે કરેલા અત્યાચારથી આપણી લાગણી દુખાઇ જ ન હોય, તેમનું નૃસંસ કાર્ય આપણા રોષને પાત્ર છે એવી આપણી માન્યતા જ ન હોય

તેમના તરફ આપણને અનાદર થયોજ ન હોય ! એક તરફથી રાજ તંત્રમાં સ્વતંત્રતા પ્રાપ્ત કરવાના આપણે પ્રયાસ કરીએ અને બીજી તરફથી આપણા જીવનમાંથી સ્વતંત્રતા છિન્ન કરવાના રોજરોજ આચરણ કરીએ એ કેવી મૂર્ખતા ! કેવી દુર્બુદ્ધિ !

વિધવાવિવાહ પણ સ્વતંત્રતાની ભાવનાનો વિષય છે લગ્ન ખંડિત થયા પછી ભાગેલું જીવન કેમ સાધવું એ પોતાને માટે પોતાની મેળે નિર્ણય કરવાનો અધિકાર દરેક પુરુષને અને દરેક સ્ત્રીને હોય એજ એ વિષયમાં સ્વતંત્રતાનો માર્ગ છે વિવાહિત જીવનમાં એટલા બધા સકુલ અનુભવોનો સમાવેશ થાય છે કે તેમાં તુટ પડયા પછી કેવું જીવન ગાળવું એ વિશે બધી વ્યક્તિઓને એક સરખી વૃત્તિ થતી નથી કોઇને વૈરાગ્યની વૃત્તિ થાય છે, કોઈને બાકી રહેલા કુટુમ્બમાં સમસ્ત સ્નેહ પરોવવાની વૃત્તિ થાય છે, કોઇને ધંધામાં મશગુલ થવાની વૃત્તિ થાય છે, અને કોઇને જનસમાજના કાર્યોમાં મન એકાગ્ર કરવાની વૃત્તિ થાય છે, અને કોઇને ફરી વિવાહિત જીવનમાં પ્રવેશ કરવાની વૃત્તિ થાય છે વચટ ઉંમર સુધી આ છેલ્લી વૃત્તિ ઘણી સાધારણ હોય છે, અને વચટ ઉંમરથી આગાડી વધ્યા પછીના કાળમાં પણ આ વૃત્તિ, અર્થાત્ ફરી લગ્ન કરવાની વૃત્તિ, કેટલાકમાં ઘણી બળવાન માલમ પડે છે આવી *વિવિધતાની દશામાં* સહુ પોતપોતાની રુચિ અનુસાર માર્ગ ગ્રહણ કરે તો જ સ્વતંત્રતા રહી શકે સહુ પામે એક સરખી વૃત્તિ ધારણ કરાવવાથી સ્વતંત્રતા નષ્ટ થાય છે જુદી જુદી સ્થિતિમાં જુદા જુદા નિર્ણયની ઓછી વત્તી યોગ્યતા કે અયોગ્યતા દર્શાવનાર એવા હોય છે, અને તેનો સરવાળો સુજ્ઞજનો કરે તે બુનભરેલ નથી હોતો પરંતુ દરેક વ્યક્તિને પોતાની મેળે એ સરવાળો કરવા દેવો અને કેટલાક જનો ખોટો સરવાળો કરશે અથવા ખરો સરવાળો કર્યા છતાં તદનુસાર આચરણ કરવામાં *નિર્બળતા* વાપરશે તેવો સંભવ હોવા છતાં સુજ્ઞ જનોની ટીકાને પાત્ર થઇ દરેકને પોતાને

લગતું આચરણ પોતાની મેળે સ્વતન્ત્રતાથી કરવા દેવું એ ઇષ્ટ છે. એકના આચરણથી બીજાની સ્વતન્ત્રતા જતી હોય તો અટકાવવી એ યોગ્ય છે. પણ વૃદ્ધ પુરુષ લગ્ન કરવા ઇચ્છે ને તેથી કોઇ બાળકીની સ્વતન્ત્રતા છીનવી લેવાતી ન જોઈએ. પણ, વૃદ્ધ પુરુષ અને વૃદ્ધ સ્ત્રી બંને સ્વતન્ત્ર ઈચ્છાથી લગ્ન કરે તો તેની યોગ્યતા પર ટીકા થઈ શકે પણ એવા લગ્ન જનસમાજના કાયદાથી અટકાવવા એ સ્વતન્ત્રતાની ભાવનાથી વિરુદ્ધ છે. વિધુર પુરુષને કે વિધવા સ્ત્રીને વૈરાગ્યની વૃત્તિ થઈ હોય તો તે છતા તેને ફરી લગ્ન કરવાની ફરજ પાડવી ન જોઇએ. તેજ પ્રમાણે તેને ફરી લગ્ન કરવાની વૃત્તિ થઇ હોય તે છતા તેને વૈરાગ્ય ધારણ કરવાની ફરજ પાડવી ન જોઈ એ. વિધવા સ્ત્રીને માટે વૈરાગ્યનો કે જનસમાજની સેવાનો માર્ગ દર્શાવવામા આવે છે તે વેળા એ વાત ભૂલી જવાય છે કે વૈરાગ્યમા અને જનસમાજની સેવામા વિધુર પુરુષો પણ વિધવાઓની પેઠે જ પ્રવેશ કરી શકે છે. પણ ફરી લગ્ન કરવુ કે વૈરાગ્ય ધારણ કરવો કે જનસમાજની સેવામા પ્રવૃત્ત થવુ કે બીજો કોઇ માર્ગ લેવો એ સર્વની સ્વતંત્રતા પુરુષોને આપવામા આવે છે અને સ્ત્રીઓને એવી સ્વતન્ત્રતા શા માટે ન હોય એનુ કશુ યોગ્ય કારણ અપાતું નથી. 'યોગ્ય કારણ અપાતુ નથી' એમ કહેવાનો હેતુ એ કે જ્યા કોઇ સમાજમા વિધવા સ્ત્રીને લગ્નની સ્વતન્ત્રતા ન આપવાની કારણ દર્શાવવામા આવે છે ત્યા તે કારણના મૂળમા બે અધમ ભાવ રહેલા હોય છે· (૧) પુરુષ પોતાને સ્ત્રીનો માલીક સમજે છે અને એમ માને છે કે પુરુષ એક પછી એક કે સામટી ગમે તેટલી સ્ત્રીઓનો માલીક થાય પણ સ્ત્રી તો એક જ પુરુષની માલકીની હોવી જોઈ એ; અને (૨) પુરુષ ગમે તેટલી સ્ત્રીઓનો ભોક્તા થાય પણ સ્ત્રી તો એક પુરુષની ભોગ્ય હોવી જોઈએ. બીજા જે કારણ દર્શાવવામા આવે છે તેનુ પૃથક્કરણ કરતા પણ આ ભાવ તેમા અન્તર્ગૂઢ રહેલા નજરે પડે છે. એમ કહેવામા આવે છે કે વિધવા

ફરી લગ્ન કરે તો પ્રેમની ભાવના ખંડિત થાય, કેમકે દંપતીપ્રેમ તો એક વ્યક્તિનો એક વ્યક્તિ માટે જ હોવો જોઇએ અને તેમાથી એક પાત્રનુ મૃત્યુ થાય તો તે પછી પણ તે પાત્ર માટે જ બીજા પાત્રનો પ્રેમ ચાલુ રહેવો જોઇએ. પ્રેમનો આ સિદ્ધાન્ત વિધુર પુરુષને શા માટે લાગુ પાડવામા આવતો નથી તેનો ઉત્તર એટલો જ આપવામા આવે છે કે પુરુષને તે લાગુ પાડવામા આવે તો સારુ ખરૂ પરન્તુ, વિધવા સ્ત્રીઓને ફરી લગ્ન નહિં કરવાની ફરજ પાડનારા અને વિધવાવિવાહની સામે થનારામાથી કોઈ વિધુર પુરુષોને ફરી લગ્ન નહિં કરવાની ફરજ પાડવાનો પ્રયાસ કરતા જોવામા આવ્યા નથી પુરુષને એ છુટ હોવી જોઇએ એવી તેમની માન્યતા તેમના વર્તનમાથી નીકળે છે. હિન્દુ પ્રજામા પુરુષો વિધુર થયા પછી ફરી લગ્ન કરી શકે છે અને કરે છે. વિધુરો લગ્ન કર્યા પછી ફરી વિધુર થતા ફરી લગ્ન કરે છે તે છતા હિન્દુ પ્રજામા પ્રેમની ભાવના ખંડિત કેમ થઈ નથી એનો ઉત્તર હજુ સુધી અપાયો નથી પ્રેમની ભાવના બળાત્કારથી જળવાઈ એમ કોઇ દિવસ બન્યુ નથી સ્ત્રી કે પુરુષ પ્રેમ ખાતર પોતાની સ્વતન્ત્ર ઈચ્છાથી વૈધવ્ય કે વિધુરત્વ પાળે તો જ પ્રેમની ભાવના જળવાય વૈધવ્ય ફરજિયાત રીતે પળાવવાના કારણમા જેઓ પ્રેમની ભાવના જાળવવાનો ઉદ્દેશ દર્શાવે છે તેમને ઉપર કહેલા માલકી અને ભોગના ભાવ અંદરથી પ્રેરે છે એમા શક નથી

સયમ એ મૂલ્યવાન વસ્તુ છે અને તે ખાતર વિધવાઓને ફરી લગ્ન કરતા અટકાવવી જોઇએ એમ પણ કહેવામા આવે છે. સયમ એ બેશક મૂલ્યવાન વસ્તુ છે પણ આપણી સંસારઘટનામા જે સયમ લક્ષ્ય છે તે ગૃહસ્થાશ્રમનો સયમ, સન્યાસનો સયમ નહિ. સન્યાસનો સયમ જો લક્ષ્ય હોય તો તો સસારના કર્તવ્ય સારૂ ધંધો કરી ધનપ્રાપ્તિ કરવાની પણ ન રહે, આપણા ઘરબાર લુંટાઇ જતા અટકાવવાનો પ્રયત્ન કરવાનો પણ ન રહે, દેશનો રાજતન્ત્ર

પ્રજાના હાથમા લેવાનો, રાજ્યવ્યવસ્થાના મ્હોટા હેદ્દાઓ પ્રજાજ-નોને અપાવવાનો પ્રયાસ કરવાનો પણ ન રહે. સન્યાસના સંયમથી એ સર્વ ત્યાજ્ય થાય. પરતુ, સ્ત્રીપુરુષોએ ગૃહસ્થાશ્રમમા રહેતાં ઇન્દ્રિયોને વશ રાખવી, સુખોપભોગને નિયમમા રાખવો, એ સંયમ આપણે માટે લક્ષ્ય છે, અને તે છતા વિધુર પુરુષ માટે ગૃહસ્થા-શ્રમીનો સંયમ ઇષ્ટ છે અને વિધવા સ્ત્રી માટે સંન્યાસીનો સયમ ઇષ્ટ છે એમ કેમ કહી શકાશે ? સંન્યાસીનો સંયમ પણ વ્યક્તિની ઇચ્છાથી ઉત્પન્ન થયેલો હોય ત્યારે યથાર્થ હોય છે, બલાત્કારે સંન્યાસી બનાવેલાનો સંયમ નામનો જ હોય છે, તેની કશી કિમત હોતી નથી. વિધુર પુરુષને લગ્નવિષયમાં વૈરાગ્ય—અવૈરાગ્યની પસંદ-ગીની છુટ હોય છે એટલુ જ નહિ પણ તેને કેશ વપન કરાવીને શરીરને વિરૂપ કરવું નથી પડતું; વસ્ત્રાભૂષણમા, આહારમા અને નિત્યજીવનમા વૈરાગ્ય લેવો નથી પડતો. આ બધી બાબતમા વિધુર પુરુષો માટે સન્યાસીનો સંયમ ઇષ્ટ નહિ અને વિધવા સ્ત્રી માટે ફરજિયાત શા માટે ? સ્વતત્રતા વિરોધી ફરજિયાત સંયમનો આગ્રહ જેઓ વિધવાઓ માટે જ કરે છે તેમના ઉદ્દેશનો ખુલાસો પણ ઉપર કહેલી માલકી અને ભોગના ભાવના પ્રેરક બળથી થાય છે. લગ્ન થયા પછી જે બાલા કૌમાર અવસ્થામા વિધવા થઈ હોય તેને જ ફરી લગ્ન કરવા દેવું એ મતમા પણ સ્ત્રી એક જ પુરુષ માટે ભોગ્ય તરીકે જળવાવી જોઇએ એ અધમ ભાવ રહેલો છે.

વિધવાને ઉપજીવિકાનુ સાધન ન હોય તો તેણે પોતાના સગાના કે મરનાર ધણીના પિત્રાઇના કુટુમ્બના સેવક થઈ રહેવું, અને, ત્યા રસોઈ કરી, વાસીદા વાળી, લુગડા ધોઇ પેટ ભરવું; એ માર્ગનો ઉપદેશ પણ સ્વતત્રતાની ભાવનાને નષ્ટ કરવા પ્રવર્તે છે. એવી સ્ત્રી ફરી લગ્ન કરી ગૃહિણી તરીકે પોતાના ઘરની માલીક થઈ આયુષ્ય ગાળે એથી સ્વતત્રતાની ભાવના પુષ્ટ થાય,—સ્વાતંત્ર્ય માટેની માનવ હૃદયની ઉત્કટતાનો ઉલ્લાસ થાય કે તે બીજાના

ઘરમા દાસી થઈ આયુષ્ય ગાળે તેથી એ પુષ્ટિ અને એ ઉત્સાસ થાય તેનો નિર્ણય કરવો કઠણ નથી

વિધવાઓનુ સ્વાતંત્ર્ય ખુચવી લઈ હિન્દુ સમાજ સ્વતંત્રતાની ભાવના સામેના અપરાધની ભારે શિક્ષાનો ભોગ થઇ પડયો છે શુદ્ધ સંગ્ન જીવનના અનેક સ્થાન નષ્ટ થઇને તે ઠેકાણે દુરાચાર, અનીતિ અને નિર્લજ્જતા પ્રવર્ત્યા છે માતાના અગાધ શિશુપ્રેમના અનેક ગર્ભ કદર્થિત થઈ તેને સ્થળે બાળહત્યા અને ક્રૂરતા ઉદ્‌ભૂત થયા છે ગૃહસ્થાશ્રમના હૃદયવિભ્રમથી થતા દેશોન્નતિના અનેક પ્રસંગ દબાઇ જઇ તેના વિકાસની અધિકારિણી નિર્વેદ, નિરાશા અને દુ ખના ખાડામા પડી છે જ્યા સ્વાર્થ, પક્ષપાત અને અન્યાયથી વિધવાઓની સ્વતંત્રતા છીનવી લેવામા આવે, જ્યા વિના અપરાધે વિધવાઓના હૃદય ક્ચરી નાખવામા આવે, જ્યા વિધવા તરફ દિલસોજી ન હોવાને બદલે તેને શાપિત ગણવામા આવે, અપશુકનરૂપ ગણવામા આવે, સાસનો ભારો ગણવામા આવે જ્યા વિધવા માટે કુરૂપતા, કષ્ટ અને દાસત્વ નિર્માણ કરવામા આવે, જ્યા વિધવાઓનો વારસો પણ સકુચિત કરી દેવામા આવે, જ્યા મનુષ્યપ્રકૃતિ વિરુદ્ધ વિધવાઓને પરાણે વૈરાગ્યમા ઉતારવાના પ્રયત્નથી તેમને અનીતિના અને ક્રૂરતાના માર્ગમા હડસેલી દેવામા આવે ત્યા પ્રજામા સ્વતંત્રતાની ભાવનાનો પરિપૂર્ણ ઉદય શી રીતે થાય ? શુ દાસત્વના અને સ્વતંત્રતાના ઘુટડા વારા ફરતી પી શકાય છે ? શુ રાતે ગુલામગીરી અને દહાડે સ્વતંત્રતા એવી વહેચણી થઇ શકે છે ? શુ સસારમા પરતંત્રતાની ભાવના અને રાજવ્યવહારમા સ્વતંત્રતાની ભાવના એવો વિષયવિભાગ થઈ શકે છે ? પ્રજાજીવન જો વિવિધ વિષયના પ્રજાના ભાવો અને ભાવનાઓથી બનતી સમગ્ર વસ્તુ હોય તો સ્વતંત્રતા માટે મથતી પ્રજાના સમાજ બધારણમા વિધવાઓની સ્વતંત્રતાનો વિધ્વસ કરવો એ ઘટના કયા માનસશાસ્ત્ર કયા ઇતિહાસ, કયી રાષ્ટ્રનીતિને આધારે ટકશે ?

લગ્નના ભાગીદારની પસંદગી પણ સ્વતંત્રતાની ભાવનાને અનુસાર હોવી જોઇએ. પુરુષ ભાર્યાની અને સ્ત્રી ભર્તાની પસંદગી છુટથી કરી શકે એવી તેમની ઉમ્મર લગ્ન વખતે હોવી જોઇએ એટલું જ નહિ પણ અમુક મંડળમાંથી કે અમુક જ્ઞાતિમાંથી જ તે પસંદગી થઇ શકે એવો બાધ હોવો ન જોઈએ. એવો બાધ જ્ઞાતિઓના ન્હાના ન્હાના કકડાઓની વૃદ્ધિ સાથે હિન્દુ સમાજમાં કેવો હાનિકર અને દુઃખકર થઈ પડ્યો છે તે લગ્નવિષયની સ્વતંત્રતાના અપહરણનું બીજુ પરિણામ દર્શાવે છે. આ માટેના ઑન મિ. વિઠ્ઠલભાઇ ઝવેરભાઇ પટેલે હિન્દની વડી ધારા સભામા આ પસંદગીની છુટ સમસ્ત હિન્દુ પ્રજાના ક્ષેત્રમા સ્થાપવાના કાયદાનો ખરડો રજુ કર્યો છે તે બહુ અભિનન્દનીય છે. એવી યોજનાથી હિન્દુ જનસમાજમા સુખની વૃદ્ધિ થશે એટલું જ નહિ પણ સ્વતંત્રતાની વૃદ્ધિ થશે. આ ખરડા વિશે બીજા સબંધમા વધારે વિવેચન કરીશ.

લગ્ન કરવું કે ન કરવું એ છુટ પુરુષ પેઠે સ્ત્રીને હિન્દુ સંસારમાં ન હોવાથી અને લગ્નના ભાગીદારની પસદગીનું ક્ષેત્ર સંકુચિત હોવાથી કેટલીક વાર ગુણના કજોડામા જોડાયેલી સ્ત્રીને મર્મભેદી દુઃખકર જીવન ગાળવું પડે છે, જેને વિવાહિત જીવનની ઈચ્છા ન હોય તેને તેવા જીવનમા પ્રવેશ કરવો પડે છે. પસદગી કરવાની શકિત આવે તે ઉમર પ્હેલા છોકરાને કે છોકરીને પરણાવી દેવામા ન આવે અને તે ઉમ્મરે પહોચ્યા પછી પણ લગ્ન કરવુ કે ન કરવું એ છુટ પણ તેને રહે એ સ્વતત્રતાનો માર્ગ છે એકદરે વિવાહિત જીવન સ્ત્રી તેમ જ પુરુષ માટે હિતકર છે અને સ્વાભાવિક રીતે તે હિત તરફ સ્ત્રીપુરુષો વળે છે, પણ, તે હિત તરફથી વૃત્તિ સ્વતત્ર ઇચ્છાથી બંધાવી જોઇએ.

સ્ત્રીકેળવણીમા પણ સ્વતંત્રતાની ભાવના સમાયેલી છે. મનની કેળવણીનો, બુદ્ધિવિકાસનો અને જ્ઞાનનો અધિકાર પુરુષ જેટલો જ સ્ત્રીનો છે. એ અધિકાર હિંદુસમાજમા સ્ત્રીઓ પાસેથી છીનવી

લેવામાં આવ્યો ત્યારથી સ્ત્રીઓની પરતંત્રતા વધારે દઢ થઇ છે. વળી, સ્ત્રીકેળવણીના સમર્થનમા જ્યાં સુધી એટલું જ કહેવામાં આવે કે સ્ત્રીઓને કેળવણી આપ્યાથી પુરુષો સુખી થશે, પુરુષોને સારી ગૃહિણીઓ મળશે, પુરુષોને ઘરની સગવડમા વધારો થશે, ત્યા સુધી જ્ઞાનના અધિકારમા રહેલી સ્વતંત્રતાની કદર થતી નથી. પુરુષોને લાભ થાય, પુરુષોની ઉપયોગિતા સચવાય એવો સ્ત્રીશિક્ષણનો ક્રમ હોવો જોઇએ એમ જ્યા સુધી કલ્પવામા આવે ત્યા સુધી આ વિષયમા રહેલી સ્વતંત્રતાની ભાવનાનો સ્વીકાર થતો નથી. જ્ઞાનપ્રાપ્તિ એ જાતે જ લક્ષ્ય છે અને જ્ઞાનપ્રાપ્તિ ખાતર સ્ત્રીઓ જ્ઞાન મેળવવા અધિકારી છે. સ્ત્રીને માટે અજ્ઞાન કે અલ્પજ્ઞાન કે 'ખપ જેટલું જ્ઞાન' નિર્માણ કરવાનો પુરુષને અધિકાર નથી. જ્ઞાનનો માર્ગ પુરુષ માટે અને સ્ત્રી માટે, બ્રાહ્મણ માટે અને શૂદ્ર માટે, સર્વ માટે સરખી રીતે ખુલ્લો હોવો જોઈએ. અને એવો જ્ઞાનનો અધિકાર અમર્યાદિત થાય તે વિના સ્વાતંત્ર્યની ભાવના વિકાસ પામી શકે નહિ એ લક્ષમા રાખી કેળવણીના પ્રયાસ કરવા જોઈએ. જ્ઞાન એ અમૂલ્ય વસ્તુ છે, **नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।** તેમ છતા સ્ત્રીને જ્ઞાનની જરૂર નથી, સ્ત્રીને ઘરસંસાર, ચલાવતા આવડે તો બસ છે, એમ કહી જેઓ સ્ત્રીઓને અજ્ઞાન રાખે છે તેમને જ્ઞાનથી થતા આત્મોત્કર્ષની કિંમત નથી, જ્ઞાનથી ખિલતા સ્વાતંત્ર્યની સુઝ નથી. સ્ત્રીને પત્ની થવાનું છે; માતા થવાનુ છે; તો પુરુષને પતિ થવાનું છે; પિતા થવાનું છે. સ્ત્રીને ઘર ચલાવવાનુ છે તો પુરુષને સસાર ચલાવવાનુ છે. તે છતા પુરુષને પતિ અને પિતા થવાનું તથા સસાર ચલાવવાનું ખાસ જુદું શિક્ષણ આપવામા આવતુ નથી. પુરુષને જે સામાન્ય જ્ઞાન આપવામા આવે છે તેથી તે પતિ થતાં, પિતા થતા શિખે છે, તેને સસાર ચલાવવાનું જ્ઞાન મળી જાય છે, તો સ્ત્રીને પત્ની થવાનું માતા થવાનુ અને ગૃહ ચલાવવાનું ખાસ જુદું શિક્ષણ આપવાનુ બહાનું કાઢી તેને સામાન્ય જ્ઞાનથી વિહીન શા

માટે રાખવી ? એ ખાસ જુદા શિક્ષણની તેને જરૂર હોય તોપણ તેથી તેને સામાન્ય જ્ઞાન આપવાની જરૂર મટી શાથી જાય છે ? પુરુષોને ધંધાના ખાસ જુદા શિક્ષણ ઉપરાંત સામાન્ય જ્ઞાન આપવામાં આવે છે, તેથી જનસમાજમા જ્ઞાનવૃદ્ધિ થાય છે, ભાવનાઓનો ઉદય થાય છે, મનુષ્યોના હક સમજાય છે, શહેરીઓના ધર્મ સમજાય છે. તો સ્ત્રીઓના સંબંધમા એ સર્વનો અભાવ કેમ ઇષ્ટ થયો ? સ્ત્રીઓને મનુષ્યજાતિની જ્ઞાન સંપત્તિ અને ભાવ સંપત્તિ વધારવામાં, મનુષ્યોના સંસ્કાર ઉન્નત કરવામાં, પ્રગતિય જીવન આગળ પાડવામાં શહેરીઓની ફરજ બજાવવામાં સામીલ શા માટે થવા દેવી નહિ ? અલ્પ જ્ઞાન અને 'ખપ જેટલું જ્ઞાન' જે અજ્ઞાનના પર્યાયરૂપ છે. અજ્ઞાન સાથે એ કાર્ય છે. તેનો સ્ત્રી માટે શા સારૂ આગ્રહ કરવામાં આવે છે ? જ્ઞાનવડે આત્મામાં ભરાતા ભંડારમાં, જ્ઞાનવડે થતા આત્માના ઉલ્લાસમા 'ખપ જેટલુ' એ અવધિ કયા બાધી શકાશે ? સ્ત્રીનો આત્મા શું એ ભડારનો, એ ઉલ્લાસનો અધિકારી નથી ?

સ્ત્રીને તો ધર્મજ્ઞાન આપવું તે બસ છે એમ પણ કહેવામા આવે છે. આ ધર્મજ્ઞાનના પક્ષનું પૃથક્કરણ કરીએ તો તેમા સ્તોત્રોના મુખપાઠ સિવાય બીજા કશાનો સમાવેશ થયેલો નજરે પડતો નથી. પુરુષો ન્યાય, તત્ત્વદર્શન, ફિલસુફી એ સર્વનો અભ્યાસ કર્યાથી ધર્મજ્ઞાન પ્રાપ્ત કરી શકે છે, અને એ સર્વના અભ્યાસ માટે મ્હોળા વાચન અને વિસ્તારી જ્ઞાનની પુરુષને જરૂર પડે છે, તો એ બધી સામગ્રીથી સ્ત્રીને દૂર રાખી તેને ધર્મજ્ઞાન શી રીતે આપી શકાય ? સ્ત્રીઓ અર્થ સમજ્યા વિના સ્તોત્રો મ્હોડે કરે અને પુરાણીઓની કથા સાભળે એ શુ ધર્મજ્ઞાન પુરુષોના આત્માના ઉત્કર્ષ માટે ? પુરુષોના આધ્યાત્મિક શ્રેય માટે બહુ ઉંચા પ્રકારનુ ધર્મજ્ઞાન ઇષ્ટ હોય છે તો સ્ત્રીઓ માટે તે ઇષ્ટ નહિ ? આ ધર્મજ્ઞાનની હિમાયતમાં પણ 'ખપ જેટલા જ્ઞાન' સરખી અજ્ઞાનની જ હિમાયત છે.

ઓઝલનું કેદખાનુ દૂર કરવાની માગણી પણ સ્વતત્રતાની ભાવનામાથી ઉદ્ભવે છે ઇશ્વરની સર્જેલી વિશાળ દુનિયાનુ દર્શન કરવાનો, ઇશ્વરે આપેલા હવા અજવાળાનો અનુભવ કરવાનો હક પણ સ્ત્રીઓ પાસેથી લઈ લેવો અને સ્ત્રીઓ માટે તો બધ દિવાલો અને પડદાઓનો સકુચિત પ્રદેશ જ સુખકર છે એમ કહેવુ એ ખરાબ રીવાજનો ખરાબ બચાવ છે પુરષોની કુદષ્ટિથી સ્ત્રીઓને હાનિ થવાનો સભવ હોય તો તે પુરષોને પડદામા રાખવાનુ કારણ છે. ચોરો છુટા ફરતા ફરે અને ચોરોની બીકથી શાહુકારોને પુરી મુકવામા આવે એ કયાનો ન્યાય ? વાસ્તવિક સ્થિતિ તો એવી છે કે સ્ત્રીઓની સ્વતત્ર પદવીને માન આપવામા આવતુ નથી ત્યા સ્ત્રીઓ તરફ અસભ્યતા, અવિવેક, નિર્લજ્જતા વર્તણુક ઉત્પન્ન થાય છે, સ્ત્રી માત્ર ભોગ્ય વસ્તુ જ છે એવી માન્યતા હોય છે ત્યા સ્ત્રીને વિષ-યવાસનાથી જ જોવાની ટેવ બધાય છે પડદાથી સ્ત્રીની સ્વતત્ર પદવી તરફ માનવૃત્તિ વધતી નથી, સ્ત્રી સ્વાતત્ર્યને યોગ્ય નથી એ વિચારથી સ્ત્રી તરફના સર્વ અયોગ્ય વર્તન પુષ્ટિ પામે છે. સ્ત્રીની સ્વતત્રતાને એક વાર માન આપવામા આવે, સ્ત્રી પણ ઉચા મનુષ્યત્વની અધિકારી છે એનો એક વાર સ્વીકાર કરવામા આવે તો એમા જ સ્ત્રી તરફની કુદષ્ટિ, સ્ત્રીનુ અપમાન દૂર કરવાનો ઉપાય છે સ્ત્રીને દેવી કહેવાનો ઘોષ કરવો અને ઘરમા પુરી મુકવાની કે ગજવામા લઇ ફરવાની પુતળી જેવી ગણવી એ કેવળ વ્યર્થ છે

પરદેશગમનની છુટ એ પણ સ્વતત્રતાની ભાવનાનો વિષય છે મનુષ્ય જ્ઞાન મેળવવા, પરાક્રમ કરવા, વેપાર ખેડવા, પૃથ્વી પર સર્વત્ર ફરી શકે એમા સ્વતત્રતા છે, તેમ કરતા મનુષ્યને અટકાવવો એમા પરતત્રતા છે જ્યારે કોઇ દેશો આપણી પ્રજાઓને પોતાના મુલકમા પ્રવેશ કરવા દેતા નથી ત્યારે આપણે અન્યાયની, અધિકારના નાશની ફરીઆદ કરીએ છીએ, પણ એ રીતે બહાર જનાર

માટે પરદેશનાં દ્વાર ખુલ્લાં કરાવવાની માગણી સાથે બહાર જનારને આપણે પાછળથી ઘરમાં ખેંચી રાખી નિકળવા દઇએ નહિ—એ ઉપહાસમય નાટક નહિ તો બીજું શું? પરદેશગમનના પ્રતિરોધથી હિંદી પ્રજાનો ઉદય કેટલો રોકાયો છે, હિંદુપ્રજામાં સ્વતંત્રતાની ભાવના કેવી ખંડિત થાય છે એનો ખરેખરો ખ્યાલ થઇ પ્રજાનું અન્તર દાઝશે નહિ ત્યાં સુધી આ પ્રશ્નનો નિકાલ થવાનો નથી. હિંદુસ્તાન દુનિયાની વચમાં છે, હિંદુસ્તાનની પ્રજાનું જીવન દુનિયાની બીજી પ્રજાઓના જીવનની વચમાં ચાલે છે, હિંદુસ્તાન પૃથ્વીના બાકીના દેશોથી અલગ પડી ગયેલો રહે તેમ નથી, હિંદુઓ પૃથ્વી પર, સાગર પર અને હવે વાયુ પર દશે દિશામાં ઘુમી વળતા થાય તેમ નથી. એ સ્થિતિનો જેમને સાક્ષાત્કાર હોય તેઓ સમુદ્રગમન કરનાર પર જ્ઞાતિબંધનના પુરાણા હથીઆરો લઇ તુટી પડવા તૈયાર થાય? સમુદ્રગમન કરનારને પ્રાયશ્ચિત કરાવી, તેનો દંડ કરી, અમુક મરતે નાતમા પાછા દાખલ કરવાનો પ્રયાસ વધવા લાગ્યો છે એથી માત્ર આગળ એક પગલું જ ભરાયુ છે. જ્યા સુધી સમુદ્રગમન કરનાર પતિત અને ત્યાજ્ય ગણાય છે. જ્યા સુધી સમુદ્ર ગમન કરનારને સજા કરવાની જરૂર મનાય છે. ત્યા સુધી સ્વતંત્રતા વિરુદ્ધની નાતની બેડીઓ અકબંધ રહે છે. એ બેડીઓ કટાઇ ગઈ છે, એ બેડીઓ ઢીલી પ્હેરાવવામા આવે છે, પણ જ્યાસુધી એ બેડીઓના કકડા કરી ફેંકી દેવામા આવ્યા નથી ત્યાસુધી હિંદુપ્રજામા અસ્વાતંત્ર્ય વિદ્યમાન અને પ્રબળ છે, પૃથ્વી પર પર્યટણ કરવું એ અપરાધ છે, અને ઘરકુકડા થઇ દેશમા ભરાઈ રહેવું એ શિષ્ટ માર્ગ છે. સમુદ્રગમનમા લેશમાત્ર દોષ નથી અને સમુદ્રગમન પછી કોઈ પણ જાતની શુદ્ધિની જરૂર નથી એ સ્વીકાર જ્યા સુધી થશે નહિ ત્યાસુધી હિંદુપ્રજાને પગે ભારે પથરો બાધેલો રહેશે. એ સ્વીકાર થાય ત્યા સુધી સમુદ્રગમન વિષયના સંસારસુધારાનો પ્રયાસ દઢતાથી ચાલુ રાખવાનો છે.

સંસારસુધારામાં રહેલી બીજી ભાવના તે સમાનતાની છે, અને, તે સ્વતંત્રતાની ભાવના સાથે નિકટ અને આવશ્યક સંબંધથી જોડાયેલી છે. સમાનતા વિના સ્વતંત્રતા હોઇ શકતી નથી, અને જ્યા સ્વતંત્રતા હોય ત્યા સમાનતા હોવી જ જોઇએ. સ્વતંત્રતા સર્વદેશી હોય, સર્વને માટે હોય ત્યારે જ તે યથાર્થ હોય અને તે માટે સ્વતંત્રતા સમાનતાની સાથે પ્રવર્તે છે. અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સે સ્વતંત્રતા ધારણ કરતી વેળા સ્વતંત્રતાનુ ખ્યાપન ('Declaration of Independence') પ્રકટ કરેલું ત્યારે તે ખ્યાપનના પ્હેલુ વાક્ય એ મુકેલું કે 'All men are created equal' 'બધા મનુષ્યો સમાન પેદા થાય છે,' અને એ રીતે એ લેખમા સમાનતામા સ્વતંત્રતાનો પાયો દર્શાવેલો છે. એજ રીતે મેસેચ્યુસેટ્સના રાજ્યબંધારણ (Constitution) મા પણ ઉલ્લેખ છે કે 'All men are born free and equal and have certain natural essential and unalienable rights,' 'બધા મનુષ્યો સ્વતંત્ર અને સમાન જન્મે છે અને તેમને કેટલાક કુદરતી, આવશ્યક અને ન લેઈ લેવાય એવા હક હોય છે.' અહીં પણ મનુષ્યોની સ્વતંત્રતા અને સમાનતાનો સમન્વયસંબંધ દર્શાવ્યો છે અને મનુષ્યોના હક એ સ્વતંત્રતા અને સમાનતા સાથે પ્રવર્તતા સૂચવ્યા છે.

આ સમાનતાની ભાવના લઈ વર્તમાન હિંદુસમાજવ્યવસ્થા તરફ વળતા આપણને કેવો સામો ધક્કો વસમો થઈ વાગે છે! ક્યા મનુષ્યમાત્રની સમાનતા અને ક્યા હિંદુસ્તાનનો જાતિભેદ! સમાનતાની ભાવના જ્યા જન્મથી સર્વને સરખા ગણે છે ત્યા જાતિભેદની વ્યવસ્થા બ્રાહ્મણને જન્મથી બીજી વર્ણો કરતા ચઢિયાતા ઠરાવે છે, નાગરોને બીજા બ્રાહ્મણો કરતા ચઢિયાતા ઠરાવે છે, અને વડનગરા નાગરોને બીજા નાગરો કરતા ચઢિયાતા ઠરાવે છે. સમાનતા સર્વના સરખા હક સ્વીકારે છે અને તે કદી લઈ લેવાય નહિ એમ

પ્રકટ કરે છે, તો જાતિભેદની વ્યવસ્થા વડે બ્રાહ્મણો પોતાના સિવાય બીજા બધાને જ્ઞાનના અને પવિત્રતાના અધિકારમાથી બાતલ કર છે, અને કેટલીક કોમોના મનુષ્યોને એવા ઉતરતા બનાવે છે કે તેઓ બ્રાહ્મણોએ ઠરાવેલી ચઢિયાતી કોમોને છાયાથી પણ અડકી શકે નહિ, તેમની સાથે એક મહોલ્લામા રહી શકે નહિ, એક પાય રણા ઉપર આવી શકે નહિ, એક કુવે પાણી પી શકે નહિ, એક મદિરે દેવદર્શન કરી શકે નહિ, એક દુકાને ઉભા રહી શકે નહિ, એક ગાડીમા બેસી શકે નહિ, કેટલેક ઠેકાણે એક ગામમા પણ રહી શકે નહિ આ અસમાનતાના માત્ર અલગપણુ નથી, પણ ચઢિયાતા-ઉતરતાપણુ છે, ઉંચા-નીચાપણુ છે, સારા-હલકાપણુ છે, માનનીય-અમાનનીયપણુ છે, હકદાર-બીનહકદારપણુ છે જે પ્રજાશરીર ઉપર અસમાનતાનો કાળો લેપ હોય તે સ્વતત્રતાના સ્વેત રગથી શી રીતે ભભુકે ? જે પ્રજા પોતાનામાથી લાખો મનુષ્યોના હક છીનવી લે છે તે સમાનતા અને સ્વતત્રતા સાથે પ્રવર્તતા 'unalienable rights' 'ન લેઇ લેવાય એવા હક'ની ભાવના શી રીતે પાળે અને જાળવે ? જ્યા ત્રીસ કરોડની વસ્તીમાથી છ કરોડ અસ્પૃશ્ય-જન્મથી જ અસ્પૃશ્ય-કોઇ કારણથી પણ સ્પૃશ્ય થવા યોગ્ય નથી-ત્યા સમાનતાનુ વૃક્ષ શી રીતે ફળે ?

અસ્પૃશ્ય ગણાતા અન્ત્યજો સિવાયના હિંદુ સમાજમા પણ જાતિભેદ ન સધાય એવા કકડા પાડે છે, સ્વતત્રતાની ભાવનાને છિન્નભિન્ન કરે છે, પ્રજાબળને સમગ્ર થતુ અટકાવી હલકુ પાડે છે જ્યા એક વર્ણ બીજી વર્ણનુ પાણી પીએ તો પોતે પોતાનુ શ્રેષ્ઠત્વ ખોઇ બેસે એમ માને, બીજી વર્ણ સાથે ભોજન કરવાથી પોતાનો ભ્રશ થાય એમ માને, બીજી વર્ણ સાથે લગ્ન વ્યવહાર કરવાથી પોતાનુ હિંદુપણુ નષ્ટ થાય એમ માને, અસમાનતા અને અસસર્ગ એ ધર્મ મનાય, ત્યા પ્રજાની સર્વ વ્યક્તિઓની સમાનતા શી રીતે સ્થપાય ? સર્વ ઇશ્વરના બાળક છે, સર્વ ઇશ્વરને સરખા પ્રિય છે, સર્વ ઇશ્વર

પાસેથી સરખો અધિકાર લઇને આવેલા છે, સર્વનો પ્રજાની સમ ષ્ટિમા સરખો એકડો છે, એ પ્રતીતિ જ્યારે હિંદુસમાજમા ઓત પ્રોત થઇ રહેશે ત્યારે પ્રજાના શરીરની પ્રત્યેક નસમા સમાનતાનુ લોહી વહેશે અને સ્વતત્રતાની ભાવના જીરવવાનું મહાબળ પ્રાપ્ત થશે લાબા વખતથી ઝેરનુ વ્યસન કરનારને જેમ ઝેર પ્રિય થઇ પડે છે અને ઝેર છોડવુ ગમતુ નથી તેમ આધુનિક હિંદુ સમાજની રૂઢિના હિમાયતીઓ જાતિભેદને અતિમોહથી વળગી રહે છે, જાતિભેદનો ગમે તે પ્રકારે બચાવ કરવા પ્રયાસ કરે છે યુરોપની પ્રજાઓમા પણ જાતિભેદ છે એમ તેઓ નિર્દેશ કરે છે પણ યુરોપની જાતિઓ ઓળગી શકાય એવી હોય છે જન્મથી જ હક મળે અને મૃત્યુ પર્યન્ત તેમા ફેર પડે નહિ એવી યુરોપની જાતિઓ હોતી નથી યુરોપની જાતિઓ સમાનતાની ભાવનાનો પરિત્યાગ કરતી નથી એ સમાનતાની ભાવનાથી પ્રેરાઇને યુરોપની અને અમેરિકાની પ્રજાઓએ પોતાના દેશમાથી ગુલામગીરી નાબુદ કરી છે એટલુ જ નહિ પણ દુનિયામાથી ગુલામગીરી નાબુદ કરાવી છે ગુલામગીરી દૂર કરાવવા તેમણે પુષ્કળ દ્રવ્ય ખર્ચ્યું છે ભારે વિગ્રહ કર્યાં છે, અને તેમનામા પણ જ્યા કોઇ સ્થળે સમાનતામા ન્યૂનતા આવી છે ત્યા સ્વતત્રતાની ભાવના પણ ખડિત થઇ છે

જાતિભેદનો છેવટ બચાવ કરતા એવો પક્ષ રજુ કરવામા આવે છે કે બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર એ ચાર જાતિઓ પ્રાચીન કાળ પેઠે રાખવી જોઇએ અસમાનતા તો ચાર હજાર જાતિઓમા પણ છે પરતુ તે ઉપરાત શક્યતાનુ દૃષ્ટિબિન્દુ લઇશુ તો તરત સમજાશે કે આ યોજનાનો અમલ થઇ શકે તેમ નથી શૂદ્ર થવાનો દાવો કોઇ જ્ઞાતિ કરે તો તે વિશે કોઇને વાધો નથી પણ અનેક જ્ઞાતિઓના બ્રાહ્મણ ક્ષત્રિય કે વૈશ્ય થવાના દાવા સુખવાનો કોઇને અધિકાર નથી તપોધનનું બ્રાહ્મણત્વ બ્રાહ્મણો કબુલ કરતા નથી, મોચી અને ઢેડ પોતાને ક્ષત્રિય કહે છે તે ક્ષત્રિયો કબુલ કરે

તેમ નથી, લુહારોએ પોતાને પંચાલ ક્ષત્રિય કહેવડાવ્યા છે કણબીઓ પોતાને વૈશ્ય કહે છે, વૈશ્યો તેમને શૂદ્ર કહે છે. કેટલીક જ્ઞાતિઓ બે જ્ઞાતિઓના લગ્ન વ્યવહારથી ઉત્પન્ન થયેલી કહેવાય છે તેમને માટે પાચમી જ્ઞાતિ શી રીતે થઈ શકે? હાલની સર્વ જ્ઞાતિઓના મૂળ જડે તોપણ અનેક જ્ઞાતિઓને પછી તેમના મૂળમા દાબી દઇ પછી ચારે જાતિઓ ઉપજાવવી એ પૃથ્વી પર પથરાએલી મનુષ્ય વસ્તીને માત્ર આદમ અને હવ્વાનું જોડું રહે ત્યા સુધી એકઠી દબાવવા જેટલુ જ કઠણ છે. ડાખળીઓ ભીડી દઈ પાછી મૂળ શાખાઓ ઉપજાવવાનો સચો હજી સુધી જડે એમ લાગતું નથી. પરંતુ, જાતિભેદ ગમે તેમ કરીને ઓછા વધતા રૂપમા પણ જાળવવાની આવી વાછના શા માટે? શરીરમા પેઠેલો કાંટો ગમે તેટલા વખતનો જુનો હોય પણ તે ખેચી કાઢયા વિના ચાલે તેમ નથી. તે ખેંચી કાઢતા વેદના થાય તેમ હોય, ચામડી ખોતરવી કે કાપવી પડે તેમ હોય, લોહી નિકળે તેમ હોય, પણ તે કાઢયા વિના છુટકો નથી, અને જેમ વ્હેલો કાઢીએ તેમ શરીરની સ્વસ્થતા વ્હેલી થાય, શરીરમા કાંટો રહે અને સોજો ન રહે, સમાજસુધારણામા જાતિભેદ રહે અને અસમાનતા ન રહે, એ શક્ય નથી

જાતિભેદની આ અસમાનતા આપણા સામાજિક જીવનમા ખટકે છે એમા શક નથી જ્યા આગળ વધવા જઈએ છીએ ત્યા ત્યા કોઈક પાછળથી ખેચી રાખે છે અને પાછુ ફરીને જોઈએ છીએ તો એમ રોકી રાખનાર તે જાતિભેદ છે બાળલગ્ન કે કન્યાવિક્રય બંધ કરવા જઇએ છીએ તો કોઈક ઠેકાણે નાતના રીવાજ નડે છેઃ અને કોઈક ઠેકાણે નાતમાની કન્યાની કે વરની અછત નડે છે. સ્ત્રીકેળવણી વધારવા જઈએ છીએ તો ન્હાની ઉમ્મરે છોકરીને સાસરે મોકલવાનો નાનમન નડે છે. વિધવાવિવાહની છુટ આપવા જઈએ છીએ તો નાતનો વિરોધ નડે છે. સમુદ્રગમનનો પ્રચાર કરવા જઈએ છીએ તો નાતનો જુલમ નડે છે. લગ્ન મરણના ઉડાઉ ખર્ચ ઓછા કરવા જઈએ

છીએ તો નાતનો જાપતો નડે છે. ધંધાઓની બહોળા છુટની કલ્પના કરવા જઈએ છીએ તો નાત આડી આવીને કહે છે કે બ્રાહ્મણનો દીકરો મોચીનો ધંધો શી રીતે કરશે અને હજામ અમલદાર થશે તો તેના હાથ નીચે નોકરી કોણ કરશે ? ધાગા બાંધનારી અને ગજ તંત્ર ચલાવનારી સભાઓમા ચુંટણીનું તત્ત્વ દાખલ કરવા જઈએ છીએ તો નાતો એક બીજા પર અવિશ્વાસ દર્શાવે છે અને પ્રત્યેક નાત માટે જુદી ચુંટણીની માગણી થાય છે.

જાતિભેદની અસમાનતાથી થતી વિષમતા સામે બળવા ઉદ્દ્યા છે અને ઉદ્દ્યા જાય છે. જાતિભેદે કરેલુ ભોજનવ્યવહારનુ બન્ધન શિથિલ થઈ ગયુ છે પણ તે બન્ધનની ભાવના હજી કાયમ રહી છે. બન્ધનના ભંગ તરફ આંખમિંચામણા કરી તે બન્ધન પ્રવર્તે છે એમ માની લેવાય છે કન્યાઓની અછતને લીધે પરનાતની કન્યા લાવવવામા આવે છે ત્યારે તે પરનાતની નથી એવું અવાસ્તવિકત્વ (fiction) સ્વીકારી લેવામા આવે છે. સમુદ્રગમન કરી પ્રાયશ્ચિત્ત ન કરનાર સાથે સંસર્ગ રાખનાર સંસર્ગ નથી રાખતા એમ કલ્પી લેવામા આવે છે. પરતુ, આવી અવાસ્તવિક કલ્પનાઓથી સત્ય સકડાય છે, સમાજની ઉચ્ચ નીચી પડે છે, અને નાતનું ખોખુ ભાગ્યા છતા ઉભુ રહે છે. નાતોના કકડાને લીધે ન્હાની નાતોના કુટુંબો ક્ષય પામે છે, કન્યાના અપહરણના અને લગ્નની ઠગાઈના ગુનાહ વધે છે.

લગ્નસંબધમા નડતો જાતિભેદ દૂર કરવા મિ. ભૂપેન્દ્રનાથ બસુએ હિન્દની ધારાસભામા રજુ કરેલો ખરડો જાતિભેદ માટે રહેલા મોહથી રદ ગયો. એ મોહે એવો આગ્રહ કરાવ્યો કે જાતિભેદથી થતી સંકુચિત મર્યાદા બહાર લગ્ન કરવા સારૂ હિન્દુઓને કાયદો એવી ફરજ પાડે છે કે 'અમે હિન્દુ ધર્મ નથી પાળતા' એવી ખોટી પ્રતિજ્ઞા કરવી તો ભલે એવી ફરજ કાયમ રહે અને વરકન્યાના યોગ્ય જોડા બાધવા સારૂ નાત તોડી લગ્ન કરનાર ભલે હિન્દુ ન કહેવાય, પણ, હિન્દુઓની જુદી જુદી નાતોમા હિન્દુ તરીકેનો લગ્ન

વ્યવહાર તો કાયદેસર ન જ ગણાવવો જોઇએ. પણ, આ દુરાગ્રહથી નિરાશ ન થતા એોન મિ. વિઠ્ઠલભાઇ પટેલે એ જ ધારાસભામાં હાલ એવો ખરડો રજુ કર્યો છે કે હિન્દુઓની જુદી જુદી જાતો વચ્ચેનાં લગ્ન કોઈ ચાલતી રૂઢિ વિરુદ્ધ ગણાતાં હોય, કે હિન્દુઓને લાગુ પડતા કોઈ કાયદાનો એવો અર્થ મનાતો હોય કે એવા લગ્ન ન થઈ શકે, તો પણ હવેથી એવા લગ્ન કાયદેસર ગણવા. આ માટે એોન મિ. વિઠ્ઠલભાઇને ઘણો ધન્યવાદ ઘટે છે. આ ખરડો આ વેળા મંજુર નહિ થાય તો પણ તે ફરી ફરી રજુ કરવાનો સંકલ્પ તેમણે દર્શાવ્યો છે, માટે આપણે કૃતજ્ઞ થવું જોઇએ હિન્દુ સમાજમા પ્રવર્તી રહેલી અસમાનતા દૂર કરવામા અને હિન્દુ પ્રજાનું ઐક્ય સાધવામાં આ મહત્ત્વનું પગલું છે, અને, વિવાહિત જીવનના સુખનો અવકાશ વધારવા સારૂ લગ્નની પસંદગીનુ ક્ષેત્ર વિસ્તારી કરવાનો આ ઘણો સારો ઉપાય છે આ ખરડાથી કરવા ધારેલો કાયદો કોઈને પરનાતમા લગ્ન કરવાની ફરજ પાડવાનો નથી, પણ જેને પરનાતમા લગ્ન કરવાની ઇચ્છા હોય તેને તેમ કરવાની છુટ આપવાનો છે, હિન્દુઓને તેમની ઇચ્છા વિરુદ્ધ હિન્દુપણામાથી દૂર કઢાતા અટકાવવાનો છે. આમ છતા, જાતિભેદના ચિરકાળના વિષપાનથી થયેલો મોહ હજી એટલો પ્રબળ છે કે આવો કાયદો થશે તો હિન્દુ ધર્મ નષ્ટ થઈ જશે એવો પુકાર ઉઠયો છે વ્યાસના પિતા બ્રાહ્મણ અને માતા માછણ છતા વ્યાસ બ્રાહ્મણ રહ્યા, હિન્દુ રહ્યા, ઋષિ થયા. અર્જુન નાગ જાતિની કન્યા ઉલુપી સાથે પરણ્યો; ભીમ રાક્ષસી હિડમ્બા સાથે પરણ્યો, પણ તેઓ ઉત્તમ ક્ષત્રિય રહ્યા, આવા લગ્નથી તે વેળા હિન્દુ ધર્મ નષ્ટ થયો નહિ તો હવે તે કેમ નષ્ટ થશે? હિન્દુ પ્રજાતના ન્હાના ન્હાના કકડા કરી તે સીસામા મુકી બુચ મારી મુકવાથી હિન્દુ પ્રજાબળ એકઠું થશે અને હિન્દુપણું જળવાશે? હિન્દુ પ્રજાના ઉત્કર્ષ માટે જેને ઉત્કંઠા હોય તેની તરફથી આ ખરડાને પુષ્ટિ મળવી જ જોઇએ.

આ ખરડા પ્રમાણે કાયદો કરતી વેળા તેમા કેટલીક બાબતો દાખલ કરવાની જરૂર છે એમ કેટલાક સસારસુધારકોનુ માનવુ છે. આ ખરડાની યોજના સાદી છે અને તેને બહુ સફલ કરવામા લાભ નથી એ ખરૂં છે પણ, કેટલીક વીગતો ધ્યાનમા લીધા વિના ચાલે તેમ નથી જુદી જુદી નાતો વચ્ચેના લગ્નને લીધે હાલની રૂઢિથી જુદી પડતી જે નવી સ્થિતિઓ ઉત્પન્ન થવાનો સભવ છે તે માટે આ કાયદામા ઉપાય યોજવા એ સલાહ ભરેલુ છે આ સંબધમા જે વીગતો મે બીજે પ્રસંગે સૂચવી છે તે અહીં ફરી દર્શાવુ છુ —

(અ) આવા લગ્ન કરનાર સ્ત્રી પુરુષ જે જુદી જુદી નાતોના કે જુદા જુદા પ્રાન્તોના હોય તેમા વારસાનો હિંદુ કાયદો જુદો જુદો હોય તો લગ્ન કરનારમાથી પુરુષનો કાયદો એ જોડાને અને તેમના સતાતને લાગુ કરવો એમ ઠરાવવાની જરૂર છે, કે વારસાની અનિશ્ચિતતા ન રહે

(બ) આવા લગ્ન કરનાર સ્ત્રી પુરુષમાથી એકની કે બન્નેની જ્ઞાતિમા એવો રીવાજ હોય કે સ્ત્રીની મરજી ઉપરાત ધણી તેને ફારગતી આપી શકે અથવા છેડો ફાડી આપી શકે, તો તે રીવાજ આવા લગ્ન કરનારને લાગુ પડશે નહિ એમ ઠરાવવુ જોઇએ આવા લગ્નથી સ્ત્રી પોતાની નાતથી અને સગાથી અલગી થાય ત્યા તેની મરજી વિરુદ્ધ આ લગ્ન રદ ન થાય એવા રક્ષણની જરૂર છે

(ક) આવા લગ્ન આઠ પ્રકારના હિંદુ લગ્નમાથી 'બ્રાહ્મ' સજ્ઞાના લગ્ન ગણાવા જોઈએ શદ્રોના અને કન્યાવિક્રયના લગ્ન 'બ્રાહ્મ' થી ઉતરતા હોય છે એ આઠ લગ્નોમા સહુથી ઉચ્ચ સ્વરૂપ 'બ્રાહ્મ' લગ્નનુ છે અને તે આવા લગ્નનુ ગણાવુ જોઇએ

(ડ) આવા લગ્ન કરનાર એકાદ કે બન્ને પક્ષની નાતમા એવો રીવાજ હોય કે એક સ્ત્રી જીવતા પુરુષ બીજી સ્ત્રી પરણી શકે

કે એક પુરૂષ જીવતા સ્ત્રી બીજા પુરૂષ સાથે પરણી શકે તો તે રીવાજ આવા લગ્ન કરનારને લાગુ પડશે નહિ એમ ઠરાવવુ જોઈએ સને ૧૮૭૨ નો ત્રીજો એક્ટ જે 'સ્પેશીયલ મેરેજ એક્ટ'ના નામથી ઓળખાય છે તેમા પણ એક પત્નીત્વ અને એક પતિત્વના લગ્નની જ છુટ છે અને આવા લગ્ન સાથે એટલી ઉન્નતિ પ્રાપ્ત થવી જ જોઇએ

(ઇ) ઉપર કહેલા એકટની ૨ જી કલમની ૨કમ (૧), (૨) અને (૩) મા જે સરતો છે તે આવા લગ્ન માટે પણ દાખલ કરવી જોઈએ, અર્થાત્ એમ ઠરાવવુ જોઇએ કે —

(૧) આવા લગ્ન કરનાર પુરૂષ કુવારો કે વિધુર હોવો જોઇએ અને સ્ત્રી કુવારી કે વિધવા હોવી જોઈએ એક-પતિત્વ અને એક પત્નીત્વના નિયમ માટે આ સરતની જરૂર છે

(૨) આવા લગ્ન કરનાર પુરૂષની ઉમ્મર ઓછામા ઓછી ૧૮ વર્ષની અને સ્ત્રીની ઉમ્મર ઓછામા ઓછી ૧૪ વર્ષની હોવી જોઈએ આવા લગ્નમાથી બાળલગ્નનો અંશ દૂર કરવો જોઇએ આવા લગ્નની ઉદાર ભાવના સાથે બાળ-લગ્નની અનુદારતા બધ બેસી શકે નહિ

(૩) આવા લગ્ન કરનાર પુરૂષની ઉમ્મર ૨૧ વર્ષથી ઓછી હોય તો તેના બાપ કે વાલીની સમતિ હોવી જોઈએ આવા લગ્નથી નાતથી જુદા પડવાનુ જે જોખમ છે તે પુખ્ત ઉમ્મર વિના માથે નાખવુ એ ઠીક નથી

એ કલમની (૪) થી રકમમા સરત છે કે અમુક સગ-પણની અંદર જેમના લગ્ન ન થઈ શકતા હોય તેમનાથી એ એકટની રૂઇએ પરણી શકાશે નહિ તેવી સરત આ કાયદામા જરૂરની નથી કેમક ' હિંદુ લૉ" થી જેમના

લગ્ન ( નાતની મર્યાદા સિવાય બીજી રીતે ) થઈ શકતા હશે તે જ આ કાયદાથી પરણી શકશે

વારસા સબંધના હિંદુ કાયદાથી સ્ત્રીઓને ગેરઇનસાફ થાય છે, એ વિષયમા તેમને પુરુષોથી ઘણા ઓછા હક આપ્યાથી તેમની પદવી ઘટે છે એટલુજ નહિ પણ જે સ્ત્રીઓને ગુજરાનના સાધનની જરૂર હોય તેમને તેની ન્યૂનતા રહે છે અને પરિણામે સંકટ વેઠવા પડે છે કુટુંબપોષણની જવાબદારી પુરુષોને માથે હોવાથી પુત્રી કરતા પુત્રને પિતાની સપત્તિનો વધારે ભાગ મળે તોપણ પુત્ર હોય ત્યા સુધી પુત્રીને વારસો જ ન મળે, એ યથાયોગ્ય નથી તે જ પ્રમાણે પતિના અવસાનથી વારસો પ્રાપ્ત કરનાર વિધવા માત્ર પિત્રાઇઓ માટે પોતાના પતિની મીલકતની ચોકી કરે અને ચોકીદારનો પગાર ખાય એ ઉચિત નથી પુત્ર હોય ત્યા વિધવાનો ભરણ પોષણ ઉપરાંત કશો હક નહિ એ પણ ઉચિત નથી પુરુષના અવસાન પછી તેની મીલકતમા પુત્રો સાથે તેની પુત્રીઓને અને તેની વિધવાને વધતો ઓછો ભાગ મળવો જોઇએ તેમ જ મરનારની સ્ત્રીને વિધવા તરીકે, પુત્રી તરીક, માતા તરીકે, બ્હેન તરીકે કે ગમે તે સગપણથી વારસો મળે ત્યા તે મળેલી મીલકત ઉપર તેનો સપૂર્ણ હક થાય એવી ઘટના આવશ્યક છે

વારસાના હક ઉપરાંત એક મ્હોટો હક મેળવવા સ્ત્રીઓ અધિકારી છે, અને, તે શહેરી થવાનો હક છે દેશનો તંત્ર ચલાવવામા પુરુષ પેઠે સ્ત્રીનો પણ એકડો ગણાવો જોઇએ દેશના મામલામા સ્ત્રીઓનો પણ મત હોવો જોઇએ, એ પક્ષની ઘણા કાળ સુધી પુરુષોએ અવગણના કરી છે, અને તે અવગણના લગભગ બધા દેશોમા અને બધી પ્રજાઓમા થઈ છે રાજ ચલાવવાનુ જેમના હાથમા આવ્યુ હોય તેઓ બીજાને પોતાની જોડે ભાગીદાર કરવા ખુશી હોય નહિ એ સ્થિતિને લીધે પુરુષે સ્ત્રીને રાજકાર્યો માટે

નાનાયક ઠરાવી છે, પરંતુ, હવે એ લાંબા વખતની સ્થિતિ બદલાવા માંડી છે, રાજકાર્યોમાં સામીલ થવાનો સ્ત્રીઓનો હક સ્વીકારાવા માંડ્યો છે, રાજકાર્યોની સભા માટે પ્રતિનિધિ પસંદ કરવામાં મત આપવાના હક ઉપરાંત પ્રતિનિધિ થવાના હક્કનો પણ સ્ત્રીનો અધિકાર કબુલ થતો જાય છે ઇંગ્લાંડની પાર્લામેન્ટમાં એ હક સ્વીકારવાના પગલાં લેવાય છે મુંબાઈથી ધારાસભાએ હાલમાં ઠરાવ કર્યો છે કે મુંબાઈની મ્યુનીસીપાલીટીમાં સ્ત્રીઓ સભાસદ થઈ શકે એવો કાયદો કરવાની ભલામણ કરવામાં આવે છે. નેશનલ કોન્ગ્રેસે સ્ત્રીઓના આ હકનું સમર્થન કર્યું છે સ્ત્રીઓની સમાનતાનો ઘણા વખત સુધી ઇનકાર થયા પછી, અને તે વિશે ઘણા વખત સુધી વિવાદ ચાલ્યા પછી આખરે એ સમાનતાનો સ્વીકાર થવાનો અને અમલ થવાનો સમય આવવા લાગ્યો છે અલબત્ત, સિદ્ધિ સામે હજી વિરોધ થશે, હજી વિલંબ થશે પરંતુ, જે મહાન વિગ્રહ હમણા જ સુભાગ્યે બંધ થયો છે તે વિગ્રહે અસમાનતા અને પરતંત્રતાના જુના સિદ્ધાન્તોને હમેશને માટે ઉથલાવી નાખ્યા છે, અને સમાનતા તથા સ્વતંત્રતાનો વેગ હવે થભે તેમ નથી એ વેગ હજારો વર્ષ સુધી થભાવવામાં આવ્યો હતો તેથી હવે પણ તે થભાવી શકાશે એમ ધારવું મિથ્યા છે રશિયામાં અને જર્મનીમાં સમાનતા અને સ્વતંત્રતાને સૈકાઓથી દાબી રાખવામાં આવ્યા હતા, તે સમાનતા અને સ્વતંત્રતાની સામે વિશાળ અને બળવાન સૈન્યો જમા કરવામાં આવ્યા હતા અને સ્વતંત્રતા સ્થાપવાના પ્રયત્ન વારંવાર નિષ્ફળ ગયા હતા પરંતુ, અસમાનતા અને પરતંત્રતાની એ પ્રાચીનતા, એ બળસામગ્રી કામ આવી નહિ અને પલકમાં તે જમીનદોસ્ત થઇ ગયા છે અને, હિંદુસ્તાનમાં પણ સ્ત્રીઓની અસમાનતા અને પરતંત્રતા જુના વખતના છે, જાતિભેદથી થતી અસમાનતા અને અસ્વાતંત્ર્ય જુના વખતના છે, એથી તે ટકી શકશે, સ્ત્રીઓને હક આપવાનું હજી સુધી બન્યું નથી અને જાતિભેદ દૂર કરવાના પ્રયત્નો પ્રથમ

થયેના તે સફળ થયા નથી, માટે હવે પણ સ્ત્રીઓને હક આપવાનું નહિ બને અને જાતિ ભેદ દૂર કરવાના પ્રયત્ન સફળ નહિ થાય, એમ જેઓ આશા રાખે છે તેઓ કાલબળ સામે ખોટી ગણતરી કરે છે ગગાનો પ્રવાહ રોકયો રોકાતે નથી, સમાનતા અને સ્વત ત્રતાના ઓઘ ઉલટયા છે તે શમાવી દેવાય તેમ નથી, એ સાક્ષા ત્કાર તેમને થતો નથી અને જનસમાજમા ફરી વળતી ભાવનાઓનુ સામર્થ્ય તેમની કપનામા આવતુ નથી

સસાર સુધારામા રહેલી ત્રીજી ભાવના તે પ્રજાત્વ (nation ality) ની છે હિન્દનુ પ્રજાબળ સમગ્ર કરવા માટે હિન્દી પ્રજાના સર્વ અગો સશક્ત અને સવાદી થઈ પ્રજાત્વની ભાવનાને પ્રફુલ્લ કરે તે માટે, પ્રજાના સામાજિક જીવનમાના રોગપૂર્ણ અને અસ્વસ્થ અંશો દૂર કરી આરોગ્ય અને સ્વસ્થતાનુ પ્રવર્તન કરવુ એ ભાવના પણ સસાર સુધારાને પ્રેરનારી છે સંતતિ તન્દુરસ્ત, બળવાન અને દીર્ઘાયુષી થાય અને એ રીતે પ્રજાબળ પરિપુષ્ટ થાય એ પણ બાળ લગ્ન અને કજોડા બધ કરવાના ઉદ્દેશ છે સ્ત્રીઓ બુદ્ધિમાન થાય, સતુષ્ટ રહે અને સસારને સુખી કરે અને એ રીતે પ્રજાજીવનમા સામર્થ્યની સક્રાન્તિ થાય એ પણ સ્ત્રીકેળવણી અને વિધવાવિવાહની છુટના હેતુ છે પરદેશગમન કરી હિન્દુઓ પોતાનું પ્રજાત્વ પ્રતિષ્ઠિત કરે એ માટે પણ સમુદ્રગમનની છુટ આવશ્યક છે, પ્રજાની સપત્તિ સચવાય દ્રવ્યના દુર્વ્યયથી પ્રજા નિર્ધનતાની દશા ન ભોગવે, અને એ રીતે પ્રજાની આર્થિક અવનતિ થતી અટકે એ પણ લગ્ન મર ણના ઉડાઉ ખર્ચ અટકાવવાના પ્રયાસનું કારણ છે, સ્વચ્છતાના અને વૈદ્યકના નિયમના અજ્ઞાનથી ઘણા બાળમરણો થાય છે તે ઓછા થાય, આરોગ્યશાસ્ત્રના અનાદરથી શહેરોમા અને ગામડામા રોગ ફેલાય છે તે અટકે, એ સુધારા પણ હિન્દુ પ્રજાને બળવાન કરવા માટે આદરવાના છે, વરકન્યાની પસદગીનુ ક્ષેત્ર વિસ્તારવાનુ થાય તેવા પ્રયાસ માટે ઉપર કહેલા કારણો ઉપરાત પ્રજામા સારી સતતિ

થવાની અનુકૂળતા એ પણ કારણભૂત છે. વરકન્યાની પસંદગીના ક્ષેત્રને સંકુચિત કરનાર એક બીજી સ્થિતિ પર અહીં દૃષ્ટિ કરીશું. એક ગોત્રના સ્ત્રી પુરુષ પરણી શકે નહિ એવો હિન્દુશાસ્ત્રનો નિયમ છે અને એ નિયમ વિરુદ્ધ થયેલા લગ્ન રદવાની કોર્ટો ગંદ બાતલ ગણે છે પાસે પાસેના સગા પરણે એ ઉચિત નથી અને એવા લગ્નથી નબળી સતતિ થાય છે માટે આ નિયમ સકારણ છે. પરતુ બે કુટુંબો એક ગોત્રના છતા તેમના વચ્ચે શું સગપણ હતુ અને ક્યારે હતું તે પણ જાણવામા ન હોય, ગોત્ર તે વશના મૂળ પુરુષનુ નામ છે એમ માનતા પણ તેને હજારો વર્ષ થઈ ગયાથી તેનાથી ઉતરેલી પેઢીઓ પણ જાણવામા ન હોય, ત્યા એક ગોત્ર વચ્ચેના લગ્નનો પ્રતિબંધ પાળવો એ કેવળ નિરર્થક છે; લગ્નનુ ક્ષેત્ર એથી સકુચિત થાય છે પણ બદલામા કાઇ પણ લાભ થતો નથી એનાએ ગોત્ર જુદી જુદી નાતોમા પણ હોય છે અને ગોત્ર સાથે કોઇનુ પેઢીનામુ જોડી શકાતુ નથી તે બનાવી આપે છે કે ગોત્ર હમેશા નજીકનુ સગ પણ દર્શાવતુ નથી. અલબત્ત, એક ગોત્રમા સ્ત્રી પુરુષ નજીકના સગા હોય ત્યા તેમના વચ્ચે લગ્ન થવુ ન જોઈએ પણ, નજીકનું સગપણુ એ પ્રતિબંધનુ યથાર્થ કારણ છે, ગોત્ર એ તેનુ યથાર્થ કારણ નથી. ગોત્રના લગ્નના આ પ્રતિબંધનુ શાસ્ત્રવિધાન જોઈશુ તો તેથી પણ સ્પષ્ટતા થશે. આ વિષયમા મુખ્ય આધાર યાજ્ઞવલ્ક્ય સ્મૃતિના આ વચનનો છે —

> अविप्लुतब्रह्मचर्यो लक्षण्यां स्त्रियमुद्वहेत् ।
> अनन्यपूर्विकां कान्तामसपिण्डां यवीयसीम् ॥
> आरोगिणीं भ्रातृमतीमसमानार्षगोत्रजाम् ।
> पञ्चमात्सप्तमादूर्ध्वं मातृत पितृतस्तथा ॥

'જેનુ બ્રહ્મચર્ય ખડિત થયુ ન હોય તેવો પુરુષ સારા લક્ષણવાળી, પૂર્વે કોઈની નહિ એવી, કમનીય, સપિંડ નહિ એવી,

પોતાનાથી ન્હાની, રોગ વગરની, ભાઇવાળી, સમાન પ્રવર અને ગોત્રની નહિ એવી, માથી પાચ પેઢીએ આઘી અને બાપથી સાત પેઢીએ આઘી એવી સ્ત્રી સાથે લગ્ન કરે.'

હાલની સ્થિતિ જોઇએ તો આમાથી ગોત્રપ્રવર સિવાયની બીજી શરતો લગ્નના કાયદેસરપણા માટે આવશ્યક ગણાતી બંધ થઈ છે જેણે બ્રહ્મચર્ય સાચવ્યુ ન હોય એવો પુરુષ લગ્ન કરે તો તે લગ્ન 'હિંદુ લૉ' વિરુદ્ધનું અને રદબાતલ ગણાતું નથી એમ હોય તો બીજવરોના લગ્ન તો થઈ શકે જ નહિ સ્ત્રી સારા લક્ષણવાળી ન હોય, અજ્ઞાન હોય કે નઠારી હોય, તો તેથી લગ્ન રદ ગણાતું નથી સ્ત્રી કમનીય ન હોય, સુન્દર ન હોય તો તેની તેનુ લગ્ન રદ ગણાતુ નથી સ્ત્રી વિધવા હોય તો તેનુ લગ્ન કાયદેસર ગણવાનો કાયદો થયેલો છે

સ્ત્રીનુ પ્હેલા કોઇ સાથે સગપણ થયુ હોય તોપણ બીજા સાથે તેનું લગ્ન થતા તે લગ્ન રદ બાતલ ગણાતુ નથી સપિણ્ડ નહિ એવી સ્ત્રી એટલે ગોત્રની નહિ એવો અર્થ હોય તો તેમા કાઇ વિશેષ નથી, અમુક સગપણની નહિ એવો અર્થ હોય તો કયા સગપણ તે અનિશ્ચિત છે વર કરતા કન્યાની ઉમ્મર મ્હોટી હોય એવા લગ્ન બધી નાતોમા થતા અને હજી પણ કેટલીકવાર થાય છે, પણ એવા લગ્ન રદ ગણાતા નથી રોગવાળી સ્ત્રી પરણે તો તેનું લગ્ન રદ ગણાતું નથી સ્ત્રીને ભાઇ ન હોય તે છતા તે પરણે તો તેનુ લગ્ન રદ ગણાતુ નથી સ્ત્રી અને પુરુષ વચ્ચેમાથી પાચ કરતા ઓછી પેઢી હોય અને બાપથી (વચમા એકાદ ઠેકાણે સ્ત્રી આવતા ગોત્ર બદલાયુ બદલાયુ હોય ત્યા) સાત કરતા ઓછી પેઢી હોય તો તેટલા પરથી તેમના લગ્ન રદ ગણાતા નથી ચોથા પાચમા અને ત્રીજા ચોથા લગ્ન બ્રાહ્મણ જ્ઞાતિઓમા પણ થાય છે આ રીતે આ સ્મૃતિ વચનની બીજી બધી સરતો સલાહરૂપની મનાય છે અને તે વિરુદ્ધના

લગ્ન 'હિંદુ લૉ' થી ઉલટા અને ન્યાયબુદ્ધિ સમ્મત નથી તો પ્રવર અને ગોત્ર સમાન હોય ત્યાં લગ્ન શા માટે 'હિંદુ લૉ' થી ઉલટા અને ગેરકાયદે ગણાવાં જોઈએ ? જે વેળા ગોત્રનું આરંભસ્થાન જાણીતું હતું તે વેળા નજીકના સગા વચ્ચેના લગ્નના પ્રતિબંધ માટે એક ગોત્રમાં લગ્ન ન કરવું એવું કહેવું બસ હતું પણ ગોત્ર આરંભ પછી એટલા બધા જમાના અને હજારો વર્ષ થઈ ગયાં કે જુદાં જુદાં કુટુંબના, જુદા જુદા સમયના અને જુદી જુદી નાતના માણસનું એક ગોત્ર શાથી છે તે જણાતું નથી, અમુક ગોત્ર એક ગુરુ પરથી કે એક મૂળ પુરુષ પરથી આવ્યું તે પણ ઘણા પ્રસંગમાં સ્પષ્ટ થતું નથી ત્યાં એક ગોત્રમાં લગ્ન ન કરવું એવા વિચારી પ્રતિબંધથી સુપ્રજનશાસ્ત્ર (Eugenics) નો કયો હેતુ સધાય છે ? પ્રવર તો ગોત્રથી પણ વધારે મોઘમ છે, પ્રવર તે વંશમાં થઈ ગએલા પુરુષોના નામ છે કે કુટુંબે માન્ય થએલા ઋષિઓના નામ છે એ જણાતું નથી ત્યાં પ્રવરના પ્રતિબંધની શી સાર્થકતા છે ? ગોત્ર ત્યા પ્રવરના પ્રતિબંધ દૂર કરી અમુક અમુક સગપણમાં આવેલા સ્ત્રી પુરુષ પરણી શકે નહિ એવી સ્પષ્ટતાવાળો કાયદો કરવો એ સનાતનધર્મનું અને જરૂરનું છે અનુકૂળ ગુણ લક્ષણવાળા લગ્ન થાય એવા વિચાર કોને હોવા માટે આ સુધારાની આવશ્યકતા છે

આત્મજ્ઞાની શુદ્ધતા, સુનીતિ, એ બાબતો પણ સંસારસુધારામાં રહેલી છે જેથી વિધવાવિવાહના પ્રતિબંધથી પ્રવર્તતી અનીતિ અટકાવવી એ હેતુ પણ એ વિષયના સંસારસુધારાને પ્રેરે છે કેફનો નિષેધ, વેશ્યાના નાચનો નિષેધ એ પણ શુદ્ધતા અને સુનીતિના રક્ષણ માટે આવશ્યક હોવાથી સંસારસુધારાના કાર્યક્રમમાં તેનો સમાવેશ થાય છે પ્રજા જીવનમાં વ્યક્તિની સુનીતિ આવશ્યક છે. દરેક સ્ત્રી પુરુષ શુદ્ધ જીવન ગાળે એ આવશ્યક ગણાતું ન હોય ત્યાં બીજાઓની સુનીતિ માટેના પ્રયાસ જનસમાજમાં સુનીતિ જળવાય એવા પ્રયાસ બળહીન થાય છે કેફ કરવાથી, વેશ્યાના નાચ

કરાવવાથી, જુગાર રમવાથી વ્યક્તિમાં જે નૈતિક અધોગતિ થાય છે તે ન અટકાવ્યા વિના સમષ્ટિના જીવનમાં સુનીતિ પ્રવર્તાવવાનો યથાર્થ ઉત્સાહ પ્રાપ્ત થતો નથી. કેફથી વ્યક્તિને શારીરિક અને આર્થિક હાની થાય છે, કુટુંબો પાયમાલ થાય છે, એ અનિષ્ટતા અટકાવવી એ પ્રયાસ પણ સંસારને સુધારી પ્રજાજીવન ઉત્કૃષ્ટ કરવાના કાર્યક્રમમા આવે છે. સમષ્ટિનું જીવન, પ્રજાનું જીવન પણ સુનીતિમય રહે, અર્થાત્ પ્રજા અનીતિની સંસ્થાઓને ટકવા દે નહિ, વ્યક્તિઓમા પરસ્પર અન્યાય થવા ન દે અને બીજી પ્રજાઓ સાથેના વ્યવહારમા સત્ય અને ન્યાય પામે એ પ્રજાના ઉત્કર્ષ માટે આવશ્યક છે.

દયાની ભાવના પણ સંસારસુધારણામા સમાયેલી છે. સ્ત્રીઓને કુટુમ્બ જીવનમા પડતા દુઃખ અટકાવવા, વિધવાઓને પડતા સંકટ દૂર કરવા, નિરાધાર મનુષ્યો અને બાળકોની આપત્તિ દૂર કરવી એ પણ સંસારસુધારાના હેતુ છે. સ્ત્રીઓના અને હક વારસાના સુધારા સ્ત્રીઓ કેળવણી લઈ ગુજરાન નિભાવી શકે એવી વ્યવસ્થા. વિધવાઓના પુનર્વિવાહની છુટ, વિધવાઓ માટેના વિધવાશ્રમ, સાધનહીન મનુષ્યો અને બાલકો માટેના અનાથઆશ્રમએ સર્વ સંસારસુધારાના પ્રયાસમા દયાવૃત્તિ રહેલી છે.

*શિષ્ટતાની ભાવના* પણ સંસાર સુધારામા રોપી છે. પ્રજાજીવન શિષ્ટતાવાળું, સુઘાતાવાળું સુપ્રકાશિત બુદ્ધિના વ્યાપારવાળું, ઉંચા ઉદ્દેશોવાળું, ગાભીર્યવાળુ, ઉદાત્ત થાય એ પણ સંસાર સુધારાનો હેતુ છે અને તેથી કેળવણીનો પ્રસાર કરવાના, અનેક સ્ત્રીઓ પરણવાનો રીવાજ બંધ કરવાના, કુલીનતાના અભિમાન કાઢી નાખવાના, કુલીનતા ખાતર થતા અયોગ્ય સબંધ અને ધન વ્યય બંધ કરવાના, જાહેર રીતે રોવા કુટવાનો રીવાજ બંધ કરવાના, અઘરણીના વરઘોડા અને ખર્ચ બંધ કરવાના પ્રયાસનો સંસાર સુધારામા સમાવેશ થાય છે.

આ અનેક ભાવનાઓનું અનુસરણ કરવામા સ્થળે પ્રાચીન આદર્શોની અને પ્રાચીન ઇતિહાસની મહાપના મળે છે, તેમજ સ્થળે સ્થળે જગતના વર્તમાન જીવનના લક્ષ્યભૂત આદર્શોની પ્રેરણા મળે છે. દુનિયાના દેશોમા અને દુનિયાની પ્રજાઓમા જે ઉદાત્ત વૃત્તિ પ્રવર્તે છે તેથી આપણે અલગ રહી સકીએ નહિ અને અલગ રહેવા ઇચ્છવું એ ઉચિત પણ નથી. તેથી પ્રાચીન અને અર્વાચીન ભાવનાઓનો યથાયોગ્ય સમન્વય કરી આપણા આદર્શો ઘડવા, એ આદર્શો આપણી પ્રજાના પ્રકટ થાય તે માટે સમાજ બળો પ્રવર્તાવવા, આપણા સમાજ જે સ્થિતિમા છે તેમાથી તેને ઉત્કર્ષ માર્ગે લઇ જવામા સહાયભૂત થાય એવા સર્વ કારણોને ગતિમાન કરવા એ માટે સસાર સુધારાનો પ્રયાસ ચલાવવો જોઇએ. આપણી સર્વ ભાવનાઓની પાછળ આધ્યાત્મિક ભાવના રહેલી છે આપણા સર્વ આદર્શોની પાછળ પરમાત્માનો આદર્શ રહેલો છે, આપણા સર્વ પાછળ ધાર્મિક બળ રહેલુ છે, એ સ્મૃતિનુ સૂચન માત્ર બસ છે. કેમકે સાસારિક બળો સાથે આ પ્રસગે આપણે સબંધ છે, સાસારિક બળોને ઘડનાર બળો સાથે અવાન્તર સબંધ છે. પરતુ એ છેવટનો આદર્શ, એ છેવટનુ બળ આપણા લક્ષ્ય દૃઢ કરવા સારૂ સ્મરણમા રાખવાની આવશ્યકતા છે.

આ આદર્શો આ ભાવનાઓ આ બળો, આ લક્ષ્યોથી સજ્જ થઈ આપણો ભાગ્યોદય, આપણુ ભવિષ્ય આપણે હાથે ઘડવાનું છે એ મ્હોટી વાત ભૂલવી જોઇએ નહિ પડિતોના વચનો, ઇતિહાસ તથા ફિલસૂફીના સાર આપણને સહાયભૂત થાય છે પરતુ એમાના કોઈથી આપણા બળની ક્ષતિ થાય એવુ પરિણામ થવા દેવુ ન જોઇએ. પડિતોના વચનોથી કે પ્રાચીન ઇતિહાસથી બીજે માર્ગે ગતિ કરવાની જરૂર જણાય તો એ વચનો કે એ ઇતિહાસનો આશ્રય લઈ બેસી રહેવુ અને ગતિ કરવાની ના પાડવી એ ડહાપણ નથી, એ ઉન્નતિ-માર્ગ નથી, એ માનવ બુદ્ધિ સાફલ્યનો પ્રકાર નથી.

ઠરાવવાથી, જુગાર રમવાથી વ્યક્તિમા જે નૈતિક અધોગતિ થાય છે તે ન અટકાવ્યા વિના સમષ્ટિના જીવનમા સુનીતિ પ્રવર્તાવવાનો યથાર્થ ઉત્સાહ પ્રાપ્ત થતો નથી. કેફથી વ્યક્તિને શારીરિક અને આર્થિક હાની થાય છે, કુટુંબો પાયમાલ થાય છે, એ અનિષ્ટતા અટકાવવી એ પ્રયાસ પણ સંસારને સુધારી પ્રજાજીવન ઉત્કૃષ્ટ કરવાના કાર્યક્રમમા આવે છે. સમષ્ટિનું જીવન, પ્રજાનું જીવન પણ સુનીતિમય રહે, અર્થાત્ પ્રજા અનીતિની સંસ્થાઓને ટકવા દે નહિ, વ્યક્તિઓમા પરસ્પર અન્યાય થવા ન દે અને બીજી પ્રજાઓ સાથેના વ્યવહારમા સત્ય અને ન્યાય પામે એ પ્રજાના ઉત્કર્ષ માટે આવશ્યક છે.

દયાની ભાવના પણ સંસારસુધારામા સમાયેલી છે. સ્ત્રીઓને કુટુમ્બ જીવનમા પડતા દુઃખ અટકાવવા, વિધવાઓને પડતા સકટ દૂર કરવા, નિરાધાર મનુષ્યો અને બાળકોની આપત્તિ દૂર કરવી એ પણ સસારસુધારાના હેતુ છે. સ્ત્રીઓના અને હક વારસાના સુધારા સ્ત્રીઓ કેળવણી લઈ ગુજરાન નિભાવી શકે એવી વ્યવસ્થા, વિધવાઓના પુનર્વિવાહની છુટ, વિધવાઓ માટેના વિધવાશ્રમ, સાધનહીન મનુષ્યો અને બાળકો માટેના અનાથઆશ્રમએ સર્વ સમારસુધારાના પ્રયાસમા દયાવૃત્તિ રહેલી છે.

શિષ્ટતાની ભાવના પણ સસાર સુધારામા રોપી છે. પ્રજાજીવન શિષ્ટતાવાળુ, સુશોભાવાળું સુપ્રકાશિત બુદ્ધિના વ્યાપારવાળુ, ઉચા ઉદ્દેશોવાળુ, ગાભીર્યવાળુ, ઉદાત્ત થાય એ પણ સસાર સુધારાનો હેતુ છે અને તેથી કેળવણીનો પ્રચાર કરવાના, અનેક સ્ત્રીઓ પરણવાનો રીવાજ બધ કરવાના, કુલીનતાના અભિમાન કાઢી નાખવાના, કુલીનતા ખાતર થતા અયોગ્ય સબધ અને ધન વ્યય બધ કરવાના, જાહેર રીતે રોવા કુટવાનો રીવાજ બધ કરવાના, અધરણીના વરઘોડા અને ખર્ચ બધ કરવાના પ્રયાસનો સસાર સુધારામા સમાવેશ થાય છે.

# જગત્‌માંનું નીતિમય શાસન×



છાન્દોગ્ય ઉપનિષદ્‌માં એક પ્રસંગ વર્ણવ્યો છે કેઃ—"ઇન્દ્ર અને વિરોચન પ્રજાપતિ પાસે ગયા અને તેને પૂછ્યું કે 'ભગવાન્! આ જે પાણીમાં દેખાય છે અને આ જે દર્પણમાં દેખાય છે તેમાંથી આત્મા કયો?' પ્રજાપતિએ કહ્યું કે 'એ સર્વમાં દેખાય છે તેજ એ છે. જલપાત્રમાં તમે પોતાને જુવો અને પછી આત્માને જો ન ઓળખો તો મને કહેજો.' તેમણે જલપાત્રમાં જોયું અને તેમને પ્રજાપતિએ પૂછ્યું કે 'તમે શું જુઓ છો?' તેમણે કહ્યું કે 'ભગવન્, વાળ અને નખ સુદ્ધાં અમારા આખા શરીરનું પ્રતિબિમ્બ અમે જોઇએ છીએ.' પ્રજાપતિએ તેમને કહ્યું કે 'સારાં વસ્ત્ર અને અલંકાર પહેરીને સારી શોભાવાળા થઈને જલપાત્રમાં જુઓ.' તેમણે તેમ કરીને જલપાત્રમાં જોયું પ્રજાપતિએ તેમને પૂછ્યું કે 'તમે શું જુઓ છો?' ઇન્દ્ર અને વિરોચને કહ્યું કે 'ભગવન્ અમે એએ જેવાં સારાં વસ્ત્ર અને અલંકાર પહેર્યાં તથા જેવી શોભા ધરી તેવા જ અમે પોતાને જોઈએ છીએ' પ્રજાપતિએ કહ્યું કે 'એ આત્મા છે, એ અમૃત છે, અભય છે, એ બ્રહ્મ છે.' ઇન્દ્ર અને વિરોચન શાન્ત હૃદયવાળા થઇ ચાલ્યા ગયા. તેમને જતા જોઈ પ્રજાપતિએ મનમાં કહ્યું કે આત્માને ઓળખ્યા વિના અને આત્માનું જ્ઞાન મેળવ્યા વિના આ બે જાય છે તેથી તેમની પાસે જે દેવ કે અસુર જ્ઞાન શીખશે તે પરાભવ પામશે."

આપણે કેટલી બધી વાર આત્મજ્ઞાન સંબંધી હૃદયમાં ખોટી શાન્તિ અને ખોટા સંતોષ ધરીએ છીએ, કેટલી બધી વાર આપણે

× મુંબાઈમાં 'હિન્દુયુનિયન ક્લબ' સમક્ષ હેમન્ત વ્યાખ્યાન માલાને અંગે તા. ૧૮ મી નવેમ્બર ૧૯૦૬ ને દિવસે રા. રા. રમણભાઈ મહીપતરામ નીલકંઠે કરેલું ભાષણ.

આપણી સ્થિતિ સુસ્થતાને માર્ગે લઇ જવા માટે જુના રીવાજ બદલવાની જરૂર હોય, તો જુના રીવાજની પૂજામાં ચોંટી રહેવું એ દેશોન્નતિનો માર્ગ નથી. આપણા ઉત્કર્ષ માટે રીવાજો ઘડાય, નવી સ્થિતિને પહોંચી વળવા માટે રૂઢિયો બનાય ત્યાંજ રીવાજ અને રૂઢિનું સ્થાન છે. રીવાજો અને રૂઢિઓ આપણને બાંધી રાખે તો આપણી બેડીઓ આપણી મેળે જ ઘડવાની મૂર્ખતા આપણે કરીએ જે કાર્ય પ્રથમ નવા રીવાજો, નવી રૂઢિઓ અને નવી સ્મૃતિઓથી થતું તે હવે કાયદાની બારીકીથી થઈ શકતું ન હોય તો કાયદો સુધારવા, કાયદાની મદદ લેતા સંકોચ થવો ન જોઇએ આપણા હિતનો કાયદો આપણે સૂચવીએ અને માગી લઇએ એ આપણું જ કૃત્ય છે અને એમા આપણા સ્વમનોપ યોગને હાનિ નથી લાભ છે આપણા સમાજનું શ્રેય એ પ્રથમ લક્ષ્ય છે અને તેના ઉપાયો વખતોવખત બદલવાને આપણે મુખત્યાર છીએ

આ પરિષદનુ પ્રમુખપદ મને આપવામા આવ્યુ છે તે માટે અન્તઃકરણથી ઉપકાર માની આ વ્યાખ્યાન સમાપ્ત કરૂ છુ



અને તેમાંથી આ જીવનમાંના નીતિશાસન વિશે આજ વિચાર કરીશું તો બસ થશે.

ત્યારે નીતિનું શાસન આપણા ઉપર શી રીતે છે ? આપણા દરેકના આત્મામાં નીતિનો નિયમ સ્થપાયેલો છે. તે આપણને નીતિ તરફ પ્રેરે છે, તેને લીધે આપણો અન્તર્દીપ (Conscience) આપણા નીતિમય કાર્યો પસંદ કરે છે અને અનીતિમય કાર્યો નાપસંદ કરે છે, એ પ્રત્યેક વ્યક્તિની અંદર ચાલતું શાસન નીર્વિવાદ છે અને તે વિશે વિવેચન કરવાની આ પ્રસંગે જરૂર નથી. પણ બહાર નીતિનું શાસન છે કે નહિ ? આ દુનિયામા મનુષ્યોની જે વિવિધ દશાઓ થાય છે તેમાં નીતિનું શાસન જોવામા આવે છે ? આ દુનિયામા નીતિનાં સારાં ફળ અને અનીતિનાં માઠા ફળ જોવામા આવે છે ? મરતા પહેલા નીતિમાનને ઈનામ મળતું અને અનીતિમાનને સજા થતી જોવામા આવે છે ? અથવા નીતિ—અનીતિના ઇનામ સજા સિવાય કાંઈ બીજાં પરિણામ હોય તો તે આ જીવનમા થતાં જોવામા આવે છે ? ઈંગ્રેજીમા કહીએ તો Is there a moral Government in the affairs of this world ? ધર્મનો વિષય બાજુએ રાખતા, આ દુનિયાના વ્યવહાર આચરણ તથા નિયંત્રણ માટે આ પ્રશ્ન બહુ અગત્યનો છે અને નીતિમય શાસન વિષેની જિજ્ઞાસા અવગણનાને પાત્ર નથી.

આરંભમા એક શંકા થશે કે આ દુનિયામા અસત્ (evil) છે તે વાત નીતિમય શાસનથી વિરૂદ્ધ નથી ? દુનિયાને નીતિના નિયમે ચલાવનારના રાજ્યમા અસત્ છે અર્થાત્ અનીતિનો સંભવ છે તો તેનું શાસન નીતિમય કેમ કહી શકાય ? મનુષ્યોને નીતિનું જ્ઞાન છે, નીતિની બુદ્ધિ તેમનામા સ્ફુરે છે, નીતિએ ચાલવાનું બળ તેઓ મેળવી શકે છે, પરન્તુ અનીતિએ ચાલવું હોય તો અનીતિએ ચાલવાની પણ તેમને છૂટ છે અને તેથી કેટલાક અનીતિએ ચાલે પણ છે એમ વસ્તુસ્થિતિ છે. બધા મનુષ્યો સત્યજ બોલી શકે, બધા

બાહ્ય આકાર તે જ આપણા અન્તરાત્માનું પ્રતિબિમ્બ છે એમ સમજી બેસી રહીએ છીએ, કેટલી બધી વાર આપણી અલ્પતા અને આપણી સ્થૂલતા તે પરમ અમૃતતા અને પરમ અભયતાથી જુદી છે એ ભૂલી જઈએ છીએ, એ સ્થિતિનું આ કથાથી આપણને સ્મરણ થવું જોઈએ.

પરમ અમૃત અને પરમ અભય બ્રહ્મના—પરમાત્માના મહાન અંશો જે આપણામાં સંક્રાન્ત થએલા છે તેમાંના એક અંશ ઉપર અર્થાત્ નીતિમય અંશ ઉપર લક્ષ કરીએ છીએ તો બહાર દેખાતા આપણા આકારથી આપણો અન્તરાત્મા કેવો જુદો છે, ચર્મ, કેશ, નખ વગેરે રૂપવાળા આપણા શરીરને આત્મા માનવામાં કેવી ભૂલ છે, એ આત્માના વ્યાપાર કેવા વિલક્ષણ છે, એ આત્માની ઉત્તમતા વસ્ત્રાલંકારમા નહિ પણ કેવી નીતિમય ઉચ્ચતામાં છે, અને એ ઉચ્ચતા પ્રાપ્ત કરાવનારૂં આપણા ઉપર પરમાત્માનું કેવું શાસન છે તેનો આપણને સાક્ષાત્કાર થાય છે.

આપણા આત્મામા જ નીતિનિયમ (moral law) સ્થાપિત થયેલો છે તે આપણને સત્ અને અસત્‌નું—કર્તવ્ય અને અકર્તવ્યનું ભાન કરાવે છે, એ જુદા જુદા માર્ગ આવી ઉભા રહે ત્યારે કયો ખરો છે અને કયો ખોટો છે, કયો ગ્રહણ કરવા યોગ્ય છે અને કયો ત્યાગ કરવા યોગ્ય છે તે આપણને દર્શાવે છે. એ નીતિનિયમના અનુસરણ કે ઉલ્લંઘનને આધારે આપણી જવાબદારી બંધાય છે, આપણી ઉન્નતિ કે અધોગતિ રચાય છે. એ નીતિનિયમનું શાસન (Government) આપણા ઉપર આ જીવનમાં છે તેમ જ આ જીવન પછી પણ છે, અને આખરે તો નીતિજ જયવંત થાય છે, અનીતિ જયવંત થતી નથી. મુણ્ડકોપનિષદ્‌માં કહ્યું છે કે **सत्यमेव जयते नानृतं सत्येन पन्था विततो देवयानः ।** 'સત્ય જ જય પામે છે, અસત્ય જય પામતુ નથી. દેવોને જવાનો માર્ગ સત્યથી પથરાએલો છે.' આ બહુ વિશાળ વિષય છે

અને તેમાંથી આ જીવનમાના નીતિશાસન વિશે આજ વિચાર કરીશું તો બસ થશે.

ત્યારે નીતિનું શાસન આપણા ઉપર શી રીતે છે ? આપણા દરેકના આત્મામાં નીતિનો નિયમ સ્થપાયેલો છે. તે આપણને નીતિ તરફ પ્રેરે છે, તેને લીધે આપણો અન્તર્દીપ (Conscience) આપણા નીતિમય કાર્યો પસંદ કરે છે અને અનીતિમય કાર્યો નાપસંદ કરે છે, એ પ્રત્યેક વ્યક્તિની અંદર ચાલતું શાસન નીર્વિવાદ છે અને તે વિશે વિવેચન કરવાની આ પ્રસંગે જરૂર નથી. પણ બહાર નીતિનું શાસન છે કે નહિં ? આ દુનિયામા મનુષ્યોની જે વિવિધ દશાઓ થાય છે તેમાં નીતિનું શાસન જોવામા આવે છે ? આ દુનિયામા નીતિના સારા ફળ અને અનીતિના માઠા ફળ જોવામા આવે છે ? મરતા પહેલા નીતિમાનને ઈનામ મળતું અને અનીતિમાનને સજા થતી જોવામા આવે છે ? અથવા નીતિ-અનીતિના ઇનામ સજા સિવાય કાંઈ બીજાં પરિણામ હોય તો તે આ જીવનમા થતાં જોવામા આવે છે ? ઈંગ્રેજીમા કહીએ તો Is there a moral Government in the affairs of this world ? ધર્મનો વિષય બાજુએ રાખતા, આ દુનિયાના વ્યવહાર આચરણ તથા નિયંત્રણ માટે આ પ્રશ્ન બહુ અગત્યનો છે અને નીતિમય શાસન વિષેની જિજ્ઞાસા અવગણનાને પાત્ર નથી.

આરંભમા એક શંકા થશે કે આ દુનિયામા અસત્ (evil) છે તે વાત નીતિમય શાસનથી વિરૂદ્ધ નથી ? દુનિયાને નીતિના નિયમે ચલાવનારના રાજ્યમા અસત્ છે અર્થાત્ અનીતિનો સંભવ છે તો તેનું શાસન નીતિમય કેમ કહી શકાય ? મનુષ્યોને નીતિનું જ્ઞાન છે, નીતિની બુદ્ધિ તેમનામા સ્ફુરે છે, નીતિએ ચાલવાનું બળ તેઓ મેળવી શકે છે, પરન્તુ અનીતિએ ચાલવું હોય તો અનીતિએ ચાલવાની પણ તેમને છૂટ છે અને તેથી કેટલાક અનીતિએ ચાલે પણ છે એમ વસ્તુસ્થિતિ છે. બધા મનુષ્યો સત્યજ બોલી શકે, બધા

મનુષ્યો નીતિએ જ વર્તી શકે, કોઈ મનુષ્યથી કદિ અનીતિએ વર્તી શકાયજ નહિ, કોઈ મનુષ્યથી કદિ દુરકૃત્ય થઇ શકે જ નહિ–એવી ઘટના નથી, તો એવી ઘટના વિના દુનિયાનું શાસન નીતિમય કહી શકાય ? પરંતુ, વિચાર કરીશું તો આપણને તરત જણાશે કે નીતિના વિષયમાં મનુષ્યને છૂટ ન હોય, પસંદગીનો અવકાશ ન હોય, તો નીતિ-નિયમ હોઇ શકે જ નહિ; સત્ તથા નીતિની કિંમત માટે, સત્ તથા નીતિની કસોટી માટે એ જરૂરનું છે કે અસત્ તથા અનીતિથી તે જુદાં પાડી અસત્ તથા અનીતિને નાપસંદ કરી મનુષ્યે સત્ તથા નીતિ ગ્રહણ કરવા જોઇએ અને આ માટે અસત્ તથા અનીતિનો સંભવ આવશ્યક છે, અસત્ તથા અનીતિ પણ મનુષ્ય ધારે તો ગ્રહણ કરે એવી શક્યતા હોવી જોઇએ. નીતિનિયમમાં ઇચ્છાવ્યાપાર રહેલો છે, ઇચ્છા કર્યાથી નીતિ પળાય છે. નીતિની ઇચ્છા કરનાર નીતિમાન્ થાય છે. મનુષ્યો યંત્ર માફક નીતિનિયમને વશ હોત, જડ પદાર્થો પોતાના ધર્મ જાતે ઇચ્છા કર્યા વિના નિયમવશ થઇ બજાવે છે એ પ્રકારે મનુષ્યો નીતિએ વર્તન કરતા હોત તો તેમાં તેમની શ્રેષ્ઠતા કે ઉન્નતિ કાંઈ પણ હોત નહિ. બધા મનુષ્યો ખરે રસ્તેજ જાય, નીતિએજ વર્તે, એવી ઘટના હોત તો તેમાં આત્માની કાંઇ કેળવણી રહેત નહિ, પોતાને ઉંચે માર્ગે લઇ જવાનું, પોતાને નીતિનો અભ્યાસ પાડવાનું આત્માને હોત નહિ, પ્રત્યેક મનુષ્યને ઇચ્છાવ્યાપાર કરી તથા પ્રયાસ કરી પોતાનો સ્વભાવ બાંધવાનો અવકાશ રહેત નહિ. આત્મા વગર પ્રયત્ને જન્મથી જ મરણ પર્યન્ત કેવળ નીતિમાન્ બનેલો હોત તો તે નીતિમાં મહત્વ રહેત નહિ નીતિનિયમમાં પસંદગીનો અંશ આવશ્યક છે. જાતે ઇચ્છા કરી ખરા તથા ખોટામાંથી ખરો માર્ગ પસંદ કરી તેમાં પ્રવૃત્ત થઇ ઉત્તમતા પ્રાપ્ત કરવી એમાં નીતિનું મહત્વ છે. એથીજ નીતિ પ્રયાસના મહાન્ ઉદાહરણો દુનિયામાં ઉત્પન્ન થયા છે, એથીજ નીતિ માટે સ્વાર્થત્યાગ, સુખત્યાગ તથા જીવનત્યાગના ભવ્ય અને યશસ્વત દૃષ્ટાન્તો બન્યા છે, અને એથીજ દુનિ-

થામાં માનવ ઇતિહાસ રચાયો છે. અસત્ તથા અનીતિનું અસ્તિત્વ આ રીતે નીતિમય શાસનથી વિરૂદ્ધ નથી; તેમજ અસત્ અને અનીતિ, સત્ તથા નીતિથી ઉત્પન્ન થતા નથી પણ સત્ તથા નીતિથી ઉલટી સ્થિતિઓ હોઈ સંભવ રૂપે છે અને મનુષ્યોના પ્રમાદથી. મનુષ્યોની દુર્બુદ્ધિથી, સત્ તથા નીતિની મનુષ્યોથી થતી અવગણુનાથી તે વાસ્તવિકતા પામે છે. તે સત્ તથા નીતિનાં શત્રુ હોઇ નીતિનિયમ ઉપરાંત મનુષ્ય ઉપર જુદું ગન્ય ચલાવનાર શક્તિઓ નથી. ગીતામાં કહ્યું છે તેમ **आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ।** ( અધ્યાય ૬ શ્લોક ૫ ) 'આત્મા એજ આત્માનો બંધુ છે, આત્મા એજ આત્માનો રીપુ છે,' આત્મા નીતિનિયમનું અનુસરણ કરે છે ત્યારે પોતાનો બન્ધુ થાય છે અને નીતિનિયમનું ઉલ્લંઘન કરે છે ત્યારે પોતાનો રિપુ થાય છે; તેને ખરાબ કરનાર બીજા કોઈ રિપુ નથી.

આ રીતે અસત્ તથા અનીતિનો સંભવ તે નીતિમય શાસનથી વિરૂદ્ધ નથી. એ સંભવની વધારે ચર્ચા ધર્મને લગતી છે કેમકે આ જીવન પછીની અવસ્થા વિશે વિચાર તેમા દાખલ થાય છે. પરન્તુ પ્રસ્તુત વિષયમા મર્યાદાનિર્ણય કરવા સારૂ એ ચર્ચા આવશ્યક થાય છે. દુનિયાની અવસ્થા નીતિમય શાસનને અનુકૂળ છે કે નહિ એ ચર્ચા સંબધમા દાક્તર માર્ટિનો કહે છે, "દુનિયાની કેવી ઘટના હોવાની આપણે આશા રાખી શકીએ એ આ પ્રશ્નનો વિચાર કરતાં લક્ષમા રાખવું જોઇએ, તે સિવાયની બીજી કલ્પિત ઘટનાની કસોટી ઉભી કરતા પરસ્પર વિરોધી ધોરણો લાગુ કરવા આપણે બેસવું પડશે અને એક બીજા સાથે સવાદી ન થાય એવા ઉત્તમ લક્ષણો દુનિયામા હોવાની માગણી કરવી પડશે. જગતના કર્તાની ઘટના તેના સત્સ્વરૂપને અનુકૂળ છે કે કેમ એ જાણવા આપણે ઇચ્છીએ છીએ. એ પ્રમાણે એ ઘટના નીતિમય હોવી જોઇએ અને મનુષ્યમાં લક્ષણ ( character ) બંધાય, તે પ્રમાણે વર્તન થાય

અને તે કસાય એવી વ્યવસ્થા હોવી જોઇએ પરંતુ સારૂ લક્ષણ તે ખરી પમદગીમા રહેલુ છે, અને તેની જોડેજ ખોટી પસદગી શકય ન હોય તો તેનો અવકાશ રહેતો નથી તેથી, સભવનો કેટલોક પ્રદેશ મનુષ્યોની સ્વતંત્ર ઇચ્છાને સોપી દીધેલો હોવો જોઈએ કે જે પ્રદેશમા તેમની પરીક્ષા થઇ શકે સૃષ્ટિમા અસિદ્ધિ તથા અપૂર્ણતા અટકાવવાને બીજા ગમે તેટના મજબૂત સધનો હોય પણ આ વિષય તો એવો છે કે અનીતિ—અ સત્—ના સભવ માટે તે ખુલ્લો રહેવો જોઇએ નીતિ ઉપરનુ આ જોખમ ઇશ્વરની પવિત્રતાથી વિરુદ્ધ નથી પણ તે પવિત્રતાને તત્કાળ પ્રકટ કરવા માટે તે આવશ્યક છે, અને તેથી માનવ પડે છે કે સતની ફરજ પાડવામા આવતી નથી કેમકે ફરજ પાડવામા આવે તેજ ઘડીએ ફરજના સ્પર્શ સાથેજ સત્નું સ્વરૂપ ઉડી જાય છે પરંતુ અસતનો સભવ દૂર કરી શકાય તેમ ન હોય તે છતા અનેક રીતે તે મર્યાદિત થઇ શકે, અને એટલુ આપણે વાજબી રીતે માગી શકીએ કે એ મર્યાદા એટલી બધી વિશાળ હોવી જોઇએ નહિ કે જેથી નીતિમય જગતની સમતોલતા (equilibrium) ને જોખમ આવે અને નીતિના ધોરણ વગરના જગત્ કરતા નીતિના ધોરણવાળા જગતની જે શ્રેષ્ઠતા છે તે નાશ પામે જેમ આપણા ઘરમા બાળકને આજ્ઞા ઉલ્લઘન કરવાની છુટ રહેવા દેવામા આવે અને તે જ સાથે કુમાર્ગે જવાય એવુ પગલુ તે ભરે એવો તેના પર ભરોસો રાખવામા ન આવે એવી યોગ્ય તુલના જાળવવી એમા ડહાપણ ભરેલી કેળવણી છે તે જ પ્રમાણે જગતનુ રાજ્ય નીતિએ ચલાવવામા ઉત્તમોત્તમ ઉદારતા પ્રાપ્ત કરવાનો પુરતો અવકાશ રહે અને તે સાથે દોષ તથા વિમાર્ગગમન ઉપર ઘણો કાબુ રહે એવી ઘટના હોવાની આપણે આશા રાખીએ છીએ

દુનિયાની ઘટનાની કિંમત કરવામા બીજી એક સાવચેતી એ ધ્યાનમા રાખવાની છે કે એ વ્યવસ્થા એક સ્થિતિમા સ્થિર રહેતી નથી, એક વાર વ્યવસ્થા સંપૂર્ણ થઈ ગઈ અને પછી સદૈવ તેવી જ

રહેવાની એમ નથી; પણ તે હંમેશ સુજાતી જ જાય છે, તેની ઘટનાના બધા અવયવો ગતિવાળા રહે છે અને અસંખ્ય પ્રકારે નવાં નવાં પરિણામ ઉત્પન્ન કરે છે. એ વ્યવસ્થા બદલાતી કિંમતવાળી સ્થિતિઓની પરંપરા દર્શાવે છે. અને તેમાંની એક સ્થિતિ પકડી લઈ એમ કહેવું કે એ દુનિયાની ઘટનાનું આનાથી ખરેખરૂં નિરૂપણ થાય છે એ ગેરવ્યાજબી છે; કારણ કે જેનું **સાધન** તરીકે જ મુખ્ય મૂલ્ય છે તેને એ રીતે **સિદ્ધિ** ઠરાવવાની ભૂલ થાય છે. વિશ્વના આ ભાગમાં એક વખતે ફક્ત અગ્નિનું ધુમતું વાદળું હતું એમ આપણને કહેવામાં આવે છે. તે વખતે આકાશમાં પસાર થતા કોઈ બુદ્ધિમાન્ નિરિક્ષક તે જોયું હોત તો એ શું છે તે એને સમજાત જ નહિ. અને તેને એમ લાગત કે જેણે એ વાદળું અહિં મૂક્યું હશે તેને જીવનાં પ્રાણીઓ ગમતા નહિ હોય; અને પોતાનો પ્રદેશ એવો ઉષ્ણ કરવો કે તેમા જીવના પ્રાણીઓ રહી શકે નહિ એવો તેનો સંકલ્પ તે નિરીક્ષકને જણાત. પણ આજે એ નિરીક્ષક પાછો આવે તો એ જ પ્રદેશમા વસ્તિથી ઉભરાઈ જતા ગોળા તેને માલમ પડે. ઝાડની કિંમત તે પર થતા બી પરથી નહિ પણ સો વર્ષમા બની જતા જંગલ ઉપરથી કરવી જોઇએ. અને એ રીતે, આપણી દુનિયામા વિવિધ સંબંધોની જે ઘટના નજરે પડે છે તેનુ મૂલ્ય જાણવા માટે કયા લક્ષ્ય હેતુ તરફ તેનું વલણ છે તે મુખ્યત્વે કરી જોવું જોઇએ, અને અમુક ક્ષણે તેની કેવી સ્થિતિ છે તે પર મુખ્ય દૃષ્ટિ કરવી જોઇએ નહિ. એ લક્ષ્ય હેતુથી દુનિયાની ખરી ભાવના માલમ પડે છે, અને ચૈતન્યવાન ઉત્પન્ન કર્તાનો અર્થ સમજાય છે. વિદ્યમાન સ્થિતિમા જે અપૂર્ણતા છે તે માત્ર આગળના ઉત્કર્ષના આધારનું સ્થાન હોય અને તે ઉપર ટેકો મુકી આગળ પગલું ભવિષ્ય તરફ ભરવામાં આવે ત્યારે તે નીચે પડી જાય, તેમ હોય એમ બને. જીવનમાં ખામીઓ અને અનિષ્ટો છે તે ટીકાને પાત્ર નથી એમ હું કહેતો નથી. ફક્ત જ્યા તે ક્ષણિક અને સાધનભૂત હોય ત્યા તે જે

હેતુને પુષ્ટ કરતા હોય તેની સરખામણીમા તેમની કિંમત કરવી જોઇએ, અને જે સિદ્ધિ માટે એ સાધનો વપરાય છે તે સિદ્ધિ એવી યોગ્ય નથી એમ બતાવવામા આવે ત્યા સુધી દોષ કહાડવો જોઇએ નહિ " ( એ સ્ટડી ઑફ રિલિજિયન, ભાગ ૨, પ્રકરણ ૩, પૃ ૫૪-૫૫ ) અહીં દાક્તર માર્ટીનોના કહેવાનું તાત્પર્ય એ છે કે સૃષ્ટિ અપાર છે અને બધી રીતે ગમ્ય નથી આ માનુ જીવન પણ મૃત્યુથી અટકતુ નથી. મનુષ્યની જીદગાનીનો આપણને જેટલો અનુભવ છે તેનાથી સૃષ્ટિના નિયમોનો અત્ય નિર્ણય થઈ શકતો નથી પરન્તુ એક મનુષ્યનુ જીવન અલ્પ છતા એવા ઘણા મનુષ્યોના જીવન ઘણા કાળ સુધી નોધાયા જાય છે, તેથી તેમા અનીતિનું ઉત્તગતાપણુ છે કે નહિ એ પ્રશ્ન અમાગણુ નથી અનીતિનો સભ્વ દૂર થઈ શકતો નથી, પણ તેની હદ એવી હોવી જોઈએ કે નીતિથી નિયમીત થયેલી સૃષ્ટિનુ સમતોલન નષ્ટ ન થાય, સૃષ્ટિ અનિતિથી ભરેલી (immoral) ન માલમ પડે એટલુ જ નહિ પણ નીતિના ધોરણ વગરની (unmoral) પણ માલમ ન પડે એવી અનીતિના સભનની મર્યાદા હોવી જોઇએ

નીતિમય શાસન વિશે વિચાર કરતા બીજી એક મર્યાદા ધ્યાનમા રાખવાની છે તે એ છે કે દુનિયા સામાન્ય સાર્વત્રિક નિયમો વડે ચાલે છે સૃષ્ટિ જે નિયમોને વશ છે તે સર્વકાળ સરખી રીતે પ્રવૃત્તિ કરે છે અને તેમા વખતો વખત અથવા અકસ્માત્ ફેરફાર થતો નથી નીતિના નિયમો યોજનારે જ આખી સૃષ્ટિના જડ-ચૈતન્ય પદાર્થોના નિયમો યોજ્યા છે, બધા નિયમોના ભાવી પરિણામો લક્ષમા રાખી સૃષ્ટિ રચાઈ છે તેથી નીતિના વિજય માટે-પુણ્યના ફળ માટે અથવા અનીતિના પરાભવ માટે-અને પાપની શિક્ષા માટે સૃષ્ટિના નિયમોનો ભગ થતો નથી અને થવો જોઇએ પણ નહિ અર્થાત્ સૃષ્ટિના નિયમો ઉપરાત અને નિયમોથી અલગ ચમત્કારો (miracles) થતા નથી નીતિમાનને લાભ કરવા અથવા હાનિથી બચાવવા

એમએક નિયમો તોડવા પડતા હોય અથવા અનીતિને લાભ થતો અટકાવવા કે શિક્ષા કરવા એકાએક નિયમો તોડવા પડતા હોય તો નિયમો ઘડતી વખતે–સૃષ્ટિ રચતી વખતે એટલી ખામી રહી ગયેલી, એટલુ વિચારમા લેવુ રહી ગયેલુ, એટલા માટે ઘટના કર્યા વિના નિયમો ભૂલમા રચાઈ ગયેલા, એમ અયુક્ત અનુમાન થાય આ સંબંધમા એક ઇગ્રેજ લેખક કહે છે, કે " કુદરતના સામાન્ય નિયમોનો ભગ થઈ ઇશ્વરની દિવ્ય શક્તિના આવિર્ભાવ રૂપ ચમત્કારો થાય એ આ રીતે અનભવિત માલમ પડે છે–(૧) કારણ કે, ઈશ્વર હાજર છે એમ બતાવવામા એ કાઈ કામમા આવે તેમ નથી, નિયમાનુસાર ઇશ્વરની શક્તિનો વ્યાપાર ચાલ્યો જાય છે એથી ઇશ્વરની હાજરી માલમ પડે છે જ, (૨) કારણ કે કોઈ પણ બનાવ સર્વ નિયમથી અતિ ક્રાન્ત છે એમ સાબીત કરવુ એ અશક્ય છે, (૩) કારણ કે, એકદર રીતે માનવ અનુભવ એમ દર્શાવે છે કે ઇશ્વર પોતાની મૂળ યોજનાને જ વળગી રહે છે, (૪) કારણ કે, ઇશ્વરના નિયમો બધા બનાવો માટે પર્યાપ્ત છે એ ધારણા મુકી દેવાથી ઇશ્વરના ડહાપણ માટેનો આપણો વિચાર ઉતરી જાય છે " ( ગ્રાઉન્ડસ એન્ડ પ્રિન્સીપલ્સ ઑફ રિલીજ્યન, કર્તા જોન ગાઇટ પ્રકરણ ૭ –ચમત્કારો પૃ ૧૦૪ ) સૃષ્ટિકર્તાના ચમત્કારો સૃષ્ટિની વિશાળ યોજનામા, મહાન અને દૂરગામી નિયમોમા ભવ્ય અને સુન્દર બનાવોમા અને પ્રાણીઓને આપેલી અદ્ભુત શક્તિઓમા રહેલા છે, એ સર્વ ચમત્કારપૂર્ણ જ છે, અને તેના તરફ સાનદ આશ્ચર્ય વૃત્તિ થવા માટે નિયમોના ભગ રૂપ ચમત્કારની કોઈ પણ આવશ્યક્તા નથી ધર્મના વિષયમા ન ઉતરતા, પ્રસ્તુત ચર્ચા સબધે એટલુ જ લક્ષમા રાખવાનું છે કે નીતિના શાસન માટે એવા નિયમ ભગોની એવા ચમત્કારોની આવશ્યક્તા નથી હમેશના નિયમો નીતિ નિયમનું શાસન જાળવવાને બસ છે તે આગળ જતા જોઇશુ વળી તેની સાથે એ પણ ધ્યાનમા રાખવાનું છે કે હમેશના નિયમોની પ્રવૃત્તિ થતી

રહેશે એમ ધારીને જ મનુષ્યો નીતિને માર્ગે ગતિ કરે છે, સત્ય બોલવાથી એકાએક હાથમાના કણનો ધનભડાર થઈ જશે એમ મનુષ્યો આશા રાખતા નથી. અસત્ય બોલવાની કે બીજુ દુરાચરણ કરવાની ના પાડનાર સત્ય અને નીતિ ખાતર પ્રાણ ખોવા તૈયાર થાય છે ત્યારે એમ આશા રાખતો નથી કે આ માટે તેનો વધ કરનારની તરવાર એકાએક પોચી થઈ જશે અથવા તેનો હાથ એકાએક જડ થઈ જશે અને આખરે પ્રાણ ખોવો નહિ પડે. આવી આશાઓ રાખી નીતિ પળાતી હોય તો નીતિની કિમત જ ન હોય, નીતિમા કાઈ ઉચ્ચતા કે ઉદારતા જ ન હોય નીતિ તે માત્ર ફાયદો મેળવવાની યુક્તિ બની જાય અથવા હુમલો કરનારને ડરાવવાને ઢોંગ થઇ પડે. આ રીતે, સીતા સરખા પુણ્યશાળી પવિત્ર મનુષ્યો અગ્નિમાથી વગર દાઝે પસાર થઈ શકે એ શક્યતા નીતિનિયમની સત્યતા માટે આવશ્યક નથી. જુના કાળમા ન્યાય કરવામા 'દિવ્ય' (trial by ordeal) થી પારખુ જોવામા આવતું, તપાવેલુ લોખડ હાથમા લઈ દાઝે નહિ તેની વાત સાચી ઠરાવવી એવુ ધોરણ બાધવામા આવતુ, એ પણ નીતિનિયમનની પ્રવૃત્તિ સમજવામા ભૂલ ભરેલો વિચાર હતો જડ પદાર્થોના નિયમો પોતાની ઘટના પ્રમાણે ચાલે છે, જડ પદાર્થો કે તેમના ધર્મો નીતિ અનીતિનો ભેદ જોઈ શકતા નથી, તે ભેદ જોઇ જડ પદાર્થોના નિયમો પોતાને એકાએક બદલી શકતા નથી અને સૃષ્ટિનો નિયતા તે બદલવા વચ્ચે પડતો નથી. દુનિયા જેવી છે તેવી દુનિયામા રહી નીતિ પાળવામા માણસની પરીક્ષા છે, માણસની ઉન્નતિ છે. ધર્મ અને નીતિ માટે જુલમીને હાથે પ્રાણત્યાગ કરવામા ધર્મ અને નીતિનો વિજય છે પ્રહ્લાદ પેઠે ધાર્મિક જનોને તપાવેલા સ્તભ દઝાડતા ન હોય તો ધર્મ અને નીતિ બહુ સહેલા થઈ જાય પ્રહ્લાદ સરખી શ્રદ્ધા અને ધાર્મિકતા વગરના માણસો પણ એમ બચી જવાની આશાથી તપાવેલા સ્તભને વળગવા તૈયાર થઇ જાય. સૃષ્ટિના નિયમોની સાર્વત્રિક અશિથિલતા જ નીતિના વિજયને અવકાશ આપે છે.

આને લગતો એક બીજો પ્રશ્ન એ છે કે સૃષ્ટિના નિયમોનો ભગ થયા વિના, નિયમોના હમેશના પરિણામ અટકયા વિના, નીતિનું શાસન કાઈ એવે પ્રકારે થાય છે કે કેમ કે જેથી નીતિમાન્ મનુષ્ય વહેલો મોડો લાભદાયક નિયમોની પ્રવૃત્તિમા આવી જાય અને અનીતિમાન્ મનુષ્ય હાનિકારક નિયમોની પ્રવૃત્તિમા આવી જાય ? પદાર્થો જડ છતા અને નીતિ-અનીતિ કરનાર મનુષ્ય ચૈતન્યવાન્ છતા નીતિનિયતા એવી ઘટના કરે છે કે કેમ કે જેથી નીતિએ ચાલનારને જડ પદાર્થોના નિયમાનુસાર તરકાળ કે મોડા પણ ખુલ્લી રીતે સારા ફળ મળે અને અનીતિએ ચાલનારને એવાજ ખોટા ફળ મળે ? કેટલીક વખત આમાજ દુનિયાનુ અનીતિમય શાસન માન વામા આવે છે તેથી આ પ્રશ્ન કાઇક સુક્ષ્મ વિવેચનને યોગ્ય છે

વાસ્તવિક સ્થિતિ તો એ નજરે પડે છે કે સૃષ્ટિના નિયમો સર્વ માટે સરખા છે પાણીથી નીતિમાનની અને અનીતિમાનની તરસ સરખી રીતે છીપે છે વરસાદ સરખી રીતે બધાના ખેતરોમા પડે છે, અનીતિમાનના ખેતર આગળ આવતા અટકી જતા નથી અને નીતિ માનના ખેતર આગળ આવી કાઈ વિશેષ અનુકૂળતાથી વરસતો નથી દુષ્કાળમા નીતિમાનના ખેતરો માટે ખાસ વરસાદ પડતો નથી અગ્નિ બધાનું કાર્ય સરખી રીતે કરે છે અને બધાને સરખી રીતે દઝાડે છે. અનીતિમાન્ વેપારીના વહાણ ખાસ કરી ડૂબી જાય, અગર તેના પર એકાએક વીજળી પડે, તેનો અનીતિએ મેળવેલો પૈસો ચોરો લુટી જાય, અનીતિના પૈસાથી તેણે બાધેલુ ઘર બળી જાય, એમ હમેશ બને, અને નીતિમાનને એવી કાઈ પણ આફત કદિ પડે નહિ, એમ હોતુ નથી પરતુ નીતિમય શાસનની એવી કલ્પના કેટલીકવાર કરવામા આવે છે એ કથન કરવુ જોઇએ કુરાનમા કહ્યુ છે કે "વહાણમા બેસનારાના દુષ્કૃત્ય માટે ઈશ્વર તેમના વહાણ ભાગે છે" (સુરા ૪૨, ૧૯) "એકને પાપે હોડી ડૂબે" એ આપણી કહેવતમા "પાપ" શબ્દથી અધર્મ તથા અનીતિનો અર્થ ઉદ્દિષ્ટ જણાય છે.

"હોડીને તરાવવામાં કરેલું નિશ' એવો અર્થ ઉદ્દિષ્ટ જણાતો નથી. નીતિનું શાસન એમાં બહુ વિસ્તારી નાખેલું જણાય છે. પાપ ન કરનારા પણ જો ડૂબતા હોય તો ડૂબવામાં નીતિનું શાસન રહેલું નથી. પાપીનો સંગ કરવા બદલ તેમને એ શિક્ષા હોય તો પણ હોડીના બધા ઉતારુઓએ જાણી જોઈ પાપીનો સંગ કર્યો અને સાથે બેઠા એટલે શિક્ષા યોગ્ય સંગ કર્યો-એમ માનવું પડશે. પરન્તુ એક કહેવત ઉપર એટલો બધો ભાર મૂકવો એ યોગ્ય નથી. સામાન્ય નિયમોથી બનતા અસાધારણ બનાવોમાં નીતિનું શાસન માનવામાં આવે છે એના ઉદાહરણ માટે એ કહેવત વાપરીએ તો બસ છે. યાહુદી પ્રજાનો ઇતિહાસ જુના કરાર (Old Testament)માં આપ્યો છે તેમાં પણ એવું શાસન માનવામાં આવ્યું છે. મૃત્યુ પછીનું શાસન ધર્મના વિષયને લગતું છે પણ મૃત્યુ પહેલાંની આ જીંદગાનીમાં માનેલું એ શાસન પ્રસ્તુત વિષયમાં ખાસ લક્ષમાં લેવા યોગ્ય છે. ઇનામ કરતાં સજા તરીકે એ શાસન પર વધારે ભાર મૂકવામાં આવેલો છે. મનુસ્મૃતિમાં કહ્યું છે,

अधार्मिको नरो यो हि यस्य चाप्यनृतं धनम् ।
हिंसारतश्च यो नित्यं नेहासौ सुखमेधते ॥
न सीदन्नपि धर्मेण मनोऽधर्मे निवेशयेत् ।
अधार्मिकाणां पापानामाशु पश्यन्विपर्ययम् ॥
नाधर्मश्चरितो लोके सद्यः फलति गौरिव ।
शनैरावर्तमानस्तु कर्तुर्मूलानि कृन्तति ॥
यदि नात्मनि पुत्रेषु न चेत्पुत्रेषु नप्तृषु ।
नत्वेव तु कृतोऽधर्मः कर्तुर्भवतिनिष्फलः ॥
अधर्मेणैधते तावत्ततो भद्राणि पश्यति ।
ततः सपत्नाञ्जयति समूलस्तु विनश्यति ॥

मनुस्मृति, अध्याय ४, श्लोक १७०-१७४

અર્થ —"જે નર અધાર્મિક છે, જેનું જુઠાણાનું (જુઠું બોલી મેળવેલું) ધન છે, જે નિત્ય (પારકાની) હિંસા કર્યા કરે છે તે આ લોકમાં સુખ પામતો નથી

"ધર્મનું આચરણ કરવા છતાં જે દુ:ખી થતો હોય તેણે અધાર્મિક પાપીઓની તરત પાયમાલી થાય છે એ જોઈને અધર્મ કરવા તરફ મન લગાડવું નહિ

"પૃથ્વી તરત ફળે છે તેમ લોકમાં કરેલો અધર્મ તરત ફળતો નથી, પણ ધીમે ધીમે પાછો આવીને અધર્મ કરનારના મૂળ કાપી નાખે છે

"અધર્મ જો કર્તાને પોતાને નહિ તો તેના પુત્રોને ફળ આપે છે, તેના પુત્રોને નહિ તો પૌત્રોને ફળ આપે છે, પરંતુ અધર્મ કરેલો કર્તાને ફળ આપ્યા વગર રહેતો નથી

"તે વખતે તો અધર્મથી (કદાચ) તે વૃદ્ધિ પામે છે, તેથી સુખ પામે છે, પોતાના શત્રુઓને જીતે છે, પરંતુ (છેવટે) તે સમૂળગો નાશ પામે છે"

અહીં આ ઉદ્ગારોમાં જન્મ-મૃત્યુ પછી પરલોકમાં કે બીજા જન્મમાં નહિ-થતી અધર્મની શિક્ષા વિષે કહ્યું છે અને તે તરત થાય કે કાલક્રમે થાય છે પણ થાય છે જરૂર એમ આગ્રહ કર્યો છે. કાલક્રમે થતી શિક્ષા એક બીજા સ્વરૂપની છે તે વિશે આગળ વિવેચન કરીશું પણ અહિં કહેલો વિનાશ તાત્કાલિક કે વિનવિલંબ એક સરખા પ્રમાણનોજ છે 'અધર્મ' શબ્દ અહિં "અનીતિ" ના અર્થમાંજ વપરાયો છે કેમકે મનુએ ધર્મની વ્યાખ્યા એવી કરી છે કે —

> धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः ।
> धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥
>
> मनुस्मृति अ ६, श्लोक ९२

અર્થ—"ધૃતિ, ક્ષમા, દમ, ચોરી ન કરવી, પવિત્રતા, ઇન્દ્રિયનિગ્રહ, વિજ્ઞાન, વિદ્યા, સત્ય અને અક્રોધ દમ ધર્મના લક્ષણ છે." અર્થાત 'ધર્મ'થી 'નીતિ' ઉદ્દિષ્ટ કરી છે.

ન્યાયાધિશ આગળ જુઠી સાક્ષી આપનારને બહુ ભારે શિક્ષા થતી મનુએ દર્શાવી છેઃ—

नग्नो मुण्डः कपालेन भिक्षार्थी क्षुत्पिपासितः ।
अन्धः शत्रुकुलं गच्छेद्यः साक्ष्यमनृतं वदेत् ॥

मनुस्मृति. अ. ८; श्लोक ९३

અર્થ—"જે જુઠી સાક્ષી આપે છે તે નાગો, મુડેલો, (હાથમા) ખપ્પર લઈ ભીખ માગતો, ભુખ્યો તરસ્યો (અને) આધળો (થઈ) શત્રુને ઘેર જાય છે."

આ શિક્ષા આ જીવનમા કે બીજા જન્મમા થાય છે તે સ્પષ્ટ નથી પણ આ જીવન ઉદ્દિષ્ટ જણાય છે પરન્તુ એક બીજુ વચન વધારે સ્પષ્ટ છે —

यस्य दृश्येत सप्ताहादुक्तवाक्यस्य साक्षिणः ।
रोगोऽग्निर्ज्ञातिमरणमृणं दाप्यो दमं च सः ॥

मनुस्मृति अ. ८, श्लोक १०८

અર્થ—"(કરજ બાબત) સાક્ષી પુર્યા પછી સાત દિવસની અંદર સાક્ષીને રોગ, અગ્નિ કે સગાના મરણની પીડા થાય તો દેવાની રકમ (કરજદાર પાસેથી લેણદારને) અપાવવી અને સાક્ષીને દંડ કરવો"

અહીં જુઠી સાહેદી આપવાની શિક્ષા રોગ અગ્નિ કે સગાના મરણ રૂપે આ જીવનમા જ તરત થતી કહી છે.

ત્યારે પ્રશ્ન એ છે કે આ પ્રમાણે નીતિનિયમના ઉલ્લઘનના પરિણામ ઉદ્દભવે છે કે નહિ અનીતિમય કૃત્યના એવા પરિણામ

નિવડના હમેશ નજરે પડતા નથી એ ઉપરના મનુના વચનોમા ગર્ભિત રહેલુ છે અને તે જ માટે તે આગ્રહ કરે છે કે કોઈ કાળે અને એક પેઢીએ નહિ તો બીજી પેઢીએ પણ એ ફળ ઉગી નિકળ્યા વગર રહેશે નહિ, અને તે કારણથી નીતિથી મકટ ભોગવતા નીતિમાન જનોને તે ચેતવણી આપે છે કે અનીતિ કરતા છતા કોઇ બચી જશે એમ ધારવુ નહિ નીતિનિયમનો વ્યાપાર કેવે પ્રકારે થાય છે એ વિમર્શનમા પ્રથમ એ જોવુ જોઇએ કે એ વ્યાપાર વાસ્તવિક રીતે કોનાથી થાય છે. સૃષ્ટિના કર્તાએ નિયમોના વ્યાપાર પદાર્થોને તથા પ્રાણીઓને સોપેલા છે પદાર્થોને અને પશુઓને સ્થુલ (physical) નિયમો સોપેલા છે અને મનુષ્યોને સ્થૂલ તથા નીતિમય (moral) નિયમો સોપેલા છે અલબત્ત, આ સર્વ માત્ર નૈમિત્તિક કર્તાઓ (agents) છે અને નિયમોના તાત્કાલિક પરિણામ ઉત્પન્ન કરવા એટલુજ તેમનુ કાર્ય છે એ સર્વ પરિણામો કાલાન્તરે એકત્ર થઇ અમુક લક્ષ્ય તરફ સૃષ્ટિની ગતિ બધાય એ નિયત્રણ એ નિયમો સ્થાપનાર તથા નૈમિત્તિક કર્તાઓને ક્રિયાઓ સોપનાર નિયતા કરે છે પરતુ, નૈમિત્તિક કર્તાઓની ક્રિયાઓ ઉપરાત નિયતા પોતે કાઇ ક્રિયાઓ કરે છે? ડાક્તર માર્ટીનો કહે છે કે "સ્થૂલતા અને નીતિની ક્રિયાઓ ઉપરાત,-કુદરતની રગભૂમિ અને મનુષ્યના જીવન ઉપરાત, નિયતા (Third factor, ત્રીજા ક્રિયા કરનાર) તરીકે વચ્ચે પડે છે એમ કહી શકાય નહિ, કેમકે કુદરત અને મનુષ્ય એ બે નૈમિત્તિક કારણો-એક બાહ્ય અને એક આન્તર એમ બે કારણો-થી કારણતા ખલાસ થઇ રહે છે, અને એ સિવાયના કારણોનો અવકાશ રહેતો નથી ("The two groups constitute a pair logically exhaustive, and absolutely close their ranks against any new partner on the field") વળી, જે બનાવો આપણે જોઇએ છીએ અને જે અનુભવીએ છીએ તે ઉપરાત ઇશ્વરનુ

બીજુ કોઈ પાત્ર નથી તેની ક્રિયાઓ કુદરત અને મનુષ્યમા મૂકેના નિયમો દ્વારાજ થાય છે કુદરત કરતા તે વધારે છે પણ કુદરત તેની અદર આવી રહેલી છે તેનુ જીવન્ત જાગ્રત સત્ત્વ મનુષ્યના આત્મામા આપણે જોઈએ છીએ તેથી કુદરત અને મનુષ્ય વડે સર્વ બનાવો થાય છે એમ ઠરાવવામા સર્વોપાર હસ્ત પાસેથી આપણે કાઇ છીનવી લેતા નથી પણ સર્વ વગર શરતે તેને સોપેલુ રાખીએ છીએ તેના કર્તૃત્વથી થયેલા નિયમોમા એકધારી અશિથિલતા' (unbending uniformity) છે" (સીટ ઓફ ઑથોરીટી ઈન રીલીજ્યન ભાગ ૧, પ્રકરણ ૨, ગાડ ઇન હીસ્ટરી) આ કારણથી "God in nature અને God in History કુદરતમા રહેલો ઈશ્વર" અને "ઇતિહાસમા રહેલો ઈશ્વર" એવા બે પ્રકરણ દા માર્ટીનોએ આ વિષયના પાડયા છે આ પ્રમાણે માલમ પડે છે કે નિયમોનો વ્યાપાર પદાર્થો અને મનુષ્યોને સોપેના ધર્મો દ્વારાજ થાય છે અલબત્ત, પદાર્થોમા અને મનુષ્યોમા કણેકણમા પ્રત્યેક ક્ષણે નિયતાની શક્તિ વિદ્યમાન છે, નિયતા પોતાના એ સાધનોમા ઓતપ્રોત છે, એ સાધનો નિયતાથી કદી શૂન્ય નથી હોતા પરતુ નિયતાએ તે સર્વમા જે ગતિઓ, ધર્મો અને વળણો મૂકેલા છે તેમને તે નવા નવા પ્રસગોએ ફરી ફરી ગોઠવતો નથી, તે સર્વેને પ્રથમથી ગોઠવી મુકેલા છે અને નિયમો આપેના છે તે પ્રમાણે ઘટના ચાલે છે. પાપી વહાણમા બેઠો હોય તે વખતે વાદળાઓને અને વાયુને ચાલતા નિયમવ્યાપારમાથી ખસેડી તોફાનની સામગ્રી માટે ખાસ ખેચી આણવામા આવે છે અને તે વહાણને માટેજ સકટ ઉભુ કરવામા આવે છે એમ બનતુ નથી એવો સૃષ્ટિ ક્રમ જ નથી ગીતામા કહ્યુ છે તેમ —

गामाविश्य च भुतानि धारयाम्यहमोजसा ।
पुष्णामि चौषधीः सर्वाः सोमो भूत्वारसात्मकः ॥
अध्याय १५, श्लोक १३

અર્થ —'હું (ઇશ્વર) પોતાના બળવડે પૃથ્વીમા પ્રવેશ કરીને સર્વ ભૂતોને ધારણ કરું છુ, અને રસસ્વભાવવાળો સોમ થઇને સર્વ વનસ્પતિયોનુ પોષણ કરુ છુ'

નિયતા પૃથ્વી ઉપરના પ્રાણીઓને તથા પદાર્થોને વારેવાર હાથ લબાવી ઝાલી રાખતો નથી પણ પૃથ્વીમા પોતાની શક્તિનો પ્રવેશ કરાવી તે શક્તિ તેમને આપી તેમને ધારણ કરે છે, વનસ્પતિયોમા નિયતા વારેવાર રસ રેડતો નથી, રસનુ પાત્ર લેઇ દરેક છોડ આગળ જઇ તેને રસપાન કરાવતો નથી પણ ચન્દ્રમાને રસનિધાન બનાવી તે ચન્દ્રમાના કિરણોથી વનસ્પતિયોને રસપોષણ હમેશ મળ્યુ જાય એવી ગોઠવણ તેણે કરેલી છે નીતિપોષણની પણ એવી જ ગોઠવણ છે નીતિનિયમ મનુષ્યના આત્મામા સ્થપાયેલો છે અને તેના અવલબન તથા ઉલ્લઘનના પરિણામવડે નીતિશાસન થયુ જાય એવા ધર્મ કુદરતમા તથા મનુષ્યમા મુકાયેલ છે નીતિના અવલબન કે ઉલ્લઘનના ફળ આપવા માટે તે સર્વને પ્રસગે નિયતા તરફથી જગતની રગભૂમિના પડદાને કે પાછળથી ખાસ નવા ગોઠવવામા આવતા નથી, ઇનામ આપવા કે સજા કરવા પદાર્થોને કે મનુષ્યોને તે વખતે નવા વિધાન (Dispensation) થી ખેચી આણવામા આવતા નથી, પણ એ ફળો એ ઇનામ અને એ સજા વખત આવે એની મેળે યથાયોગ્ય થયા જાય એવુ જગતના નિયમોમા પ્રથમથી જ વળણ આપી મુકેલુ છે, અને તેને લીધે જ નીતિનુ રાજ્ય અખડિત ચાલ્યુ જાય છે

પરતુ, હજી એમ મર્યાદાનો વિષય રહે છે સૃષ્ટિના નિયમોમા રહેલુ આ નીતિમય શાસન હમેશ માણસોથી જોઇ શકાય છે?

'The curse of the Lord is in the house of the wicked but he blesseth the habitation of the just" Proverbs III 33

"For the ways of man are before the eyes of the Lord, and he pondereth all his goings"

"His own inquities shall take the wicked himself and he shall be holden in the cords of his own sins." Proverbs V. 21, 22.

"The hope of the righteous shall be gladness; but the expectation of the wicked shall perish"

"The way of the Lord is strength to the upright but destruction shall be to the workers of iniquity." Proverb X, 28, 29.

"For evil doers shall be cut-off, but those that wait upon the Lord, They shall inherit the earth." Psalms XXXVII, 9.

અર્થ:—દુષ્ટના ગૃહમા પ્રભુનો શાપ છે, પણ ન્યાયીના નિવાસને તે આશિર્વાદ દે છે."

"કારણુ કે માણુસના રસ્તા પ્રભુની આંખો આગળ છે, અને તેની બધી ગતિઓ ઉપર તે ચિત્ત દે છે.

"દુષ્ટને પોતાને તેની પોતાની જ અનીતિઓ ઝાલશે અને પોતાના જ પાપના દોરડામા તે પકડાશે."

"નીતિમાનની આશા તે આનન્દ રહેશે. પણ દુષ્ટની આશા નાશ પામશે."

"પ્રભુનો માર્ગ નીતિમાનનુ બળ છે, પણ અનીતિ કરનારને નાશ પ્રાપ્ત થશે."

"કારણુ કે દુષ્કૃત્ય કરનારાઓ કપાઇ જશે, પણ જેઓ પ્રભુને શરણે રહે છે તેમને પૃથ્વીનો વારસો મળશે."

બાયબલમા ઓલ્ડ ટેસ્ટામેન્ટમાનાં આ વચનોમા કહેલું આ શાસન જે બીજા ધર્મોના ગ્રન્થોમા પણ કહેલું છે–નીતિમાનને મળતો આ આશિર્વાદ અને અનીતિમાનને મળતો આ શાપ મનુષ્યો સ્પષ્ટ રીતે જોઈ શકે છે ? મિલ્ટને અચળ શ્રદ્ધાથી કહ્યું છે કે "Just are the ways of God and justifiable to man" (Samson Agonists) "ઇશ્વરના માર્ગ ન્યાય ભરેલા છે અને મનુષ્યને તેનો ન્યાય દર્શાવી શકાય તેમ છે," અર્થાત્ ઈશ્વરનું શાસન સદૈવ નીતિમય છે એટલુંજ નહિ પણ તેની નીતિમયતા–તેનો ન્યાય મનુષ્ય બુદ્ધિ આગળ પણ સ્પષ્ટ થઇ શકે તેમ છે, વાસ્તવિક રીતે એ શાસન ન્યાયમય છતા મનુષ્યથી તેનો ન્યાય પૂરેપૂરો સમજી ન શકાય એમ નથી. જો હકીકત એમ હોય તો આ દુનિયામા મનુષ્યોને જે સુખ દુઃખ થતા જોવામા આવે છે તે તેમની નીતિ–અનીતિ પ્રમાણે કેમ હોતા નથી ? નીતિમાન્ હંમેશ દુનિયામા સુખી અને અનીતિમાન્ હમેશ દુનિયામા દુ ખી એમ કેમ જોવામા આવતુ નથી ?

આ પ્રશ્નનો ઉત્તર દેતા એ લક્ષમા રાખવુ જોઇએ કે નીતિનું ફળ તે આ દુનિયામાના એકાન્ત સુખ અને અનીતિનું ફળ તે આ દુનિયામાના એકાન્ત દુ ખ એવો કોઈ સાર્વત્રિક સિદ્ધાન્ત નીતિનિયમમા નથી. દુનિયાના સુખદુ ખ જે જે અનેક કારણોથી ઉત્પન્ન થાય છે તે બધાનો નીતિનિયમમા સમાવેશ થતો નથી પરતુ એ સર્વ કારણોનો અને નીતિનિયમનો નિયતા–યોજનાર એક જ છે. તેથી, સુખ દુ ખની વહેંચણી નીતિનિયમને પુષ્ટિ કરનાર કેમ હોવી જોઇએ નહિ એ પ્રશ્ન અપ્રસ્તુત નથી. દુનિયામા દુઃખ જ શા માટે છે, દુઃખનો સમૂળગો અભાવ જ કેમ નથી, એવો પણ પ્રશ્ન પૂછવામા આવે છે, પણ તેને આજના વિષય સાથે પ્રત્યક્ષ સબંધ નથી અને તેમા ઉતરીશું નહિ પરન્તુ એમાના એક વિષય વિભાગ તરફ દૃષ્ટિ કરીશું તો બસ થશે કેટલાક દુ ખ મનુષ્યની ભૂલથી ઉત્પન્ન થાય છે

અને કેટલાક મનુષ્યની ભૂલ વિના ઉત્પન્ન થાય છે જે દુખો મનુષ્યોની ભૂલથી ઉત્પન્ન થાય છે તે મનુષ્યે ખમવા જ જોઇએ એ એમ એકદમ સ્વીકારવુ પડશે શરીરના આરોગ્યના નિયમોની બેદરકારી, સાર્વજનિક સ્વચ્છતાના નિયમોની અવગણના, ઉડાઉપણુ, દ્રવ્યોપાર્જનના નિયમોમા અને વેપારમા કરેલી ભૂલો, એ સર્વના પરિણામ મનુષ્યે ભોગવવાજ જોઇએ, એ સર્વ નિયમ વ્યાપાર પણ વિશ્વ-નિયતાની સૃષ્ટિના છે, અને નીતિમાન્ મનુષ્ય પણ એ નિયમો વિરૂદ્ધ અપરાધ કરે તો તે શા માટે દુખ ભોગવે નહિં તેનું કારણ નથી મનુષ્ય દુનિયામા સુખી થાય એ માટે તેને સાધનો મળેલા છે, એ માટે તેને બુદ્ધિ મળેલી છે, તો તેનો ઉપયોગ કરવો એ તેની ફરજ છે. સાચુ બોલનાર મનુષ્ય પણ શરીરની તન્દુરસ્તી સભાળે નહિં, ચેપી રોગોથી દૂર રહેવાના નિયમો પાળે નહિં, અગર વેપારમા ખોટના ધધા કરે, તો તેને નુકશાન થવુ જ જોઇએ એ પણ નિયતાના નિયમોજ છે, અને તેનો અનાદર તેની શિક્ષાને પાત્ર છે નીતિના અનુસરણથી એ શિક્ષા માફ થાય એવી વ્યવસ્થા નથી, અને હોવી પણ ન જોઇએ, કેમકે, તેમ હોય તો સુખપ્રાપ્તિના જે સાધનો સરજાયેલા છે તે તરફ પ્રવૃત્તિ નહિ થવાની અને સાવધાની નહિં રહેવાની, અને એ નિયમ વ્યવસ્થા વ્યર્થજ જવાની એ નિયમ વ્યવસ્થા વિરુદ્ધના અપરાધ જાણી જોઇ કરેલા હોય કે અજાણતા થયેલા હોય તો પણ તેના પરિણામ તે વ્યવસ્થાને આધારે થવા જોઇએ કારણકે નિયમોનો વ્યાપાર એક ધારો એક સરખો અને સાર્વત્રિક હોવો જોઇએ, અને તેમ ન હોય તો સૃષ્ટિ ચાલી શકે નહિં અને મનુષ્યે શી રીતે વર્તવુ તેના ઉપાય તે યોજી શકે નહિં અગ્નિમા દાહક શક્તિ હંમેશની કાયમ હોય તો અગ્નિમા ભૂલમા કે જાણી જોઈ પડનાર બળવોજ જોઇએ, પછી તે નીતિમાન હોય કે અનીતિમાન્ હોય તેમ ન હોય તો મનુષ્યો અગ્નિના ધર્મ વિષે શકાશિલ થઇ કાઇ પણ યોજના કરી શકે નહિં, અગ્નિ બળશે કે નહિં એ

ખાતરી નહિ હોવાથી અગ્નિનો પોતાના સુખ કે સગવડ માટે ઉપયોગ કરવાની ગોઠવણ કરી શકે નહિ, અને અગ્નિથી થતા અકસ્માત માટે સાવચેતી લેઇ શકશે નહિ. તેજ રીતે હવાના, પાણીના, જંતુઓના, અને મનુષ્યના શરીરના નિયમ સાર્વત્રિક એક સરખા અને એક ધારા હોય તોજ મનુષ્યો તંદુરસ્તિના ઉપાય લઇ શકે; અને તેમ હોવાથી એ નિયમોના અવગણવાથી થતા ચેપી રોગો અને મરકીઓનાં નુકસાન બધાને-જાણી જોઇ કે અજાણતા તેની પ્રવૃત્તિમા આવી જનાર સર્વને સરખી રીતેજ થવા જોઈએ. આગગાડીનું વરાળયંત્ર હાંકનાર અને વહાણનો નાખુદા ભૂલ કરે તો નીતિમાન અને અનીતિમાન મુસાફરોને સરખી રીતે નુકસાન થવાનો સંભવ હોવો જોઇએ. પદાર્થોના, અગ્નિના, જળના, વાયુના, જે નિયમો વડે આગગાડી અને વહાણ ચાલે છે તે નિયમો હમેશ પ્રવર્તતા હોય તોજ મનુષ્યો આગગાડી અને વહાણ ચલાવી શકે, ગમે ત્યારે એ નિયમો બંધ થઇ જાય એ ન હોય તો મનુષ્યો એ મહેનત લેજ નહિ અને એ નિયમોની હમેશની પ્રવૃત્તિ હોય તો તે વિશેની ગફલતના, તેને અવળા મુકવાના પરિણામ થવાજ જોઇએ અને જે તેની ગોચરતામા આવે તેને તે લાગુ થવાજ જોઈએ. પિતાના દુરાચારથી સંતાન દરિદ્રી થાય છે કે રોગી થાય છે તેમ થવુ ન જોઈએ, નહિ તો સુખ અને આરોગ્યના નિયમો જળવાય નહિ તેમ જ પોતાના સુખની મનુષ્યને દરકાર ન રહે, પોતાની સંતતિને સુખી કરવાની ઉત્કંઠાથી થતા મનુષ્યના ઉદ્યમો ચાલે નહિ. આ રીતે સૃષ્ટિના નિયમોની સાર્વત્રિકતા વિરુદ્ધ કાંઇ ફરીયાદ થઈ શકે તેમ નથી અને નીતિમાન મનુષ્યોએ શા માટે એ નિયમો ન પાળવા અથવા એ નિયમોની પ્રવૃત્તિમા ન આવવુ એવું કોઇ કારણ આપી શકાતું નથી. માત્ર એટલુ કહી શકાય કે પદાર્થોના અને નીતિના નિયમોનો રચનાર-નિયંતા એક છે તેથી એ નિયમોનો વિરુદ્ધ-પરસ્પરનું ખંડન કરનારા નહોવા જોઇએ, પણ તે એક બીજાના પોષક હોવા જોઈએ, અને તેમજ સ્થિતિ છે. નીતિમાન મનુષ્યનું મન ઉદારતા અને ઉચ્ચતા

પામે છે, તેના મનની શક્તિઓ ખીલે છે, તેથી બીજા નિયમો ગ્રહણ કરવાની તેની બુદ્ધિ શક્તિને સહાયતા મળે છ સંકટના સમયમા તે સ્વસ્થ રહી શકે છે બીજા નિયમોના વિષયમા પણ નિયંતાની શક્તિને અનુકૂળ થવુ જોઇએ એ તેને વધારે સારી રીતે સમજાય છે

રેલ, ધરતીકંપ, વાવાઝોડા, વગેરે મનુષ્યની ભૂલ વિના આવી પડતા દુખ વિશે આ ચર્ચામા એટલુ જ કહેવુ બસ છે કે આ બનાવોને નીતિનિયમ સાથે સબધ નથી, પણ સૃષ્ટિની રચના, સૃષ્ટિનુ બધારણ અને સૃષ્ટિના ફેરફાર માટે યોજેલા એ માર્ગો છે સૃષ્ટિ એવા પ્રકારની શા માટે ઘડાઇ છે અને બીજી કોઇ રીતની કેમ નથી એ પુછવુ વ્યર્થ છે સૃષ્ટિની ઉત્પત્તિનો ક્રમ હજી ચાલુજ છે રેલ ધરતીકંપ વાવાઝોડા વગેરેથી સૃષ્ટિમાની રચનાઓ અને સ્થિતિઓ બધાય છે અને તેના કારણ મનુષ્યો પૂરેપૂરા કલ્પી શકતા નથી અને મનુષ્યોએ આ બનાવ પોતાને બધી રીતે લાગુ પાડી દેવા જોઇએ નહિ ઉપર કહેના પ્રકરણમા ડાક્તર માર્ટિનો કહે છે તેમ અખિલ વિશ્વના નિયંતાની સર્વગામી શક્તિ બધી માનવ હેતુઓને માટેજ વપરાય એમ માગણી કરવી જોઈએ નહિ સૃષ્ટ પદાર્થોના સર્વ નિયમો મનુષ્યો માટેજ છે એમ ધારવુ જોઇએ નહિ, મનુષ્યોની જરૂરીયાતોને ધોરણે તેમની તુલના કરવી જોઇએ નહિ, એ નિયમો વિશ્વમા આવેલા અનેક ગોળાઓને અને અનેક રચનાઓને લાગુ પડે છે અને પૃથ્વી તમાની એક જ છે તેમ જ પૃથ્વી પરના આવા બનાવો પણ એક જમાનાના દૃષ્ટિબિન્દુથી જોવા જોઇએ નહિ પૃથ્વીના એકંદર ઇતિહાસ અને દીર્ઘ ભવિષ્યના દૃષ્ટિબિન્દુથી તેપર નજર કરવી જોઇએ તથી, ધરતીકંપથી રેલથી કે વાવાઝોડાથી અનીતિમાનને નુકસાન થાય તેમ નીતિમાનને પણ નુકસાન થાય તેમા નીતિનિયમ સાથે કાંઇ વિરોધ નથી

આ વિચારશ્રેણી સુખપ્રસિદ્ધિને પણ લાગુ પડશે આ દુનિયામા

ધન, સંપત્તિ, આરોગ્ય, વગેરેની પ્રાપ્તિ મનુષ્યે કરવી એવી તેનામા વૃત્તિ રહેલી છે અને તે પ્રાપ્તિના સાધન તેને સમજાયેલા છે. એ સાધનોના ફળના નિયમો સાર્વત્રિક એકધારા અને એકસરખા હોય તોજ મનુષ્યો તેનુ અનુસરણ કરી શકે, અને તે નિયમો તેવા હોય તો સર્વના સંબંધમા એક સરખા પરિણામ થવા જોઇએ, નીતિમાન્ કે અનીતિમાન્ જે એ નિયમો સમજી તેમા પ્રવૃત્ત થાય તેને સુખ મળવુંજ જોઇએ તેથી, અનીતિમાન મનુષ્ય વેપારમા ધન કમાય કે શરીરે તન્દુરસ્તીનું સુખ ભોગવે તેમા નીતિ નિયમને કાંઈ હાનિ નથી.

પરન્તુ સુખ મેળવવાના સાધનો ઉદ્યમ, મહેનત, સાહસ, વગેરે છે તે જાતે નીતિ વિરૂદ્ધ નથી એ ખરૂં છે, પણ જેઓ અનીતિને માર્ગે, અસત્ય બોલી, અન્યાય કરી અપ્રમાણિક થઇ, ધનસંપત્તિ મેળવે તેઓ સુખ શા માટે પામે, તેમની ધનસંપત્તિ નાશ કેમ ન પામે; તેમની સંતતિ દુ ખી શા માટે ન થાય, તેમના કુટુંબમાથી લક્ષ્મી અદૃશ્ય કેમ થઈ ન જાય, એવો પણ પ્રશ્ન પૂછવામા આવે છે. અને એ પ્રશ્ન હાથમા લેતા આપણે નીતિમય શાસનના વાસ્તવિક સ્વરૂપના વિમર્શન પર આવી પહોચીએ છીએ આ દુનિયામા નીતિમય શાસન હોય તો અવશ્ય અનીતિ સુખની ઉત્પાદક હોવી ન જોઇએ. અને અનીતિવડે સુખના સાધનો મેળવનાર એ સાધનો છતા સુખ ન પામે તો નીતિના વિજય માટે એટલુ બસ છે, એ સાધનો તેના હાથમાથી ખસી જાય એ જરૂરનુ નથી તેથી, અનીતિએ ધન મેળવનાર પાસે ધન રહે છે કે નહિ એ મુદ્દાનો સવાલ નથી પણ તે એ સુખી થાય છે કે નહિ એ મુદ્દાનો સવાલ છે તેમજ અનીતિથી ધન મળે જ નહિ એવી વ્યવસ્થા કેમ નથી એ પ્રશ્ન પણ અસ્થાને છે. ધન પ્રાપ્તિની સમીપ રહેલા કારણો જે પ્રવૃત્તિ કરે તે કૃતેહમદ થાય છે, અને તે સ્થૂલ વિષયોનો નિયમ છે. એ કારણો સાર્વત્રિક હોવાની આવશ્યકતા. છે તેથી, અનીતિએ ધન

મેળવના સુખ પામે છે કે કેમ એજ મુદ્દાનો સવાલ છે અલબત્ત, કેટલીક અનીતિઓ સાથે જોડાયના વ્યાધિ અને દરિદ્રતા જેમ સ્પષ્ટ પરિણામરૂપે પ્રકટ થાય છે તેમ અનીતિએ ધન મેળવનારનું ગંધમા થતુ તરત જોવામા હમેશ આવતુ નથી, પરંતુ જે અનીતિના અભ્યાસથી ધન મેળવે છે તેનો તે અભ્યાસ જ—તે આચરણ જ તેની માનસિક અધોગતિ કરે છે, અને તેની સુખ ભોગવવાની શક્તિ ક્ષીણ કરે છે એટલુ જ નહિ પણ સુખની સામગ્રીઓ એકઠી કરવા માટે જોઈતી બુદ્ધિ શક્તિ પણ કુંઠિત કરે છે અનીતિએ ધન મેળવનારના ચિત્તમા સમતોલન જતુ રહે છે, ઉન્માદ થાય છે, અને તેને પરિણામે ઉડાઉપણામા, અવિચારી લોભના સાહસમા, અથવા ધન ખપી જાય એવા દુરાચારોમા એવા મનુષ્યો ધમઈ જતા ઘણીવાર જોઇએ છીએ અનીતિ વિના ધન મેળવનાર બીજા અપરાધોથી એવા ધનનાશના કારણોમા આવી પડતા હશે, પણ ધન મેળવવામા ધરેલી વૃત્તિ તેમને એ દશામા લઇ જતી નથી, અનીતિના એ ભયથી તેઓ મુક્ત રહે છે માણસ જે પ્રવૃત્તિઓ કરે છે તે મનના વ્યાપારથી કરે છે, અને નીતિ એ પણ મનનો વ્યાપાર હોવાથી નીતિનો અભ્યાસ મનના બીજા વ્યાપારાને સબળ આપે છે અને અનીતિનો અભ્યાસ તેને દુબળ કર છે આ રીતે મનના વ્યાપારદ્વારા નીતિનિયમ મનુષ્યના સુખ સામર્થ્ય પર અસર કરે છે, અને અનીતિમાન્ મનુષ્યોના સુખ ભાગી પડે છે તે એકાએક અકસ્માત્ પેરે નહિ પણ ધીમે ધીમે નીતિનિયમ પ્રમાણે થાય છે અનીતિએ ધન મેળવનાર કોઈ કૃપણ થઇ દુખ ભોગવે છે કોઇ નઠારા સ્વભાવના થઇ મનુષ્યોને અપ્રિય થઈ કરી તેની શિક્ષા ભોગવે છે, કોઈ નીતિની કિંમત હલકી ગણી બીજી અનીતિઓમા પડી ખુવાર થાય છે, કોઇ મનુષ્યોનો પોતાની તરફનો તિરસ્કાર જોઇ અને તે માટે પોતાની યોગ્યતા જાણી અન્તર્વેદના ભોગવે છે અને એ રીતે ચિત્ત વ્યાકુલિત થવાથી સુખ જાળવવાની શક્તિ ખોઈ બેસે છે આ રીતે અનેક પ્રકારે

નીતિમય શાસન મનના વ્યાપારમાથી પ્રસરે છે નીતિ કે અનીતિ એ મનમાથી ઉદ્ભવે છે તેથી તેના પરિણામની શરૂઆત પણ મનમાથી જ થઈ શકે છે, જડ પદાર્થોમાથી તેની શરૂઆત થઈ શકતી નથી જડ પદાર્થોને નીતિ-અનીતિ સમજવાનુ કે તેને ફળ આપવા પોતે પ્રવૃત્ત થવાનુ જ્ઞાન નથી અને તેમને ખાસ વિધાનથી પ્રવૃત્ત કરવામા આવતા નથી અનીતિએ મેળવેલુ ધન નાશ પામે છે તો આ રીતે નીતિનિયમ બીજા માનસ નિયમોનો સસર્ગ કરી તેનો નાશ કરાવે છે, પણ ધન પોતાની મેળે અનીતિ ખાતર નાશ માગી લેતુ નથી અનીતિએ ધન મેળવનારની સતતિ તેની પાસેથી અનીતિના અકુર ગ્રહણ કરે છે ત્યારે તેના સબધમા પણ એ પ્રમાણે પરિણામ થાય છે પણ અનીતિમાન્ ના સતાન અનીતિમાન્ ન હોય તો એ મનો વ્યાપાર તેમના સબધમા આવતા નથી અને આવવા જોઇએ પણ નહિ અનીતિમાન્ની નીતિમાન સતતિ પણ દુખી થવી જોઇએ એમ નીતિમય શાસન ખાતર માગણી થઇ શકતી નથી વળી, એ પણ લક્ષમા રાખવુ જોઇએ કે બધા નિયમો (laws) તે વલણો (tendencies) છે અને તેમને પ્રતિબધક વલણો પણ હોઈ શકે છે ગુરુત્વ કર્ષણનો નિયમ હોવા છતા આપણે સર્વ પૃથ્વીને મધ્ય બિન્દુએ જઇને ચોટયા નથી અને આપણી પૃથ્વી સૂર્યમા જઇને પડી નથી તેનુ કારણ એ છે કે બીજા પ્રતિબધક કારણોથી એ નિયમનુ પૂરેપૂરુ પરિણામ ઉત્પન્ન થયુ નથી તે પ્રમાણે અનીતિએ ધન મેળવનાર સજાના આ નિયમને પાત્ર થયા છતા પાછળથી પશ્ચાત્તાપ કરી પોતાનુ મન સુધારે પોતાનુ મન ઉન્નત કરે તો તેના મનની અધોગતિ અટકે અને તે સુખોત્પાદક વ્યાપારો કરી શકે અનીતિ કરનાર અનીતિનો ત્યાગ કરી શકે જ નહિ એવો કાઇ નિયમ નથી એમ હોય તો નીતિમય શાસનનો હેતુ વ્યર્થ જાય તેમજ વળી એભૂલી જવુ ન જોઇએ કે નીતિમયશાસન સ્થાપનાર દયામય છે તેનો ન્યાય નિષ્પક્ષપાત છતા દયાથી મૃદુ થાય છે ઉદાર ઉતારેના પુરાણના વચનમા કહ્યુ છે

કે " વહાણમા બેસનાર દુષ્કૃત્ય માટે ઇશ્વર તેમના વહાણુ ભાગે છે " પણુ તે પછી તરતજ એવું વાકય છે કે " અને તો પણુ તે ઘણુ માફ કરે છે. "

પ્રત્યેક મનુષ્યનો પૂરેપૂરો ઇતિહાસ જાણવામા આવતો નથી, દરેકના મન તથા કર્મ વિશે સંપૂર્ણ માહીતી બીજાઓને મળી શકતી નથી. તેથી, નીતિમય શાસનના અનુમાન વિશેષે કરી પૃથક્ વ્યક્તિઓ પરથી નહિ પણુ મનુષ્યજાતિના સામાન્ય ઇતિહાસ પરથી બાધવા જોઇએ. વળી નીતિમય શાસન સંબધે બિશપ બટલર કહે છે તેમ એ પણુ લક્ષમા રાખવુ જોઇએ કે એ શાસન બધુ આ દુનિયામાજ પુરૂ થઈ જતુ નથી, આ જીવન પુરૂ થયા પછી પણ એ શાસનને અવકાશ છે, અને તેથી તેનો સપૂર્ણ દેખાવ અને તેની સમાપ્તિ આ દુનિઆમા હોય એમ બની શકે નહિ. નીતિમયશાસનની શરૂઆત અને આગળ પડતી હયાતી આ દુનિઆમા હોય તો બસ છે એમ બિશપ બટલર માને છે. આ દુનિયામા તેવું શાસન છે તેની સાબીતી તે આ પ્રમાણે આપે છે, "સામાન્ય રીતે એમ બને છે કે અનીતિએ વર્તનાર કરતા નીતિએ વર્તનાર પોતાના કૃત્યથી ઓછી અશાતિ અને વધારે સતોષ પામે છે. અનીતિએ વર્તનાર આગળ વધી બેશરમો થઈ પ્રકટ રીતે દુષ્કૃત્ય કરે છે અને અશાત થતો નથી એમ જણાય છે. ત્યા પણુ તેની અનીતિની એ પ્રકટતા તેને ઘણાની ટીકાનો પાત્ર કરે છે, અને એ રીતે તેને સુધારવાનો માર્ગ ઉઘડે છે. અને તે સુધારવા માટે તેમ તેને પાછી અનીતિ માટે અશાતિની પીડા થવા માટે છે. અને એ રીતે અનીતિથી અશાતિની સજા અવશ્ય થાય છે. વળી, ઈશ્વર ઇનામો અને સજાદ્વારા આપણા ઉપર શાસન કરે છે, કેટલાક કાર્ય માટે આપણને સુખ મળે છે અને કેટલાક માટે આપણને દુઃખ મળે છે, એ સ્પષ્ટ છે. અને નીતિ તે યોગ્ય છે તથા અનીતિ તે અયોગ્ય છે એવુ આપણને ઇશ્વર તરફથી જ્ઞાન મળે છે તો, નીતિ માટે ઈનામ હોવુ જોઇએ અને અનીતિ માટે સજા હોવી જોઇએ.

ડહાપણથી લાભ થાય છે અને મુર્ખતાઈથી હાની થાય છે એ દૃઢ નિયમ જોઈ આપણે આપણી વર્તણૂકના માગ ખોટા ભવિષ્ય બાંધીએ છીએ તે પણ કોઈ પ્રકારનુ નીતિમય શાસન દર્શાવે છે. અનીતિના કૃત્યો કરનારને જનસમાજ તરફથી સજા કરવામા આવે છે, એટલુ જ નહિ પણ, અનીતિ કરનાર એ સજાની બીક પામે છે, અને એ રીતે પકડાયા વિના પણ સજા ભોગવે છે તથા નીતિએ વર્તન કરનારને કેટલીક વખત મનુષ્યો તરફથી ઇનામ મળે છે. આ શાસન મનુષ્યોદ્વારા થાય છે પણ તે નીતિનિયમનુ જ છે કોઈ વખતે નીતિ માટે સજા કરવામા આવે છે અને અનીતિ માટે ઇનામ આપવામા આવે છે એમ બને છે, પણ આમા મનુષ્યોને ભ્રાન્તિ રહેલી હોય છે અને જાણી જોઈ અનીતિ માટે તેઓ સજા કરતા નથી કે અનીતિ માટે ઇનામ આપતા નથી પણ અમુક કૃત્યોના ખરા સ્વરૂપ ન સમજવાથી જે કૃત્યોને તેઓ જનસમાજને નુકસાનકારક ગણે છે તે માટે તેઓ સજા કરે છે, અને જેને લાભદાયક ગણે છે તે માટે ઇનામ આપે છે નીતિએ વર્તનારને શાન્તિ તથા સંતોષ ઉપરાત કૃતજ્ઞતા મિત્રતા અને પરોપકારના લાભ મળે છે અને તેની નિર્દોષતાને લીધે તેને જીદગાનીના ઘણા સુખનો અવકાશ રહે છે અનીતિએ વર્તનારને અન્તસ્તાપ થાય છે તે ઈજાથી જુદો જ અનુભવ હોય છે, અકસ્માતથી નુકસાન થાય તેના કરતા પોતે કરેલા ખોટા કૃત્યથી જુદા જ પ્રકારનું દુ ખ થાય છે હવે પછી આનન્દ મળશે, એ આશા અને હવે પછી વેદના થશે એ ભય જે સર્વદા વિદ્યમાન રહે છે તે પણ નીતિ અને અનીતિના ઇનામ તથા સજા છે સારા અને પ્રમાણિક માણસો પર બીજા મનુષ્યો વિશ્વાસ રાખે છે અને તેમના તરફ સદ્ભાવ રાખે છે, તેમને ઉત્તેજન આપે છે, તેમને માન આપે છે, તેમના સદ્ગુણ ખાતર તેમને ઉંચી પદવી અને અધિકાર આપે છે. અનીતિમાનને અનીતિમાન તરીકે આવા લાભ મળતા નથી પણ અપકીર્તિ અને

શિક્ષા જ મળે છે. છોકરાઓને માબાપ અસત્ય તથા અન્યાય માટે સજા કરે છે અને સત્ય તથા ન્યાય માટે ઇનામ આપે છે જનસમાજ પણ અનીતિમય કૃત્યોને નુકસાનકારક ગણે છે સદાચાર કરનારને તે માટે દુખ પડે તોપણ તે મનમાં પોતાના કૃત્યની કિમ્મત સમજી આનંદ મેળવી શકે છે પણ દુરાચાર કરનારને તે માટે દુઃખ પડે ત્યારે તેને એવો આનંદ મેળવવાનું બની શકતું નથી નીતિ અને અનીતિનો ભેદ કેટલા પ્રમાણમાં થાય છે એ આથી નિશ્ચિત નથી પણ તેઓનો ભેદ આ પ્રકારે થાય છે એ તો સ્પષ્ટ થાય છે મનુષ્યોના સ્વભાવમાં નીતિ તરફ વલણ રહેલું હોય છે અને કુદરતમાં સાધારણ રીતે નીતિને ઉત્તેજન તથા ગુપ્ત મળે છે અને અનીતિ નાપસંદ થાય છે, તેના ખોટા ફળ મળે છે. કોઇવાર ઉલટી સ્થિતિ જોવામાં આવે તો તેથી કુદરત તેવી છે એમ કહી શકાતું નથી જે જનમંડળ નીતિમાન્ હોય તે અનીતિમાન્ જનમંડળ કરતા વધારે બળવાન થાય છે, કેમકે તે એકસંપ કરી શકે છે, સત્ય અને ન્યાયથી એકત્ર થઇ શકે છે અને દીર્ઘ દૃષ્ટિ વાપરી શકે છે. એક દેશનું રાજ્ય પરિપૂર્ણ રીતે નીતિમય છે એવું કલ્પિત દૃષ્ટાંત લઇયે તો તેમાં સુખ શાંતિ અને ન્યાય ફેલાઇ રહે અને તે રાજ્ય પૃથ્વીમાં સર્વોપરિ થાય એવું પરિણામ ઉદ્ભવે છે એકંદરે નીતિ વધારે બળવાન છે એમ લાગે છે અને અનીતિ જયવંત થાય એમ સંભવિત લાગતું નથી આ નિયમવ્યાપારમાં જે વિઘ્નો કદિ કદિ આવે છે તે આકસ્મિક તથા કૃત્રિમ હોય છે " (એનોલોજી ઓફ રિલિજ્યન, ભાગ ૧, પ્રકરણ ૩)

'ધર્મીને ઘેર ધાડ અને કસાઇને ઘેર કુશળ' એવા સંકટના પ્રસંગો જાણીના છતા મનુષ્યજાતિ દુનિયાનું બંધારણ દૃઢ શ્રદ્ધાથી નીતિમય માનતી આવી છે તે પણ, નીતિમય શાસનની મ્હોટી સાબીતી છે

ચર્ચાનો આરંભ કરતા આપણે કહ્યું હતું કે દુનિયામાં અની

તેનો જન્મ તો હોવો જોઇએ, પણ દુનિયાનું શાસન નીતિ વગરનુ ચર્ન ન જાય એટલે સુધી તે સભવની હદ હોવી જોઇએ તો એ સભવની હદ શાથી બધાય છે, અર્થાત્ અનીતિનો સભવ છતા દુનિયાનુ નીતિમય શાસન શી રીતે ચાલે છે તે જોઇએ દા માર્ટિનો કહે છે કે 'અનીતિના સભવથી થતા અકાગતિના વનણુ ઉપર ત્રણ પ્રમ- ન ાસુ છ (૧) નીતિ-વ્યવસ્થા મન ગોમા એક સરખી રહે છે પગુ અનીતિના પ્રલોભનો મનુષ્યોમા એક સરખા હોતા નથી મનુષ્યો સત્ય, ન્યાય, વગેરેને એક સરખો આદર આપે છે, અન્તર્દીપ (conscience) તે બાબતમા એક સમાન હોય છે, પણ પાપા વસ્તુોની બાબતમા આવી એક સમાનતા હોતી નથી, એના એ પાપ તરફ બધા મનુષ્યો આકર્ષાતા નથી, જુ ા જુ ા પાપ તરફ જુદા જુદા મનુષ્યોના જુદા જુદા વલણ હોય છે આ રીતે નીતિની શ્રેણી સ્થિર અને કાયમ હોય છે અને અનીતિની શ્રેણી અસ્થિર અને બદલાતી હોય છે, તેની નીતિ સામે અનીતિનુ બળ તુટી જાય છે નીતિની ઉચ્ચતા માટે સર્વનો એક મત હોય છે અને અનીતિની લાલચો મનુષ્યોને ઓછાવત્તા અહણ કરી શકે છે, તેથી નીતિનુ બળ એક તરફ એકઠુ થઈ શકે છે પણ અનીતિના બળના કકડા પડી જાય છે કાર્ય જેમ અનીતિમય તેમ તે માટે એકમત કરવાનુ મનુષ્યોમા વધારે અશકય હોય છે, પણ નીતિમય કાર્ય માટે સહે લાઇથી સપ થઈ શકે છે (૨) નીતિમય જીવન જેમ ગતિ કરતુ જાય છે તેમ તે વધારે બળ પ્રાપ્ત કરતુ જાય છે, વધારે ઉત્કર્ષ પામતું જાય છે જે મનુષ્ય અનીતિના પ્રસગોમા જઇ પડે છે તેની ઇચ્છા શક્તિ ઘટતી જાય છે અને એવા મનુષ્યો દુનિયાના વ્યવહારમા ઉપરી થતા નથી પણ આધિનપણામા આવી જાય છે મનુષ્ય લક્ષણ (character) જ માણસોના વ્યવહાર પર કાબુ ચલાવે છે ભરવાડ ઉપર ઘેટા કાબુ ચલાવે એ જેમ શક્ય નથી તેમ મનુષ્ય લક્ષણનો આ માણુ નષ્ટ થાય અને દુનિયામાના માર્ગોમા મનુષ્યલક્ષણ પ્રલોભનોને વશ થાય એ પણ

પે મનુષ્યો છુટા પડી જાય વળી, પોતાના ઈષ્ટ કાર્યો સિદ્ધ કરવા મા અને તે સિદ્ધિ જાળવવામા નીતિમય માર્ગો મનુષ્યો ગ્રહણ કરે છે, નીતિમા વધારે ગુણ માને છે, અનીતિમય કાર્ય કર્યા પછી પણ અનીતિએ મેળવેલા લાભ જાળવવા માટે મનુષ્યો નીતિમાન્ થવા ઈચ્છે છે અનીતિ પોતે જ નીતિને ચઢીઆતી ગણે છે Hypocrisy is the tribute which vice pays to virtue 'અનીતિ તે નીતિને ટોગરૂપી ઉપહાર અર્પણ કરે છે' એ અંગ્રેજી કહેવતમા કહ્યુ છે તેમ અનીતિ પણ નીતિનો ડોળ ઘાલવા જાય છે અનીતિમાન્ મનુષ્યો પોતાને નીતિમાન્‌મા ખપાવવા મથે છે કારણ કે અનીતિ કરતા નીતિ વધારે શ્રેષ્ઠ છે, વધારે માન્ય છે, એમ દુનિયા સ્વીકારે છે એ સુપ્રસિદ્ધ છે રાજ્યમા આણ દેશના રાજાની ફરે છે, રાજાના શત્રુની કે બહારવટીઆની નથી ફરતી નીતિનુ શાસન હોવાથી—નીતિનુ રાજ્ય હોવાથી દુનિયામા નીતિની આણ ફરે છે અનીતિને અન્દરખાને શત્રુના જેવી—બહારવટીઆના જેવી વૃત્તિ છતા—તે પણ નીતિની આણ માને છે

જે મનુષ્યોનુ બીજા પર નિયન્ત્રણ હોય તેમણે તેમના હિત ખાતર પણ અનીતિથી દૂર રહેવુ આવશ્યક છે એ વિચાર પણ નીતિમય શાસનને પુષ્ટ કરે છે સન્તતિ ઉપર માબાપની અસર થાય છે, શિષ્ય ઉપર ગુરુની અસર થાય છે પ્રજા ઉપર રાજાની અસર થાય છે, તે માટે માબાપે ગુરુએ અને રાજાએ પોતાની ખાતર તેમજ પોતાની અસર અનુભવનારની ખાતર અનીતિથી દૂર રહેવુ જોઈએ એ સિદ્ધાન્તનો આગ્રહ બહુ સામાન્ય છે અલબત્ત એ અસરની પણ હદ હોય છે

**आहोस्वित् प्रसवो ममापचरितैर्विष्टम्भितो वीरुधाम्।**

શાકુન્તલ, અંક ६

એ વાક્યમા કાલિદાસે દુષ્યન્ત રાજા પાસે શંકા કરાવી છે કે

'મારા અપકૃત્યોથી ઋષિઓના વનની લતાઓનો પ્રસવ અટક્યો તો નહિ હોય!

**न राजापराधमन्तरेण प्रजास्वकालमृत्युश्चरति।**

ઉત્તર રામચરિત, અંક ૨

'રાજાના અપરાધ વિના પ્રજામાં અકાળ મૃત્યુ ફેલાતું નથી' એ કારણથી રામના રાજ્યમાં શમ્બુક નામે શૂદ્ર તપશ્ચર્યા કર્યાથી એ બ્રાહ્મણનો પુત્ર અકાળ મરણ પામ્યો હતો એમ કહેવામાં આવ્યું છે એ પ્રકારના સિદ્ધાન્તોનો નીતિમય શાસનમાં સમાવેશ થતો નથી, પણ, માબાપ ગુરુ રાજા વગેરેને પોતાની અનીતિથી બીજા પર થતી અસર માટે જવાબદાર થવું પડે છે અને દુઃખ પણ ખમવા પડે છે એ ખોટું નથી વર્તમાન સમયમાં રૂશિયાના રાજ્યકર્તાઓના અસત્ય તથા અન્યાયથી આખું રાજ્યતંત્ર શિથિલ અને બળહીન થયું નોકરો દગાખોર થયા સૈનિકો ભીરુ બન્યા, લાખો રૂપિયા ખરચાયા છતાં લશ્કરોને સાધન ન પહોંચ્યાં અને વિજય ન મળ્યો, એ હકીકત રૂશિયાના અનેક વચન ભંગો અને અનેક જુલમોની સ્મૃતિ જાગૃત કરી આજ નિયમ દર્શાવે છે જનસમાજના બીજા નાયકોને પણ એ જ નિયમ લાગુ પડે છે ફ્રેન્ચ રેવોલ્યુશન વખતે અન્યાય કરતા અને હિંસા કરી લોહીની નદીઓ વહેવડાવનાર રોબ્સપીયર સરખા નાયકો પોતે જ એ ખુનરેજીના ભોગ આગળ જતા થઇ પડ્યા તે તેમણે અનીતિનું બળ જાગ્રત કર્યાનું જ પરિણામ હતું નીતિના શાસને જ એ નાયકોને નષ્ટ કર્યા અને એ રીતે પોતાનું રાજ્ય પ્રદર્શિત કર્યું અનીતિને પરિણામે પણ આખરે નીતિ સ્થપાય છે એ વાત ઇતિહાસ ઘણી રીતે દર્શાવે છે ઈંગ્લાંડના જોન રાજાની અનીતિથી મેગ્ના ચાર્ટા થયો, એવા અનીતિમાંથી પણ નીકળતા નીતિના શાસનનાં દૃષ્ટાન્ત અનેક છે

ઇતિહાસમાં કોઈ કોઈ નર સુધારકો અને ઉદ્ધારકો ફતેહમંદ થયા નથી અને કોઇ કોઇ નર એમ પ્રજાએ કે દેશે બીજી પ્રજાનો

કે દેશનો ખોટી રીતે પરાભવ કરેલો જણાય છે, ત્યા પણ નીતિનો પરાભવ થતો નથી પણ વૃદ્ધિ થાય છે, એ દર્શાવતાં ડાક્તર માર્ટિનો ઉપર કહેલા પ્રકરણમાં કહે છે કે " દરેક પ્રસંગે અને દરેક બાબતમાં સત્ય તથા નીતિ તત્કાળ વિજયવંત થાય એ નીતિમય શાસન માટે આવશ્યક નથી. કાલક્રમે અને એકંદરે સત્ય તથા નીતિ વિજય પામે એમ જ બને છે. ઇતિહાસનો ક્રમ નીતિનું બળ વધવા તરફ અને ઉચ્ચતા થવા તરફ છે. કોઇ શુભ પ્રયાસ આખરે રદ થયો નથી. અમુક નિષ્ફળ થયેલો સુધારક કે ઉદ્ધારક વખત પાકયા પહેલા આવ્યો એમ કહેવામા આવે છે તેમા જ તેના પ્રયાસનો અન્ત્ય વિજય કબુલ કરવામા આવે છે. અમેરિકાના ઇન્ડિયનોનો મુલક છીનવી લેવામા ત્યા જઇ વસનાર યુરોપિયનોએ ઘણી ક્રુરતા કરી છે, પણ તેથી જગતનો એક વિશાળ પ્રદેશ વ્યર્થ જતો બચ્યો છે, અને ત્યા નીતિ શૂન્ય વસ્તીને ઠેકાણે નીતિનુ શાસન સ્વીકારનાર વસ્તી પ્રસરી છે. પ્રાચીન ગ્રીસમા એથેન્સ વગેરે રાજ્યોને મેસીડોનના ફિલિપ સરખા જગલી રાજાએ ઉથલાવી પાડયા ત્યા પણ એ ગ્રીક રાજ્યોની ઉત્તમતાની ભરતી પૂરી થઈ ઓટ શરૂ થઈ હતી. તેમની સાર્થકતા પૂરી થઈ હતી. અને ફિલિપના વિજયને પરિણામે તેનો પુત્ર મહાન સિકંદર એશિયામા અને આફ્રીકામા ફરી વળ્યો, અને એ ગ્રીક રાજ્યોનુ સાહિત્ય તથા સુધારો અનેક દેશોમા એ રીતે પ્રસર્યો. રોમના રાજ્યમા પણ જ્યારે અન્યાય, જુલમ, લાચ, આળસ, મોજશોખ પ્રસર્યા અને દુનિયાનો ઉત્કર્ષ કરવાનું રોમનુ સામર્થ્ય નષ્ટ થયું ત્યારે ગોથ વગેરે જગલી પ્રજાઓએ ચઢાઇ કરી તે રાજ્યને ઉથલાવી પાડયુ, અને પરિણામે એ પ્રજાઓએ રોમની શક્તિ ગ્રહણ કરી લઈ યુરોપનો પ્રભાવ જાળવી રાખ્યો અને આગળ જતા ખ્રીસ્તી ધર્મની નીતિ દુનિયામા પ્રસરાવી."

યાહુદી પ્રજાના અનેક યુગનો ઇતિહાસ "જુના કરાર"મા આપ્યો છે તે પણ નીતિમય શાસનની સાક્ષી પુરે છે. અને હિન્દુસ્તાનનો

પાંડવો તથા કૌરવોના ગન્નથી માંડીને મુસલમાન તથા મરાઠાના ગજ્યો સુધીનો ઇતિહાસ નીતિમય શાસનની સાક્ષી પૂરે છે

આ રીતે, મનુષ્યની વ્યક્તિઓ તેમજ મનુષ્યના સમૂહો બન્નેમા નીતિનું શાસન જોવામા આવે છે નીતિના સારા ફળ થાય છે અને અનીતિના ખોટા ફળ થાય છે, એ ફળ ઇનામ તથા સજા અથવા સુખ તથા દુઃખ રૂપ કહી શકાય, પણ, વિશેષે કરી તે ઉન્નતિ તથા અધોગતિ રૂપ છે નીતિમયતાની પ્રાપ્તિ, નીતિની દૃઢતા, એ જ નીતિના આચરણનું મહોટું ફળ છે, અને નીતિનિયમ તોડનાર એ ફળ ગુમાવે છે એ જ તેને મહોટી હાની છે મહોટા અને ચિરસ્થાયી સુખો નીતિના એ ફળમાથી ઉદ્ભવે છે અને ભયકર તથા વિનાશકારી દુખો અનીતિની એ હાનિમાથી ઉદ્ભવે છે.

દુનિયાના લાભ ખાતર જ નીતિનું અનુસરણ થતુ નથી અને થવુ જોઇએ નહિ, તેમ જ અલાભ ખાતર જ અનીતિનો ત્યાગ થતો નથી અને થવો જોઇએ નહિ લાભ અને અલાભ એ માત્ર આનુષંગિક પરિણામ છે નીતિનિયમ એથી સ્વતન્ત્ર ઉંડા મૂળમા આત્મામા સ્થપાયેલો છે. નીતિ ન્યાય્ય છે એ માટે જ નીતિ સ્વીકારાય છે, અને તે જ માટે અનીતિનો ત્યાગ થાય છે. પરન્તુ, આ દુનિયાની ઘટના નીતિની એ યોગ્યતાને પુષ્ટિ આપનારી છે, નીતિના નિયતાની બીજી રચનાઓ નીતિને અનુકૂળ છે, પ્રતિકૂળ નથી, જે એથી ઉલટો આભાસ થાય છે તે તર્ક કરી જોતા ભૂલ ભરેલો માલમ પડે છે, એ કહેવાનો આ ચર્ચાનો હેતુ છે નિયતાની નીતિની રચનાઓ સુખની વૃદ્ધિ કરે છે, અને સુખની રચનાઓ નીતિની વૃદ્ધિ કરે છે, તેની રચનાઓ અર્થહીન કે માંગલ્યહીન નથી, એ પ્રતીતિ કરવા આવા તર્ક ઉપરાંત રસમય દર્શનની સહાયતા લેવી હોય તો કવિવર ટેનીસનના આ વચનો શ્રવણ કરીશુ કે

"Oh yet we trust that somehow good
Will be the final goal of ill,

To pangs of nature, sins of will,
Defects of doubt and taints of blood;
That nothing walks with aimless feet;
That not one life shall be destroy'd.
Or cast as rubbish to the void,
When God hath made the pile complete."

In Memoriam, LIV.



# વિધવા આશ્રમ*



આ દેશના સમાજની ઉન્નતિના પ્રયત્ન કરનારાઓને સહુથી પ્રથમ જરૂરનુ એ જાણવુ છે કે સમાજમા રહી સુખી થવાનો સર્વનો સરખો હક કબુલ થવો જોઈએ સ્વાર્થ, અજ્ઞાન અને ઐતિહાસિક કારણોથી હિંદુસ્તાનમા ( અને બીજા દેશોમા પણ ) સુખનો ઘણો ઓછો ભાગ સ્ત્રીઓને પુરુષોએ આપ્યો છે કેળવણી, ઉન્નતિ, સુસંસ્કાર, સદ્ધર્મ, સ્વતંત્રતા, એ સર્વમાથી સ્ત્રીઓને ઘણો ઓછો ભાગ આપવામા આવે છે ઈશ્વરની દૃષ્ટિમા મારી શી ગણના છે અને મારુ શુ કર્ત્તવ્ય છે એ પોતાની મેળે જાણવાનો અને નક્કી કરવાનો દરેક બુદ્ધિમાન પ્રાણીને હક છે આ સ્વતંત્રતા આ દેશમા તો સ્ત્રીઓને સમૂળગી નથી એ સ્વતંત્રતાની કલ્પના કરવા જેટલી તેમને શક્તિ પણ સંપાદન કરાવવામા આવતી નથી તેમા વળી જે સ્ત્રીઓ પતિના મૃત્યુથી અનાથ દુ ખી થઈ હોય તેમને તો વગર ઇચ્છાએ અને ખુશી ઉપરાંત પુરુષો સંસાર અને સુખનો ત્યાગ કરાવે છે જે સંસારમા રહેવા અને જે સુખ અનુભવવા ઈશ્વર મનુષ્યને જન્મ આપે છે તે લઈને ખુશી ઉપરાંત તજાવવાનો મનુષ્યને અધિકાર નથી દુ ખીને દુ ખ દેવુ એના જેવી નિર્દયતા એકે નથી તો પણ બીચારી વિધવાઓ દુ ખી થઈ માટે તેમને કંગાળ, દુ ખી, શાપિત બનાવવામા આવે છે સર્વકોઈ તેનો તિરસ્કાર કરે છે સંસારમાથી તેને કહાડી મુકવામા આવે છે તેનુ સુખ લઈ લેવામા આવે છે સંસારયાત્રા કેમ ચલાવવી એ વિશે વિચાર કરવાનો તેનો હક છીનવી લેવામા આવે છે તેના ધણીની સ્વતંત્ર મીલકત ન હોય ત્યા તેને દાસી કરતા હલકી પરવશ સ્થિતિમા જીંદગી ગુજારવી પડે છે મનુષ્ય પોતાનો ભાંગેલો સંસાર ફરી સાંધે છે પણ ફરી લગ્ન

* જ્ઞાનસુધા જુન ૧૮૯૩

ન કરવુ એ ખરો ધર્મ અને ખરી ભાવના ગણી સ્ત્રીઓ પાસે તે પળાવે છ આ ચાલને પરિણામે કેટલી અનીતિ, કેટલો દુરાચાર, કેટલી નિર્લજ્જતા, કેટલી બાળહત્યા થાય છે તે સુપ્રસિદ્ધ છે આ નઠારા રીવાજનો એક ઉપાય એ છે કે ઇચ્છા હોય તે વિધવાને ફરી લગ્ન કરવા દેવુ પણ જેની તેમ કરવાની ઇચ્છા હોય તેને માટે જ આ માર્ગ છે ઇચ્છા ઉપરાત પુનર્લગ્ન કરાવી અતે કર્તવ્યનિર્ણયની અવગણના તો લાઈ જ તેવી એવો સુધારાનો ઉદ્દેશ નથી માટે જે અનાથ વિધવાઓની પુનર્લગ્ન કરવાની ઇચ્છા ન હોય, જેમને વૈધવ્ય અવસ્થામા રહેવુ હોય, પણ જેમને સુખમા રહેવાના સાધન ન હોય, જેમના પર દયા લાવનાર કોઇ ન હોય દુખી અવસ્થા માટે જેમનો સર્વ ઠેકાણે તિરસ્કાર થતો હોય તેમને માટે કોઇ આશ્રમની ઘણી જરૂર છ એથી અનાથ વિધવાઓ લાચારીએ કે દુ મગનિથી નઠારે માર્ગે જતી અટકે એમા કઇ શક નથી એવુ આશ્રમ આ રોકેમા સ્થાપવામા આવવાનુ છે એ બ‚ ખુશીની વાત છે એ આશ્રમની જાહેરખબર આ નીચે પ્રસિદ્ધ કરીએ છીએ એ ગૃહમા અનાથ વિધવાઓને આશ્રયસ્થાન મળશે એટલુ જ નહિ પણ ત્યા તેમને કેળવણી આપવામા આવશે સુનીતિનો બાધ કરવામા આવશે અને ઇચ્છા હશે તેમને સુમાર્ગવાળો રોજગાર શીખવવામા આવશે સર્વને સ્રીરક્ષ ની દેખરેખ નીચે રાખવામા આવશે સ્ત્રીઓની અને ગરીબ વિધવાઓની દરકાર કરવા લાયક મનુ ય તરીક ગણના થાય એજ અભિનંદનની વાત છે આ દેશની ભાવના એટલે સુધી પણ નથી આવી આ ઉન્નતિના સાધનને અને નિરાશ્રિતના આધારને હમે ફત્તેહ ઇચ્છીએ છીએ સ્વર્ગવાસી ગ સા મહીપતરામ રૂપરામ અનાથ પુરૂષો માટે બહુ લાગણી ધરાવતા હતા, તેમના ઉદ્ધાર માટે તેમણે બહુ પ્રયત્ન કર્યા હતા, અને દુ ખી વિધવાઓને તેઓ સહાયતા કરતા હતા તેથી આ આશ્રમ તેમના સ્મારકફડમાથી કહાડ્યુ છે તે ઉત્તમ થયુ છે

## મહીપતરામ રૂપરામ વિધવા—આશ્રમ

આ દેશમા એવી ઘણી અનાથ વિધવાઓ છે કે જેમને વૈધવ્ય સ્થિતિમાં રહી નીતિપૂર્વક ઉદ્યમથી પોતાનુ ગુજરાન ચલાવવાના સાધન નથી એવી જે વિધવાઓ દ્રવ્યહીન અને મદદહીન હાલતમા હોય, જેમને પોતાની બુદ્ધિવડે સ્વતત્ર સુનીતિયુક્ત રોજગાર ચલાવવાની ઈચ્છા હોય, જેમનો દુઃખી અને નિરાધાર અવસ્થાથી ગૃહ અને સંસારમા તિરસ્કાર થતો હોય અને જેમને પુનર્લગ્ન કરવાની ઇચ્છા ન હોય તેમને આશ્રય આપવાને, સારે માર્ગે ચાલી કેળવણી લેવાના અને સ્વતત્ર રોજગાર શીખવાના સાધન આપવાને અને સુબોધ અને સુનીતિ સાથે ખાવાપીવા અને રહેવાની અનુકૂળતા કરી આપવાને મહીપતરામ રૂપરામ અનાથ—આશ્રમમાથી અનાથ વિધવાઓ માટે એક શાખા જુદી પાડી છે ગુજરાતની નિરાધાર વિધવાઓને આ આશ્રમમા દાખલ કરી યોગ્ય દેખરેખ નીચે રાખવામા આવશે ત્યા તેમને કેળવણી, સુનીતિ અને સુજ્ઞાનનો બોધ દેવામા આવશે ગતદિવસ રહેવાનો અને જાતિભેદ સાચવીને ખાવા પીવાનો બંદોબસ્ત કરવામા આવશે કઈ અમુક પ્રકારનો ધર્મ પાળવાનો આગ્રહ કરવામા નહિ આવે દાખલ થતા પહેલા નિરાધાર અવસ્થાનુ, ઓળખાણનું, ઉમ્મરનુ, સમારની સ્થિતિનુ અને યોગ્યતાનુ ભરોસાદાર સર્ટીફીકેટ સક્રેટરીને બતાવવુ પડશે આશ્રમ માટે રીતભાત વગેરેના ધારા પ્રમાણે સર્વને ચાલવુ પડશે

---

# સોશીઅલ કૉન્ફરન્સ*

ગયા ડીસેમ્બર માસની ૨૯ મી તથા ૩૧ મી તારીખે પુનામાં 'નેશનલ સોશીઅલ કૉન્ફરન્સની' બેઠક થઇ હતી અને તેમાં સામાજિક તથા સાંસારિક સુધારાના પ્રશ્નોની ચર્ચા થઇ હતી. 'નેશનલ કૉન્ગ્રેસ' મળવા માંડી પછી તરત તેની સાથે આ કૉન્ફરન્સ પણ મળવા માંડી હતી. કૉન્ગ્રેસમાં માત્ર રાજકીય વિષયોની ચર્ચા કરવામાં આવે છે, પરંતુ દેશના ઉદ્ધાર અને કલ્યાણના ઉપાયોનો એ વિષયોમાં સમાવેશ થઇ રહેતો નથી તેથી દેશહિતેચ્છુ અગ્રેસરોએ જનસમાજની સમાજસ્થિતિ સુધારવાના ઉપાયોની યોજના કરવા સારૂ કૉન્ગ્રેસ સાથે કૉન્ફરન્સની બેઠક કરવાનો નિયમ કર્યો છે અને તે હજી સુધી પળાતો આવ્યો છે. દેશના લોકો સમાજમાં અને સંસારમાં રહે છે તેથી તેમની રાજકીય સ્થિતિ સમાજ અને સંસારમાં સુધારો થયા વિના સુધરી શકે નહિ, તેમ જ હાનિકારક રીવાજો દૂર કરી સ્ત્રી પુરુષોનું સામાજિક જીવન સુખી કરવું અને જનસમાજના પરસ્પર સંબંધ ન્યાયયુક્ત, સુખદાયક અને નીતિપુરઃસર કરવા એ મહોટું કર્તવ્ય છે. તેથી, સામાજિક અને સાંસારિક સુધારાની અવગણના થઇ શકે તેમ નથી તેમ જ રાજકીય દૃષ્ટિથી એ સુધારા લેશમાત્ર પણ ઓછા મહત્ત્વના નથી ખરૂં જોતાં, જેથી ઘેરે ઘેર અને કુટુંબે કુટુંબમાં સુખપ્રાપ્તિનો ઉપાય થવાનો તે એ સુધારાની યોજના છે, અને તે યોજના વડે લોકો ઉન્નત દશા ભોગવવાને યોગ્ય થયા પછી જ રાજકીય ઉત્કર્ષ પૂરેપૂરો સફળ નીવડે તેમ છે તેથી સામાજિક અને સાંસારિક સુધારા વધારે વિસ્તારવાળા અને વધારે ઉંડા મૂળવાળા હોઇ વધારે અપેક્ષાને પાત્ર છે. દેશની રાજકીય સ્થિતિ સામાજિક સ્થિતિ જોડે આ રીતે નિકટ સંબંધમાં છે તેથી કૉન્ગ્રેસની બેઠક થયા પછી એ

---

* જ્ઞાનસુધા જાન્યુઆરી ૧૮૯૬

જ મડપમા કોન્ફરન્સની બેઠક થાય એવો રીવાજ ચાલતો આવેલ છે, કેમકે અગ્રેસરોને બન્ને ઉદ્દેશ અભિમત છે કમનસીબે, વિચિત્ર મિથ્યાદેશાભિમાનને લીધે આ દેશમા હાલ કેળવણી પામેલા વર્ગમા, કેટલેક ઠેકાણે એવી કલ્પના ઉભી થઇ છે કે આપણા સમાજમા અને સસારમા સુધારો કરવાની જરૂર છે એમ કહીશુ તો આપણો દેશ હલકો ગણાઈ જશે, માટે દેશમા ગમે તેવી હાનિકારક રૂઢિઓ હોય અને તેથી લોકની સ્થિતિ ગમે તેવી દુખપૂર્ણ હોય તોપણ બહારથી તો એમ જ કહેવુ કે અમારે સુધારાની જરૂર નથી, રાજકીય સ્થિતિનો ઉત્કર્ષ કરવામા પરદેશના વિચારો અને આચારો પરથી ધોરણ બાધવા, પણ સાસારિક સ્થિતિના સબધમા તો આ દેશમા હાલ છે તે બધુ બરાબર છે એટલુ કહીને બેસી જ રહેવુ કે પરદેશનુ કઇ પણ આપણાથી ચઢતુ ગણાઇ ન જાય, આ દેશની પ્રાચીન સમયની વ્યવસ્થામા હાલની સ્થિતિથી કઇ જુદુ હતુ એમ જણાય તોપણ તે એ ફરી સ્થાપિત કરવુ નહિ અને હાલ છે તે જ રહેવા હતુ એમ સિદ્ધ કરી આપવામા બુદ્ધિનો અને કળવણીનો ઉપયોગ કરવો, કે દેશની સ્થિતિ ખામીવાળી છે એમ કોઈ રીતે કબુલ કરેલુ ન કહેવાય આ વાદ ખરા દેશ નથી વિરુદ્ધ છે, કેમકે દેશની સ્થિતિ સારી અને સુખદાયક કરી દેશના લોકનુ કલ્યાણ કરવુ એ જ દેશપ્રીતિને ઉચિત છે, દેશકલ્યાણનુ ગમે તે થાય પણ દેશની બડાઇમા પાછા ન હઠવુ એ અયુક્ત છે અને દેશની તેથી ખરાબી થાય છે આવુ મિથ્યા દેશાભિમાન પુણામા કોન્ગ્રેસની ગોઠવણ કરતી વખતે પ્રવર્તી રહ્યુ અને તેથી તથા દ્વેષાદિ બીજા કારણોથી કેટલાક હઠ કરવા લાગ્યા કે કોન્ગ્રેસ માટે થયેલા મડપમા કોન્ફરન્સને મળવા દેવી નહિ અને મળવા દેશો તો હમે હમારી તરફની નાણાની અને બીજી બધી મદદ કોન્ગ્રેસને આપીશુ નહિ તેઓનો દુરાગ્રહ એટલે સુધી વધ્યો કે તેઓ પુણામા કોન્ગ્રેસની વ્યવસ્થા માટે પ્રથમના રીવાજ મુજબ નિમાયેલી વ્યવસ્થાપક

મંડળાને પદભ્રષ્ટ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા, દેશના માનનીય અગ્રેસરોનો તિરસ્કાર કરવા લાગ્યા, અને પ્રજાહિત માટે પ્રયાસ કરી સર્વમાન્ય થયેલી મુંબાઇની પ્રેસિડન્સી એસોશીએશન પણ દેશની પ્રતિનિધિભૂત નથી અને ગણનાને પાત્ર નથી એમ કહેવા લાગ્યા. કૉન્ફરન્સથી કૉન્ગ્રેસને મલિનતા લાગી જશે એવો કંઇ પ્રલાપ તેઓ કરવા લાગ્યા. અને કૉન્ગ્રેસનું ગમે તે થાય. કૉન્ગ્રેસમાં ગમે તેટલા વિરોધ પડે ને ટંટા થાય. વિગ્રહને પરિણામે કૉન્ગ્રેસને ગમે તેવું નુકશાન થાય, સંસારસુધારા વિરુદ્ધ આખી કૉન્ગ્રેસ પ્રકટ રીતે છે એમ આભાસ થવાથી રાજ્યકર્તાની અને ઈંગ્લાંડની પ્રજાની દૃષ્ટિમાં કૉન્ગ્રેસ ગમે તેટલી હલકી થાય તો પણ કૉન્ફરન્સને કૉન્ગ્રેસનો મંડપ આપવો નહિ એમ તેઓ જુસ્સાથી કહેવા લાગ્યા. તેમની દોરવણી નીચે પુણામા તોફાની સભાઓ મળી. આ ગરબડથી ઉશ્કેરાઇ કેટલાક અણસમજુ માણસો પુણામા મસ્તી કરવા લાગ્યા અને સુધારાના પક્ષના એક બે પુરષો પર કોઇએ રાત્રે હુમલો કરી માર માર્યો. આ સમય કૉન્ફરન્સને જ નહિ પણ દેશને સંકટનો હતો; કારણ કે દેશમા સમજુ પુરુષો છે કે નહિ એ પરીક્ષા પરિણામે થવાની હતી. દેશમાની જે સ્ટેન્ડિંગ કૉન્ગ્રેસ કમીટીઓએ આ બાબતમા પોતાના અભિપ્રાય લખી મોકલ્યા તેમા ઘણા મ્હોટા ભાગે કૉન્ગ્રેસના મડપમા કૉન્ફરન્સ ભરવાનો મત દર્શાવ્યો. પુણામા પણ કૉન્ગ્રેસની ગોઠવણ સુધારા તરફના પક્ષને જ હાથ હતી, કેમકે સામા થયેલાઓ તો જેમા તેમા વિરુદ્ધ પડવાનુ અને ઘોંઘાટ કરવાનું જ સમજ્યા હતા. કૉન્ગ્રેસનુ કામ કરવામા તેઓ કશુ કરી શક્યા નહિ, અને વ્યવસ્થા કરવામા તેઓ કેવળ અશક્ત છે એમજ માલમ પડયું. પુણાની વ્યવસ્થાપક કમીટી આ રીતે આ બહુ મતે સામાજિક સુધારણા તરફ હોવા છતા અને મુબાઇના અગ્રેસરોએ સામાવાળાના ઠરાવ રદ કર્યા છતા કૉન્ફરન્સના જનરલ સેક્રેટરી ઓ. ન. મિ. જસ્ટિસ રાનડેએ વિરોધ અને ક્લેશ દૂર કરવા સારૂ

નિશ્ચય કર્યો કે કોન્ફરન્સની બેઠક કોન્ગ્રેસના મંડપમાં કરવી નહિ અને કોન્ફરન્સ માટે જુદો જ મંડપ કરવો આ રીતે દેશસંકટનુ સુધારક વર્ગ તરફથી જ નિવારણ થયુ અને સુધારા વિરુદ્ધ થયેલા પક્ષના અવિચારી કાર્યથી જે ખગળી થતી હતી અને વિપત્તિ ઉભી થઇ હતી તે મિ. રાનડેની ક્ષમાશીલ કૃતિથી શાન્ત પડયા કોન્ગ્રેસવાળામાં જેઓ સામાજિક સુધારણાની વિરુદ્ધ છે તેઓ એક તરફ ન્યાય માગતા છતા ગૃહસંસારમાં અન્યાય જારી રાખવા આગ્રહ કરે છે અને તેથી તેમની ફરીયાદો ખરી માનતાં સભાળ રાખવી જોઇએ. એવો જે ઇંગ્લાંડની પ્રજામા આ દુરાગ્રહથી વિચાર બંધાયો તે તો કઢાડવો મુશ્કેલ પડશે, પણ આ સર્વથી એક સારુ પરિણામ એ થયુ કે સંસાર સુધારાનો પક્ષ બહુ સબળ થયો સામા પક્ષની વિચારહીનતા સમજાયાથી સુધારા તરફથી લાગણી વૃદ્ધિ પામી અને સામા પક્ષના વિરોધ જોઇ સુધારક પક્ષ વિશેષ ઉત્તેજિત તથા કર્તવ્યપરાયણ થયો દેશમા અનેક ઠેકાણે કોન્ફરન્સને ટેકો આપવા તથા ત્યા જવા માટે પ્રતિનિધિઓ નીમવા સભાઓ મળી, અને લગભગ હજાર પ્રતિનિધિઓ પુણામા નેશનલ સોશીઅલ કોન્ફરન્સમા આવી શામિલ થયા તે સિવાય બીજા શ્રોતાઓની સંખ્યા બે હજારથી વધારે હતી તા ૨૫ મી તથા ૨૮ મી ડીસેમ્બરે મી રાનડેએ બે જાહેર ભાષણો આપ્યા અને આખા વર્ષમા દેશમા વિવિધ સ્થળોએ સુધારાનું કામ કવી રીતે ચાલ્યુ છે, વિવિધ પ્રાન્તોમા સુધારાની કેવી ભિન્ન ભિન્ન રીતિઓ પ્રવર્તી રહી છે અને કાન્ફરન્સ વિરુદ્ધ ૧૯લી જ વાર ઉઠેલા આ વિગ્રહનુ શુ કારણ છે તે સમજાવ્યુ તેમના ભાષણ વિદ્વત્તા ભરેલા, ઉદારવૃત્તિવાળા અને દૂરદર્શી હતા અને તેથી સતોષ અને શાન્તિ ઉત્પન્ન થયા તા ૨૮ મીએ કોન્ફરન્સની પહેલી બેઠક થઈ કોન્ફરન્સનો મંડપ કોન્ગ્રેસથી થોડે દૂર હતો અને કદમા કોન્ગ્રેસના મંડપથી અડધા કરતા વધારે હતો મંડપ શોભાયમાન કરવામા આવ્યો હતો ઉત્સ

વાર્થે મુન્શા વાવટા અને પુષ્પના કમ્પ કરતા ઉત્કટિત હૃદયોની ઉર્મિનો કમ્પ વધારે હતો. પવિત્ર અને ઉદાર પ્રયાસની લાજ રાખવાને જે ત્રણ હજાર સ્ત્રીપુરુષો કોન્ફરન્સના મંડપમા મળ્યાં હતા તે કંઈ અપૂર્વ ઉત્સાહ અને હર્ષ અનુભવતા હતા. અનન્ય મનોજાગની પ્રાપ્તિનું ભાન સર્વના અન્તરમા થતુ હતુ. સુધારા વિરુદ્ધ થયેલા પક્ષ તરફથી કંઇ પણ વિક્ષેપ, હાનિ કે ગરબડ થઇ શકી નહિ. કોન્ફરન્સનુ કામ શરૂ થતા ડાકટર ભાંડાકર પ્રમુખ પદે નીમાયા અને તેમણે ગભીર, વિચારવત અને જ્ઞાનસપન્ન ભાષણ કરી દેશની સ્થિતિ સમજાવી અને સુધારાની કેટલી અગત્ય છે તે બતાવ્યુ. એ અને બીજાં સર્વ ભાષણોની મતલબ આપવાનો અહીં અવકાશ નથી. તા. ૨૯મીએ કાર્ય પુરૂ ન થઇ શકયાથી અને તા. ૩૦ મીએ કોન્ગ્રેસની બેઠક હોવાથી કોન્ફરન્સનુ કાર્ય તા. ૩૧ મીએ ફરી ચાલુ કરવામા આવ્યુ. એ બે બેઠકોમા જે ઠરાવો થયા તેનો સારાશ જ અહીં આપવાનું બની શકશે. એ ઠરાવોની પુષ્ટિમા જે વિવેચન થયા તે દાખલ કરવાની જગા નથી. એ ઠરાવો ક્રમવાર નીચે પ્રમાણે છે.

૧. **સ્ત્રીકેળવણી.** આ વિષયમા જુદી જુદી સભાઓએ તથા સમાજોએ પ્રયત્ન કર્યા છે અને વડોદરા તથા મ્હૈસુરના રાજ્ય તરફથી ઉપાયો લેવામા આવ્યા છે, હાઈ સ્કુલો સ્થપાઈ છે, મ્હોટી ઉમ્મરની સ્ત્રીઓને ઘેર શિક્ષણ આપવાની અને પરીક્ષાઓ લઈ ઈનામ આપવાની વ્યવસ્થા થઇ છે, એ સર્વથી સંતોષ થાય છે. પરંતુ આ બાબતમા વધારે પ્રયત્ન કરવાની જરૂર છે અને સ્ત્રીકેળવણીનો વધારે ફેલાવો કરવા માટે ધોરણ અને સંખ્યાની બાબતમા કન્યાશાળાઓને છોકરાઓની નિશાળોના સરખી સ્થિતિમા લાવવી જોઇએ. બધી સસારસુધારા સભાઓને આ સુધારો ધ્યાનમા રાખવાની કોન્ફરન્સ ભલામણ કરે છે.

૨. **મદ્યપાનનિષેધ.** મી. કેન, મી. ઇવેન્સ અને તેમના આ

દેશના સહાયકોના ઉદાર પ્રયાસથી કેટલીક નાતોની સભાઓએ આ સબંધમા કરેલા પ્રયત્ન ફલવત થયા છે તેથી હર્ષ થાય છે હિંદુસ્તાન, ઇગ્લાડ અને અમેરિકાની મદ્યનિષેધક સભાઓએ એકઠા મળી પ્રયત્ન કરવાની જરૂર છે આ દેશની પ્રજામા વધારે સખ્યા હજુ મદ્યપાન વિરુદ્ધ છે, માટે જ્યા વધારે માણસોની સખ્યા ઇચ્છા કરે ત્યા દારૂની દુકાનો બધ કરાવવાની તેમને સત્તા મળવી જોઇએ એવો કોન્ફરન્સનો અભિપ્રાય છે

૩ **વેશ્યાઓના નાચ.** આ રીવાજથી દુર્નીતિને ઉત્તેજન મળે છે, અને એ રીવાજ બધ કરવા માટે સંસારસુધારા સભાઓએ કરેલા પ્રયત્ન સતોષકારક છે એ પ્રયત્ન દેશમા સર્વત્ર માન્ય થયો છે નાચમા ન જવાનો દરેક જણે ઠરાવ કરવો જોઇએ અને સસાર મડળમા જેટલુ દુરાચારમય હોય તેટલું દૂર કરવા સારૂ પવિત્ર આચાર, પવિત્ર વિચાર અને પવિત્ર ભાષણનુ અનુસરણ કરવાનો મુખ્ય ઉદ્દેશ પાળવાની પ્રતિજ્ઞા લેવી જોઇએ

૪ **જુદી કોમો વચ્ચેના ટંટા.** વાયવ્ય પ્રાતોમા અને અયોધ્યામા હિંદુઓ અને મુસલમાનો વચ્ચેનો સબધ પહેલાના જેવો સપ ભરેલો પાછો થયો છે તેથી સતોષ થાય છે પરતુ મુબાઇ ઇલાકામા અને પજાબમા એ કોમોનો સબધ એવો સતોષકારક નથી અને મદ્રાસ ઇલાકામા એક બે ઠેકાણે હિંદુઓ અને ખ્રીસ્તી થયેલા દેશીઓ વચ્ચે ગેરસમજુત થઇ છે તેથી ખેદ થાય છે બધી સસારસુધારા સભાઓને કોન્ફરન્સ સૂચના કરે છે કે જુદા જુદા ધર્મોના અનુયાયીઓમા મિત્રતા કરાવવી અને ગેરસમજુતીથી દગા ફિસાદ ન થાય માટે બન્ને તરફના માણસોના પચ ઠરાવવાના પ્રયત્નમા સરકારને મદદ કરવી એ તેમનુ મુખ્ય કર્તવ્ય છે

૫ **પરદેશગમન.** પરદેશ જઈ આવેલાઓને પાછા દાખલ કરવામા પજાબમા કેટલીક કોમોમા મુશ્કેલી રહી નથી અને બીજા પ્રાન્તોમા કેટલીકમા મુશ્કેલી ઓછી થઈ છે તેથી સતોષ થાય છે

જે નાતોમાં આ બાબત હજી બહુ વાંધો લેવામાં આવે છે તેમને આ ઉદાર ઠરાવ લક્ષમાં લેવાની કોન્ફરન્સ ભલામણ કરે છે નાતોના અધ્યક્ષોએ અને ધર્માચાર્યોએ આમાં મદદગાર થવું જોઈએ, કેમકે રાષ્ટ્રીય, ઉદ્યોગવૃદ્ધિ સંબંધી અને સામાજિક પ્રયાસોનું મંડન થવું કેવળ આ વિષય પર રહેલું છે

૬ **નાતોનાં તડ.** નાતોના પેટા વિભાગો વચ્ચે વ્યવહાર કરાવવા કેટલીક સભાઓએ સ્તુત્ય પ્રયત્ન કર્યો છે તેથી ખુશી થાય છે આવો વ્યવહાર થયા વિના લગ્નના રીવાજો ખરેખરા સુધરે એવી આશા નથી માટે આવા પેટાવિભાગોને એક કરવાના પ્રયત્ન કરવાની બધી સમાજ સુધારક સભાઓને કોન્ફરન્સ ભલામણ કરે છે

૭ **બાળલગ્ન અને ખર્ચ.**

[અ] મહારાષ્ટ્ર અને ઉત્તરમાં ઉંચી નાતોના બ્રાહ્મણજાતિના કેટલાક કુટુંબોએ છોકરીઓ અને છોકરાઓને પરણાવવાની ઉમ્મર વધારવાનો ઉત્સાહપૂર્વક પ્રયત્ન કર્યો છે અને તે ફતેહમંદ થયો છે એ ખુશીની વાત છે અને આ સામે વાંધો સબળ થયો નથી તેથી આશા રહે છે કે આ આગ્રહ જારી રાખ્યાથી પુરાતન કાળની આ વિષયની શુભ વ્યવસ્થા લોકમાં પ્રચલિત થશે

[બ] મ્હૈસુરના મામ્જી મહારાજાએ કરેલા લગ્નના કાયદા સારી રીતે અમલમાં આવ્યા છે તેથી સંતોષ થાય છે અને તેનું ઉલ્લંઘન કરનારના પક્ષકારોએ તે વાતની અધિકારીઓને ખબર આપી છે તેથી જણાય છે કે બાળલગ્નની હાનિ લોકોમાં હવે સમજાવા માંડી છે

[ક] મહારાષ્ટ્રમાં શંકરાચાર્યે ખુલ્લી રીતે કન્યાવિક્રય વિરુદ્ધ મત દર્શાવ્યો છે તેથી આશા છે કે આ દુષ્ટ રીવાજ જે પ્રાચીન રીતિથી તેમ જ મનુષ્ય જાતિની પ્રતિષ્ઠાથી તદ્દન વિરુદ્ધ છે તેની સામે બધા મંડળના લોકો થશે અને તે બંધ પડશે

[૭] બંગાળા, વાયવ્ય પ્રાંતો તથા પંજાબમાં સરકારે લગ્ન અને મરણની ક્રિયાઓમાં થતો બેહદ ખર્ચ અટકાવવા તરફ અનુમોદન જણાવ્યું છે તેથી પણ બહુ સંતોષ થાય છે. ઘણે ઠેકાણે નાતો તરફથી પણ આવો બંદોબસ્ત થયો છે અને આશા છે કે સરકારની મદદ વડે આવા બંદોબસ્ત નાતોમાં અમલમાં આવી શકશે અને હરમત પડવાની કે તડ પડવાની દહેશત નહિં રહે.

૮ **વિધવા વિવાહ.** ગયા બે ત્રણ વર્ષની પેઠે આ વર્ષમાં દસ વિધવાઓના લગ્ન થયા છે તેથી સંતોષ થાય છે, મુંબાઈ ઇલાકામાં પાંચ, મદ્રાસમાં એક અને પંજાબમાં ચાર. લાહોરના દિવાન સંતરામે જે હિમ્મત બતાવી છે તે માટે તેમને કોન્ફરન્સ અભિનન્દન આપે છે. બંગાળામાં આ પ્રયત્ન પ્હેલો શરૂ થયો હતો અને ત્યાં કુલીનો અનેક સ્ત્રીઓ પરણે છે તેથી બાળવિધવાઓને વિશેષ દુઃખ પડે છે, તથા ત્યાં પંડિત ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરે આ પ્રયત્નમાં જીવન સમર્પણ કર્યું હતું માટે આ પ્રયત્નને ઉત્તેજિત કરવાથી તેના નામને માન અપાશે, એ લક્ષમાં રાખી તે પ્રાન્તમાં પ્રયાસ કરવામાં આવશે એવી આશા છે. બાળવિધવાઓની દુઃખી હાલતથી લોકના મન પર અસર ન થાય ત્યાં સુધી દેશમાં ગેહ સુખી કુટુંબ હોઇ શકે નહિં. તેથી કોન્ફરન્સ સંસારસુધારા સભાઓના સભાસદોને સૂચના કરે છે. જેમણે પુનર્લગ્ન કર્યાં હોય તેવા સ્ત્રી પુરષો સાથે ભોજન વ્યવહાર કરીને અથવા તો ખુલ્લી રીતે તેમના તરફ લાગણી દર્શાવીને આ કાર્યને મદદ કરવી જોઇએ.

૯ **કેશવપન.** બાળવિધવાઓને બદશિ ન કરવાનો રીવાજ અતિ દુષ્ટ છે અને બધે ઠેકાણે ખાનગી રીતે ભારે પ્રયત્ન કરી તે જરૂર બંધ કરવો જોઇએ. આ વિધવાઓને કેળવણી આપી પોતાને આધારે પોતાનું ગુજરાન ચલાવતા અને પોતાના દુર્ભાગ્યને લીધે

જેમની માથે રહેવું પડતું હોય તેમને સહાયભૂત થતા તેમને શિખવવું જોઇએ.

**૧૦. અતિશૂદ્રોની અવદશા.** મદ્રાસ ઇલાકામાં પેરિઆ જાતિની ઉંચી નાતના હિંદુઓ અવગણના કરે છે તેથી તેઓ પોતાનો ધર્મ છોડી બીજા ધર્મમા જાય છે તે માટે તેમની અવસ્થા પર સરકારે અને લોકોએ ધ્યાન દેવા માડ્યુ છે તે જોઈ સંતોષ થાય છે. હિંદુસ્તાનમા બધા ઠેકાણાના આવા નાતબહાર રહેલા લોકોને કેળવણી આપવી અને તેમનો ઉદ્ધાર કરવો એ કર્તવ્ય છે, અને દેશનું કલ્યાણ કાયમ રીતે થાય એમ જેમને ઇચ્છા છે તેમણે આ બાબતમા પ્રયાસ કરવા જોઇએ કે આ લોકો કેળવણી અને ઉદ્યોગ વડે પોતાની અવદશાને લીધે થતી હાનિ દૂર કરી શકે.

**૧૧. પરધર્મમાંથી પુનઃસંગ્રહ.** બીજા ધર્મમા ગયેલા લોકોને હિંદુ જનમંડળમા પાછા લેવાના પ્રયત્ન મધ્ય પ્રાન્તોમા, મદ્રાસમા અને પંજાબમા થયા છે તે કોન્ફરન્સ પસંદ કરે છે, અને આશા રાખે છે કે સર્વત્ર લોકો આ પ્રમાણે કરવાનો પ્રયત્ન કરશે.

**૧૨. લગ્નના હક અને કેદ.** આ સંબધમા કેદની સજા કરવાની બાબતમા જડ્જોને યોગ્યાયોગ્યતા પ્રમાણે વર્તવાની સત્તા આપવાની દરખાસ્ત સુપ્રિમ લેજીસ્લેટિવ કાઉન્સિલમા થઇ હતી તે કમિટિ રૂબરૂ જતા પડતી મુકવામા આવી, અને ઓન. મિ. મહેતાએ કંઇક ઓછી સત્તા આપવાની જે સૂચના કરી હતી તે પણ કબુલ થઇ નહિ તેથી ખેદ થાય છે. કાન્ફરન્સ આશા રાખે છે કે થોડા વખતમા આ વિષય સરકાર ફરી ધ્યાનમા લેશે અને જે મુશ્કેલી કેટલેક દરજ્જે સરકારે પોતે જ કરેલા કાયદાથી ઉભી થઇ છે તે તે દૂર કરશે.

આ સિવાય 'કમ્પનીસ એકટ'મા સુધારો કરી સંસારસુધારા માટે થએલી સભાઓ પોતાની પ્રતિજ્ઞાઓ સભાસદો પાસે પળાવી શકે તે સારૂ તેઓને રજીસ્ટર કરવાની સુગમતા કરી આપવાની

દરખાસ્ત, તથા ધર્મ બદલનારના પ્રથમ હક્ક કાયમ રહે એવો કાયદો છે તેમા તેના વારસાના હક જ કાયમ રહે એમ નક્કી કરવુ કે જેથી બાળકોપરના હક કાયમ રહેતા બાળકોને ખુશી વિના બીજા ધર્મમા જવુ પડે છે તેવુ હવે પછી ન થાય અને તે માટે કાયદામા ફેરફાર કરવાની દરખાસ્ત કોન્ફરન્સ રૂબરૂ રજુ કરવાની હતી, પરંતુ વખત રહ્યો ન હતો, દૂરથી આવેલા ગૃહસ્થો વધારે દિવસ પુણામા રહી શકે તેમ ન હોતુ તેથી એ દરખાસ્તોની ચર્ચા આવતા વર્ષે કરવા પર રાખી કોન્ફરન્સનુ કામ સમાપ્ત કરવામા આવ્યુ

દેશના લોકોની સ્થિતિ સુધારવાના, ગૃહસંસારમા સુખ વધારવાના તથા અન્યાય કહાડી નાખવાના અને જનસમાજમા જ્ઞાન, શાન્તિ અને સુસ્થતા દઢ કરવાના શાશા પ્રયાસ જુદા જુદા પ્રાંતોમા થાય છે, એ પ્રયાસમા કેટલુ કેટલુ ફળ થયુ છે અને એક બીજાને તેથી શો બોધ લેવાનો છે એ સર્વ જાણવાની જરૂર છે જ, અને તે માટે વર્ષમા ઓછામા ઓછુ એકવાર સર્વ સ્થળોના મુખ્ય જનોએ મળવુ, પોતાના વિચાર પ્રકટ કરી આવી વિશાલ સભાની ભનામણનુ જે વજન પડે તે આપી દેશ સુધારાના કાર્યને અગાડી કરવુ, અને પ્રજાને સુખી કરવા માટે શાશા ઉપાય લેવા તે વિશે નિશ્ચય કરવો એ ઘણુ અગત્યનુ અને દેશહિતનુ કામ છે અને સોશીઅલ કોન્ફરન્સ તે જ માટે મળે છે એ કોન્ફરન્સ મળવાની કશી જરૂર નથી એમ જેઓ કહે છે તેઓ યોગ્ય વિચારોને આગ્રહથી અને જાહેર રીતે પ્રકટ કરવાથી શો લાભ છે તે વિચારતા નથી પ્રજાહિત સબધી વિચારો પ્રકટ કરવાની, ફેલાવવાની અને સુશિક્ષિત મડળની તેમને સમતિ છે એમ જણાવી તેમને પુષ્ટ કરવાની જે પદ્ધતિનું કોન્ગ્રેસમા અને કોન્ફરન્સમા અનુસરણ કરવામા આવે છે તેને નિરર્થક કહેવી એ અયોગ્ય માલમ છે, કેમકે, જનસમાજના હિતની યોજનાઓ ગોઠવવા માટેના બીજા અનેક ઉપાયો છે

પેઠે આનું અનુમરણ પણ ઇતિહાસમા પૂર્વે ઘણીવાર સફળતા થયુ છે અને હવે તે નહિ થાય એમ કહેવાના સાધન નથી.

સુધારક પક્ષનું કર્તવ્ય છે કે આ વૃત્તાન્ત પરથી બોધ લ સુધારણાના પ્રયત્નને વિશેષ ઉત્તેજિત કરવો અને આ વખતે કોન્ફરન્સનું કાર્ય જેવુ વિજયવત થયુ છે તેવુ અને તેથી વધારે ફ પછી થતુ જાય તે માટે પોતાથી બનતો સર્વ પ્રયત્ન કરવો, ત દેશકલ્યાણના કાર્યમા અશિથિલ ઉદ્યોગથી મંડયા રહેવુ અનબા એ તો ધ્યાનમા રાખવાનું છે જ કે જનસમાજમા સુધારા ખરેખ દાખલ થાય અને લોકસ્થિતિ સુધરે એ મુખ્ય વાત છે અને તે ગણના આગળ સભાના કાર્યની સમાપ્તિની ગણના ગૌણ છે સભા કાર્ય પુરૂ થયા પછી સુધારાનુ મ્હોટુ કાર્ય દરેક સુધારક પોતા સ્થાને જઈ જાતે કરવાનું છે અને તેને અગે તથા તેને સમર્થન કર સારૂ જ કોન્ફરન્સમા મળવાનુ છે



# *સંસારસુધારા સમાજ



દેહલી સોશ્યલ કૉન્ફરન્સ વિશે આગે જાન્યુઆરીના અંકમાં ચર્ચા કરી હતી. તે પછી માર્ચ માસના 'સુદર્શન'માં 'રાષ્ટ્રીય સભા અને સંસારસુધારા સમાજ' એ નામના લેખમાં આ વિષય સંબંધે જે વિવેચન કરવામાં આવ્યું છે તે જોતાં એ બાબતમાં કંઈ વિશેષ કહેવાની જરૂર જણાય છે. સંસારસુધારા સમાજ (સોશ્યલ કોન્ફરન્સ) મળવાની અગત્ય છે કે કેમ, તેને અને રાષ્ટ્રીય સભા (નેશનલ કોન્ગ્રેસ)ને સંબંધ હોવો જોઈએ કે કેમ, રાષ્ટ્રીય ઉન્નતિ સારૂ સંસારસુધારો થવો આવશ્યક છે કે કેમ, અને સંસારસુધારો કરવો યોગ્ય છે કે કેમ, એ અનેક વિષયો સુદર્શનકારે ચર્ચ્યા છે. તેમની ચર્ચા સંબંધે જ આ પ્રસંગે કહેવા માગીએ છીએ. તેથી અમે પણ એ સર્વ વિષયો સંક્ષેપમાં અહીં દાખલ કરીશું.

આરંભમાં સુદર્શનકાર કહે છે કે 'સંસારસુધારા વિના રાષ્ટ્રીય ઉન્નતિ થાય જ નહિ એ 'પ્રમાદ'ને આધારે સંસારસુધારાસમાજનું ગૌરવ વારંવાર પ્રતિપાદન કરવામાં આવે છે. આવી કલ્પનામાં અમને કશો સાર સમજાતો નથી.' સાર ન સમજાવાનું કારણ તેમણે પોતે ઉભી કરેલી ગુંચવણ છે. કારણ કે, રાષ્ટ્રીય ઉન્નતિ કરવા સારૂ સંસારસુધારાની યોજના કરવામાં આવી છે અથવા 'રાષ્ટ્રીય સભાના કાર્યને ઉપકારક' થવા સારૂ સંસારસુધારાસમાજ મેળવવામાં આવે છે એમ કોઈ દિવસ કહેવામાં આવ્યું જ નથી. કોઈ પણ વર્ષની સંસારસુધારાસમાજના રિપોર્ટ પર સહજ દૃષ્ટિ કરતાં જણાશે કે દેશના સંસારમાં સુધારાની જરૂર છે, દેશના સંસારમાં અવનતિ છે, તેની ઉન્નતિ કરવી એ કર્તવ્ય છે, તે માટે સંસારસુધારાની અપેક્ષા કરવામાં આવે છે અને સંસારસુધારાસમાજ મેળવવામાં

---

* જ્ઞાનસુધા એપ્રિલ ૧૮૯૬

આવે છે એ ખરૂ છે કે રાષ્ટ્રીય સભા મળવા માડયા પછી એ સભાની પદ્ધતિનો અંગીકાર કરી સમાજસુધારસમાજ તેની સાથે મેળવવામા આવે છે અને તે એટલા માટે કે એ પદ્ધતિમા કાઇક કાર્યસાધકતા છે એ તો સુવિદિત છે કે સંસારસુધારાની યોજના રાષ્ટ્રીય ઉન્નતિની યોજના થયા પૂર્વે ઘણા વખત પ્હેલા ઉત્પન્ન થયેલી છે અને રાષ્ટ્રીય સભા મળવા માડી અથવા તેના ઉદ્દેશની કલ્પના થઇ તે પ્હેલાની સંસારસુધારસભાઓ દેશમા સ્થપાયેલી છે તેથી રાષ્ટ્રીય ઉન્નતિની અપેક્ષાએ સંસારસુધારાનુ મહત્ત્વ છે અથવા રાષ્ટ્રીય ઉન્નતિને ઉપકારકતા થાય એ જ સમાજસુધારાની અગત્યનુ પ્રતિપાદક છે એમ કહેવુ એ કેવળ ખોટુ જ છે, અને નિ પક્ષપાત વૃત્તિની દરકાર રાખનાર કોઇ પણ માણસ એવી કોટિને ઘડીભર પણ સમર્થન નહિ આપે હેતુ સફળ કરવા માટે દેશના જુદા જુદા ભાગોમાથી શિષ્ટ મડળોના પ્રતિનિધિભૂત સુજ્ઞ પુરુષોએ એકઠા મળી પોતાના વિચાર હળીમળીને અને દલીલ સહિત જાહેર કરવા, યોજનાઓ સબધે પસદગી નાપસદગી બતાવવી યોગ્યાયોગ્ય સસ્થાઓના સ્વીકાર કે ત્યાગ માટે આગ્રહ દર્શાવવો, એ પદ્ધતિ રાષ્ટ્રીય ઉન્નતિના સબધમા સભા મેળવવામા ગ્રહણ કરવામા આવી છે તે પરથી સમાજસુધારાસમાજ મેળવવામા પણ ગ્રહણ કરવામા આવી છે તેના જ અર્થમા એ સમાજનુ 'ગૌરવ રાષ્ટ્રીય સભાને આધારે દર્શાવવામા આવે છે ગૌરવ તે પદ્ધતિનુ છે પ્રયત્નપ્રકારનુ છે સંસારસુધારા કરવા માટે સમાજસુધારાસમાજ મેળવવી વ્યર્થ છે એમ જેઓ કહે છે તેમના સમાધાન માટે રાષ્ટ્રીય સભાનુ ઉદા હરણ આપવામા આવે છે અને તેમને કહેવામા આવે છે કે રાષ્ટ્રીય સભાની કાર્યપદ્ધતિમા સફળતા રહી છે એમ કહેનારથી સમાજ સુધારકસમાજની પદ્ધતિ નિષ્ફળ છે એમ કહેવાય જ નહિ તેમની એવી દલીલ સ્વપક્ષઘાતક જ કદાચ એમ કહેવામા આવશે કે રાષ્ટ્રીય ઉન્નતિ માટે તો રાજ્યકર્તાને માગણીઓ જાહેર કરવાની જરૂર છે,

માટે એ પ્રકારે સાર્વજનિક સભા મળે છે, પરંતુ સંસારસુધારા માટે એવી જરૂર નથી તો શા માટે તે મળવી જોઇએ? આવી શંકામાં રાષ્ટ્રીય અને સાંસારિક બન્ને ઉન્નતિના સ્વરૂપનું અજ્ઞાન ગર્ભિત જણાય છે. પ્રથમ તો રાષ્ટ્રીય ઉન્નતિનો ઉદ્દેશ રાજ્યકર્ત્તાના મનમાં ઠસાવવાની જરૂર છે, અને એ બન્ને કાર્ય રાષ્ટ્રીય સભાએ કરવાના છે. પ્રજાને પોતાની સ્થિતિનું અને ભવિષ્યનું જ્ઞાન પૂરેપૂરૂં થઇ ચૂક્યું નથી પણ હજી ઘણું કરાવવાનું એ નિર્વિવાદ છે. એ બાબતમાં દેશહિતેચ્છુ અગ્રેસરો કેવા વિચારો પસંદ કરે છે, કેવી આશાઓ અને યોજનાઓ યોગ્ય ગણે છે, કેવી કાર્યપદ્ધતિ સ્વીકાર્ય માને છે તે જાહેર મતથી–શિષ્ટ મંડલના અભિપ્રાયથી નક્કી કરી પ્રસિદ્ધ કરવાની જરૂર છે, કે પોતાના હિતસંબંધે કોનું કહ્યું માનવું તે પ્રજા સમજી શકે. વળી, પ્રજાને ઉન્નતિના વિચાર બાંધતાં શાખવવું અને એ વિષયમાં કેને કેળવવી એ પણ શિષ્ટ જનોનું કામ છે. પ્રજા સંબંધે આ મ્હોટું કર્તવ્ય રાજ્યકર્ત્તા સંબંધેના કર્તવ્ય કરતા ઓછી મહત્તાનુ નથી અને રાષ્ટ્રીય સભા તે પણ કરે છે. સાંસારિક ઉન્નતિના વિષયમાં પણ એ મ્હોટું કર્તવ્ય કરવાનું છે અને એ જ પદ્ધતિ પ્રમાણે સંસારસુધારાસમાજ તે કરે છે. વળી, રાષ્ટ્રીય સભા તરફથી જેમ રાજ્યકર્તાને માગણી થવી જરૂરની છે તેમ સંસારસુધારાસમાજ તરફથી પ્રજાને માગણી થવી જરૂરની છે. 'સુધરો અને સુધારો' એજ માગણી બન્ને કરે છે. વળી પ્રકટ થતી વિવિધ માગણીઓમાંથી કઇ જાતની અને કેવે પ્રકારે આપવા જેવી છે. અનેક વિચારોમાથી કયા પ્રતિનિધિભૂત અને વજન મૂકવા જેવા છે, એ જેમ રાષ્ટ્રીય સભા દેશમાના સુજ્ઞ જનોને મેળવી રાજ્યકર્તાને જાહેર કરે છે તેમ સસારસુધારાસમાજ પ્રજાને જાહેર કરે છે. માટે, સંસારસુધારાસમાજ મળવાની અગત્ય તો ઘણી છે. અલબત્ત, રાષ્ટ્રીય સભાથી બધી રાષ્ટ્રીય ઉન્નતિ સાધિત થઇ જવાની નથી અને સંસારસુધારાસમાજથી બધી સાંસારિક ઉન્નતિ સાધિત થઇ જવાની નથી અને એ ઉપરાંત બીજા પ્રયત્નની જરૂર છે એ તો સ્પષ્ટ છે.

ઉપર કહ્યુ તેમ સસારસુધારાની જરૂર છે એ જ સમાર સુધારાનુ કારણ છે. પરતુ જ્યારે રાષ્ટ્રીય ઉન્નતિ લક્ષ્ય કરતા પણ સસારસુધારાની આવશ્યકતા જણાઇ આવે છે દેશની અને પ્રજાની ઉન્નતિ સર્વ દિશામા એક સાથે જ પૂરેપૂરી થઇ શકે 'સસારસુધારો અને રાષ્ટ્રીય ઉન્નતિ એ એને સબધ' છે એમ સુદર્શનકાર પોતે જ કબુલ કરે છે, 'એ બે સસ્થાને અતિ નિકટ સબધ છે, સમવાય સબધ છે' એમ કહે છે, એટલે આ વિશે વધારે કહેવાની અહીં જરૂર નથી પરતુ તેઓ કહે છે કે 'તેમા સ્થિતિ રીતિને લેઇ કેટલોક વિશેષ રહે છે' 'જે દેશમા રાજા અને પ્રજા નાતજાત વર્ણ વિચાર ધર્મ આદિ સર્વ પ્રકારથી એક હોય ત્યા એવો સબધ બને છે આમ ભેદ કરવાનુ કાઈ કારણ સુદર્શનકારે જણાવ્યુ નથી, તેમ, સમારસુધારાનો અને રાષ્ટ્રીય ઉન્નતિનો એવો સમવાયસબધ છે ઈગ્લાડમા તે સુધારો અને તે ઉન્નતિ એવે સમવાયસબધે છે તો આ દેશમા સસારસુધારા વિના ઈગ્લાડ પેઠે રાષ્ટ્રીય ઉન્નતિ શી રીતે પ્રાપ્ત થઇ શકશે, એ સમવાયસબધ શી રીતે તોડી શકાશે એ પણ તેમણે દર્શાવ્યુ નથી ખરુ જોતા તો રાજા અને પ્રજા વચ્ચે 'નાત જાત વર્ણ વિચાર ધર્મ આદિનુ ઐક્ય હોય તો જ સસારસુધારાને અને રાષ્ટ્રીય ઉન્નતિને નિકટ સબધ હોય એમ નથી કારણકે, રાષ્ટ્રીય ઉન્નતિ તે એ છે કે રાષ્ટ્રની પ્રજા સ્વતત્રતાની ભાવના સપાદન કરી રાજ્યના તત્રમા શામિલ થઇ રાષ્ટ્રને સુખી તથા ઉન્નત કરવામા પોતે સમુદાયરૂપે યત્નશીલ થાય અને પ્રજાને આમ જાતે સ્વતત્રતામા વ્યવહાર કરવાનો તેથી તેનુ સમસ્ત જીવન સ્વતત્રતાની ભાવનાથી પૂર્ણ હોવુ જોઇએ તેની બધી સસ્થાઓ સ્વતત્રતાની ભાવનાનુસાર હોવી જોઇએ, તેનો ગૃહસસાર પણ સ્વતત્રતાને અનુકૂલ રીતે સુધરેલો હોવો જોઇએ રાજાનો ધર્મ અને વર્ણવિચાર પ્રજાથી ભિન્ન છે કે અભિન્ન છે એ વાતનો એમા કઈ સબધ નથી, કેમકે તે અભિન્ન હોય ત્યા પણ સ્વતત્રતા હોઈ શકે છે અને ભિન્ન હોય

ત્યા પણ સ્વતત્રતા હોઇ શકે છે હિંદુસ્તાનમા રાજા પ્રજા વચ્ચે ભિન્નતા છે તો પણ એવી સ્વતત્રતાનો અવકાશ નથી એમ નથી અને એ ભિન્નતા છતા સ્વતત્રતા હોવી જોઇએ એમ રાષ્ટ્રીય સભા પ્રતિપાદન કરે છે હિંદુસ્તાનમા સ્વતત્રતાને અનુકૂલ થાય એવી રીતે સમાજ સુધરેલો નથી તેના ઉદાહરણમા માત્ર જ્ઞાતિબંધનનો નિર્દેશ કરીશુ તો બસ થશે પ્રજાના માનનીય અગ્રેસર દાદાભાઈ નવરોજજી પેઠે કોઈ ઉંચી નાતનો હિંદુ ગૃહસ્થ ઇંગ્લાડની પાર્લામેન્ટમા દાખલ થાય એટલે પ્રથમ તો તેનો તેની નાતમાથી બહિષ્કાર થાય આ શુ સ્વતત્રતાની ભાવનાને અનુકૂલ થાય ? સ્વતત્રતાના પ્રયાસને એથી શુ ઉત્તેજન મળે ? નાતે પોતાનો ન ગણી દૂર કરેલો પુરુષ ઇંગ્લાડમા શુ હિંદુસ્તાનની આખી પ્રજાનો પ્રતિનિધિ ગણાય ? દેશકલ્યાણ માટે રાજકીય વિષયોમા પ્રયત્ન કરવા યુરોપ અમેરિકા જવુ, દેશના હુન્નરોની વૃદ્ધિ કરવા સારુ કલા શીખવા ત્યા પ્રવાસ કરવો, કે સ્વકલ્યાણ માટે જ્ઞાન સપાદન કરવા અથવા વ્યાપારાર્થે સમુદ્રગમન કરવુ એ સર્વની છુટ હોવી એ સ્વતત્રતા માટે આવશ્યક છે અને જ્ઞાતિની વ્યવસ્થા શુ એને અનુકૂલ થઈ સ્વતત્રતાને પુષ્ટિ આપે છે ? જ્ઞાતિબધન કોઇ દિવસ એને અનુકૂલ થનાર છે ? યુરોપમા અને અમેરિકામા સ્વતત્રતાનો પ્રયાસ કરનારા પુરુષો જે કલમો વગેરે વિવિધ નિમિત્તે સમાગમો અને મેળાપો કરી શકે છે તે જ્ઞાતિભેદ હોય ત્યા થઇ શકે ? કોન્ગ્રેસના મેળાવડા સમયે વ્યવસ્થા કરતા જ્ઞાતિભેદ અનુકૂલ લાગે છે ? ત્યા જ્ઞાતિભેદ સર્વથા માન્ય થાય છે ? જ્ઞાતિબધનનું એક બીજું પરિણામ વિચારીએ આ દેશના ઉંચી કોમના લોકોને લશ્કરમા અમલદારોની જગાઓએ દાખલ કરવાની માગણી કરવામા આવે છે, અને સ્વતત્રતાની ભાવના પુષ્ટ થતા પ્રજામા લશ્કરી કેળવણીવાળા અને લશ્કરી ધવણુવાળા ઉંચા વર્ગના મનુષ્યો હોવા જોઇએ એ ખરું છે, કેમકે લશ્કરી ઉત્સાહથી દૂર થયેલી પ્રજામા સ્વતત્રતાની લાગણી જોઇએ તેટલી પ્રબળ થઈ

શકતી નથી. પરંતુ જ્ઞાતિબંધનની વ્યવસ્થા આ લશ્કરી ધંધાને અનુકૂલ થશે ? બ્રાહ્મણોની જ્ઞાતિઓ લશ્કરી નોકરી માટે બ્રાહ્મણોને યુરોપ, આફ્રિકા અને ચીન જાપાન તરફ સમુદ્રગમન કરવા દેશે ? દરેક બ્રાહ્મણ અમલદારને પોતપોતાની નાતના રસોઈઆ એ સર્વ ઠેકાણે લઈ જવાને મળશે અને લઇ જવા પરવડશે ? બ્રાહ્મણ અમલદારો 'મેમ'ના નિયમો શી રીતે પાળી શકશે ? મેનાએ સ્થલમાર્ગે જ ગમન કરવું એ નિયમ હવેની દુનિયામા પાળી શકાય એવો છે ? ક્ષત્રિયોએ જ શસ્ત્ર ધારણ કરવા એ વ્યવસ્થા હવે ચાલી શકે એવી છે ? એ વ્યવસ્થાથી હિંદુસ્તાનમા પૂર્વ કાળમા યુદ્ધ કરી શકનાર વર્ગ ઘણો ઓછો થઇ જતા પ્રજા અસમર્થ થઇ પડી નહોતી ? ધંધા સંબંધી વિભાગની જ્ઞાતિભેદની પૂર્વની વ્યવસ્થા હાલની રાષ્ટ્રસ્થિતિમાં કાયમ રહી છે ? કે તે પાછી સ્થાપિત કરવાની હવે શક્યતા છે ? જ્ઞાતિભેદ સ્વતંત્રતાના દરેક કર્તવ્યમા વચ્ચે આવીને ઉભો રહેતો નથી ? અને તો એ સુદર્શનકાર કહે છે કે 'સ્વાર્પણમય કર્તવ્ય તે જ્ઞાતિભેદ તોડવાથી...થનાર છે ?'

રાષ્ટ્રીય ઉન્નતિનો સંસારસુધારા સાથેનો સંબંધ દર્શાવવા આ પ્રમાણે કહેવુ પડયુ. બાકી સંસાર સુધારો તો સંસારને સારો કરવા, સુખી કરવા, ઉન્નત કરવા જાતે જ ઇષ્ટ છે. રાષ્ટ્રીય ઉન્નતિના પ્રયત્ન શરૂ થયા પ્હેલા સંસારસુધારાનો આરંભ થયેલો છે, રાષ્ટ્રીય ઉન્નતિથી જુદા તેના મુખ્ય કારણ સ્પષ્ટ રીતે કહેવામા આવ્યા છે તથા આવે છે, અને તે રાષ્ટ્રીય ઉન્નતિ માટે જ છે એમ કદિ કહેવામા આવતું નથી. છતાં 'રાષ્ટ્રીય સભાના પ્રયત્નને સુધારાની ભાવના ઉપકારક અથવા આવશ્યક છે એટલા સંકુચિત પ્રદેશનો હવે સુધારે આશ્રય કર્યો છે' એ સુદર્શનકારે ક્યાથી ઉપજાવ્યુ છે તે સમજાતુ નથી. સુધારક વર્ગ તરફથી એમ કદિ કહેવામા આવ્યુ જ નથી.

ઉપર જે કહ્યું તે પરથી જણાય છે કે રાષ્ટ્રીય સભાને અને સંસારસુધારાસમાજને નિકટ સંબંધ છે અને સંસારસુધારાનું મહત્ત્વ

ધ્યાનમા ન લેનારના દ્વેષ અને દુરાગ્રહ સિવાય એ બેને જુદા પડવાનુ કશુ કારણ નથી બીજી નેશનલ કોંગ્રેસ કલકત્તામા મળી ત્યારે સસારસુધારાના વિષયને મહાસભાની ચર્ચામા દાખલ કરવાની દરખાસ્ત કરવામા આવી હતી પણ સુધારાના વિરોધીઓ સામા થતા કલહ થાય માટે પ્રમુખ મી દાદાભાઈએ પોતે સુધારા વિરુદ્ધ હોવા ન છતા એ દરખાસ્તને મજુરી ન આપી ત્યારથી સસારસુધારાસમાજનુ કાર્ય કોન્ગ્રેસ મળ્યા પછી એ જ મડપમા થતુ આવતુ હતુ પરતુ જે સુધારકો રાષ્ટ્રીય સભામા શામિલ થઈ શકે છે તેમણે રાષ્ટ્રીય સભા તરફના પોતાના કર્તવ્યમા કદિ શિથિલતા કરી નથી વળી, જે અગ્રેસરો દેશના શિષ્ટ મડળના પ્રતિનિધિ છે તેમાના મ્હોટા ભાગનો ઉત્સાહ બન્ને દિશામા સમાન છે, એ સ્પષ્ટ છે આવી સ્થિતિમા કોન્ગ્રેસનો મડપ કોન્ફરન્સને વાપરવા દેવો એ તો બીજુ કઇ નહિ તો સાધારણ સગવડ અને સભ્યતાનુ કર્તવ્ય હતુ, અને તે પણ ન સમજનારા સ્વતત્રતાની ઉદાર ભાવના કેટલી ઉંચી જાણતી હશે એ સહેજ વિચાર કરી લેવા જેવુ છે આવી વ્યવસ્થા ચાલતી હતી તેમા પણ સસારસુધારાના વિરોધીઓએ પુણામા નવો કલહ ઉઠાવ્યો અને શાન્તિનો ભગ કર્યો એ પ્રસગે પણ કોન્ફરન્સને કોન્ગ્રેસનો મડપ આપવો એવી પુણાની રીસેપશન કમિટિના અને દેશમાની સ્ટેન્ડિંગ કોંગ્રેસ કમિટિઓના મ્હોટા ભાગનો મત હતો, તે છતા સુધારકોએ કલહ અને દ્વેષથી પ્રજાના લાભમા ક્ષતિ ન થવા દેવાના હેતુથી પોતાનો હક હતો તે છોડ્યો અને સમાજસુધારાસમાજ માટે જુદો મડપ કર્યો અને સાત્વના કરી સુધારકો તો આપણે કર્તવ્ય નિષ્ટ થયા અને સ્વતત્રતાની અને ઉદારતાની જે પરમ ભાવનાઓ પ્રજામા સર્વત્ર સ્થાપિત કરવા તેઓ પ્રયત્ન કરે છે તેનું જ તેમણે ઉદાહરણ આપ્યુ, પરતુ આવા અયોગ્ય અને અનુદાર વિરોધથી સસારસુધારાસમાજનો મડપ જુદો થયો તે છતા સુદર્શનકાર કહે છે કે 'એ વાતને અમે ઘણા પ્રેમપૂર્વક અનુમોદન આપીએ છીએ,

અને એમ થયું છે તેથી સંતુષ્ટ છીએ,' તેથી ખરેખર આશ્ચર્ય થાય છે. પ્રજાની ઉદારતાના નાશમાં તો અનુમોદન અને સંતોષનું કારણ નથી જ.

સંસારસુધારો થવો આવશ્યક છે કે કેમ એ ચર્ચાની આ સંબંધે બહુ પ્રસ્તુતતા નથી. પરંતુ સુદર્શનકારે એ વિષય પણ દાખલ કર્યો છે તેથી તે સંબંધે કંઇક કહેવાની જરૂર છે. સુદર્શનકાર પોતે જ કહે છે કે 'આપણા સંસારમાં સુધારાનો ઘણો અવકાશ છે;' પરંતુ તેઓ કહે છે કે 'આપણો સંસાર એટલોજ સુધારો માગે છે કે જે જે ભાવનાઓ અત્યારે પથ, સંપ્રદાય, ધર્મ, નાત, જાત, કર્મ, ક્રિયા ઇત્યાદિમાં રહેલી છે તેમને તેમના પૂર્વના શુદ્ધ સ્વરૂપ ઉપર લાવવી.' જ્ઞાતિભેદ સબંધે તો અમે ઉપર બતાવ્યુ છે કે હિંદુઓને હિંદુસ્તાન કરતા બહુ વધારે વિસ્તારવાળી દુનિયામા હવે રહેવાનું છે અને રહેલા કરતા બહુ વધારે જ્ઞાન તથા શક્તિ પામેલી પ્રજાઓ સાથે વ્યવહાર કરવાનો છે તેથી જ્ઞાતિની વ્યવસ્થામા પૂર્વની વ્યવસ્થા પર હવે પાછા જઇ શકાય તેમ નથી. બીજી સર્વ વ્યવસ્થાઓ સંબધે પણ એ જ નિર્ણય કરવો ઉચિત છે કે સારભૂત અને યોગ્ય હોય તેનો સ્વીકાર કરવો આ દેશમા બધુ પ્રથમ 'ઉત્તમોત્તમ' અને 'શુદ્ધ' સ્વરૂપનુ જ થઇ ગયુ છે એમ કહેવું એ ન્યાયપુરસ્સર નથી. દુનિયાનો ઉત્કર્ષ દિનપ્રતિદિન વધતો જ જાય છે. ને હજારો વર્ષ પર એક સ્થાને આવીને અટકયો હતો માટે ત્યા હવે પાછા જવું જોઇએ એમ માનવું કેવળ અયથાર્થ છે. અલબત્ત, કાલક્રમમા મનુષ્ય જાતિએ ઘણુ જ્ઞાન સંપાદન કર્યું છે, અને ભવિષ્ય બાધવામા ભૂતકાળનો અનુભવ બહુ કામ લાગે તેમ છે. માટે ભૂતકાળમા મેળવેલુ બધુ કહાડી નાખવુ જોઇએ એમ આશય નથી. સાગસાર પરીક્ષા કરવી એ જ આશય છે. ભૂતકાળમા ઉત્કર્ષ થતો આવ્યો છે, એક પછી એક બદલાતુ અને સુધરતુ આવ્યુ છે, તેથી ભૂતકાળનું બધુ એમને એમ તો લઈ શકાય એમ છે જ નહિ.

સંસારમા સુધારો કરવો એનો અર્થ એવો નથી જ કે આ દેશની બધી વ્યવસ્થા કહાડી નાખીને પરદેશની બધી વ્યવસ્થા દાખલ કરાવવી. સ્વતન્ત્રતા, ઉદારતા, તથા ઉન્નતિ માટે એવું કંઇ જરૂરનું નથી. ભાવનાઓને અનુકૂળ વ્યવસ્થા થાય તેટલું જ જરૂરનું છે, માત્ર તેમ થવામા આ દેશનુ અને આ પરદેશનું એવો સંકુચિત બુદ્ધિનો વિચાર કરવો એ ઘટિત નથી. જે યોગ્ય હોય તે સ્થાપિત થવું જોઇએ. પરદેશનું દાખલ કરવામા હાનિ હોય તો રાષ્ટ્રીય ઉન્નતિ શી રીતે ઇષ્ટ ગણાય? રાષ્ટ્રીય સભા જે માગણીઓ કરે છે તે આ દેશની નહિ પણ યુરોપની ભાવનાઓને અનુસરે છે. છતા તેથી દેશનુ અને પ્રજાનુ 'સ્વાતન્ત્ય' જશે એમ કદિ ધારવામા આવે છે? એવી રાષ્ટ્રીય ભાવના યથાર્થ છે એટલા જ માટે તે શું સ્વીકારવામા આવતી નથી? આ દેશમા એવી ભાવના પ્રથમ ન હોતી છતા, 'દેશને પોતાના ભૂતકાળનો તિરસ્કાર ઉપજવાથી તે દેશ નીચ અને નિર્માલ્ય થયો છે, અને નવી વાત સ્વીકારી ન શકવાથી અધમતા અને ગુલામગીરીમા ઉતર્યો છે' એવુ નવી વાત સ્વીકારવાનું ફલ પૂર્વે થયેલું સુદર્શનકાર કહે છે તેમ થવાની કોઇ ધાસ્તી રાખે છે? અને નવી વાત સ્વીકારવાનું સદૈવ એવુ આવશ્યક પરિણામ સુદર્શનકાર ઇતિહાસમાના કયા અનુભવથી સિદ્ધ કરે છે? યુરોપ શું ક્રિશ્ચિઆનિટિના સ્વીકારવાથી નીચ અને નિર્માલ્ય થયો છે, અને અધમતા અને ગુલામગિરિમા ઉતર્યો છે? ઇસ્લામનું આરબોમા તથા તુર્કોમા અને બૌદ્ધ ધર્મનું ચીન જાપાનમા શું એવું પરિણામ થયુ છે? ગુલામગીરી વતી ત્યા સર્વ મનુષ્યોને સરખા કર્યાથી શું એવુ પરિણામ થયુ છે? એ નવી વાતો દાખલ કરવામાં શું તે દેશના પ્રથમના 'ઇતિહાસની અવગણના' કરવામા આવી નથી?

પરંતુ, સંસારસુધારામા આ દેશના પૂર્વના ઇતિહાસથી કેવળ વિરુદ્ધ માર્ગે દેશને લઇ જવાનો પ્રયત્ન કરવામા આવતો જ નથી. કેટલીક વાતો પૂર્વની ફરી સ્થાપવાની, કેટલીક પૂર્વની ફેરફાર કરીને

સ્થાપવાની, અને કેટલીક હાલની સ્થિતિને અનુસરીને નવી સ્થાપ વાની વ્યવસ્થા સંસારસુધારામાં છે, તેથી દેશના ભૂતકાળના રીતિ દામ સાથે જેટલું સાતત્ય જાળવવું જરૂરનું છે તેટલું તો જળવાય જ છે સાતત્ય વિરુદ્ધ પણ કેટલુંક કરવું પડે છે અને થઈ શકે છે એ તો ઉપર કહ્યું છે સુદર્શનકાર કહે છે કે દેશ પ્રતિ કર્તવ્ય કરના સારૂ 'આપણું' એવું કંઇ રાખવું જોઇએ ભલે, પણ, તે 'આપણું' તે નવું–કે જુનું જે આપણે પ્રિય અને હિત ગણી સ્વીકાર્યું તે જ, હોઇ શકે છે ઇંગ્લાંડમાં 'મેગ્નાચાર્ટ' ઉત્પન્ન કરી તે માટે 'આપણું' કહી ઘડયા છે, મુસલમાનો નવા ઈસલામ પ્રતિ 'આપણું' એવી બુદ્ધિ રાખી મથ્યા છે, આ દેશમાં નવી રાષ્ટ્રીય ભાવના માટે 'આપણું' એવો આગ્રહ થયો છે માટે 'સુધારાની ધુન થી એ અભિમાનમાં હાનિ થવાની નથી સુધારાની ભાવનાથી આપણામાં જે અયોગ્ય હોય તે વિશે ખેદ દર્શાવી યોગ્યની ઇચ્છા કરીએ તે 'આપણા સર્વને ગાળો દેતા અને સર્વનો તિરસ્કાર કરતા' ન કહેવાઇએ? એમ હોય તો હાલ જે ખોટું છે એમ સુદર્શનકાર પણ કબુલ કરે છે તેને પણ નહિ વખોડાય કેમકે તે આપણું, આપણા માબાપનું અને આપણા દેશનું છે 'આપણો' દેશ છે માટે તેને સુખી અને ઉન્નત કરવો એમાં 'આપણું' રાખવાપણું છે આપણો દેશ છે માટે તેમાનું નઠારૂ પણ પકડી રાખવું નહિ

સુદર્શનકારે એ ત્રણ ઠેકાણે કહાડેલા અમર્યાદ ઉભરા સામે અસમતિના શબ્દ ઉચ્ચારવાની જરૂર લાગે છે દલીલો આપી વાદ કરવામાં સુધારાને ઢોંગ કહેવાની જરૂર નહોતી જ દરેક મનુષ્યે જે મત પોતાને સહુથી ખરો લાગે તેનું જ અવલંબન કરવું જોઇએ, નહિ તો તેનું અવલંબન કૃત્રિમ અને નિરર્થક થાય તેથી સુધારકો સુધારાની ભાવનાને પરમભાવના ગણે એમાં ઢોંગનો અંશ લેશ માત્ર નથી

પ્રાર્થના કે પ્રાર્થનાસમાજને આ ચર્ચામાં લાવવાની જરા પણ

જરૂર નહોતી, તોપણ જે આક્ષેપ થયો તે ખરો એવી ઇચ્છાથી સુદર્શનકાર એક વાક્ય મુકે છે કે 'સ્વાર્પણમય કર્તવ્ય તથા શુદ્ધ અને બલિષ્ઠ લોકમત તે જ્ઞાતિભેદ તોડવાથી, પુનર્લગ્ન કરવાથી, કે પ્રાર્થના ગાવાથી થનાર છે?' જ્ઞાતિભેદ દૂર કરવો અને પુનર્લગ્ન બળાત્કારે બંધ ન થવા દેવા એ સંસારસુધારાના વિષય અને ઉપર કહ્યું તેમ સ્વતંત્રતા, ઉદારતા, ન્યાય, નીતિ વગેરેની ભાવનાઓને સફળ કરી સંસારને ઉન્નત કરવો એ આવા સુધારાનો હેતુ છે 'પ્રાર્થના ગાવી' એ ધર્મનો વિષય છે અને જ્યારે તે અહીં દાખલ કર્યો છે ત્યારે કહીશું કે મનુષ્ય માટે કર્તવ્ય સ્થાપનાર, મનુષ્યને કર્તવ્યબુદ્ધિ આપનાર, અને મનુષ્ય પાસે કર્તવ્ય કર્યાનો જવાબ લેનાર જગન્નિયતાની પ્રાર્થના કરવી, તેને શરણ જઇ તેની પાસે કર્તવ્યબળની યાચના કરવી એ ક્ષુદ્ર કે નિસાર વાત નથી કર્તવ્યપરાયણ આત્માને એ મ્હોટું આશ્રયસ્થાન છે દુનિયાના ઇતિહાસમાં કર્તવ્ય ખાતર સ્વાર્પણ કરનારાના દાખલામાં જગન્નિયતા તરફનો એ ભક્તિભાવ જ મૂળ પ્રેરક જોવામાં આવે છે પોતાથી મ્હોટા પ્રભુની પ્રાર્થના કરવી એ વૃત્તિ સર્વ કાળમાં અને સર્વ દેશમાં મનુષ્યજાતિમાં સ્વાભાવિક જોવામાં આવી છે પુરાતન વેદના મંત્રો પણ એ જ સાક્ષી પુરે છે જગન્નાથ આગળ નમ્ર થવું એ સુદર્શનકારને વ્યર્થ જણાતું હોય, પરંતુ દુનિયાનો ઘણો મ્હોટો ભાગ જેને આવો ગંભીર વિષય ગણતા આવ્યો છે તે વિશે આવી લઘુતાથી બોલવું એ કેવળ અનુચિત જ છે

વળી સુદર્શનકાર કહે છે કે સુધારકોમાં 'પોતાના નિશ્ચયને અમલમાં આણવાની હિંમતની ખામી' છે અને તેઓ 'આખી કોમના લોક અમારી સાથે આવે ત્યાં સુધી અમે રાહ જોઇએ છીએ એવી દલીલ' આપે છે સુદર્શનકારના લક્ષમાં એ વાત આવી જણાતી નથી કે ડૉ ભાડાકર સરખા જે સુધારકો પુનર્લગ્નની છુટ વિશેના કે જ્ઞાતિભેદ વિરુદ્ધના નિશ્ચયોને અમલમાં આણવાની હિંમત

કરે છે તેમને સુધારાના વિરોધીઓ એમ જ કહે છે કે 'આખી કોમના લોક તમારી તમારી સાથે આવે ત્યા સુધી તમારે ગમ ખાવી જોઇએ વ્યક્તિઓએ આમ અગાડી જવુ ન જોઇએ' સંસાર-સુધારા વિરુદ્ધના પુણાના અને મુબાઇના એક બે વર્તમાનપત્રોના થોડા અંક આ પ્રતીતિ કરાવી શકશે

વળી એ ધોરણો એક બીજાની મર્યાદા પણ નિયમિત કરે છે, ન્યાયને કે શાન્તિને કે નીતિને પ્રતિકૂલ હોય એવી સ્વતંત્રતા આપી શકાતી નથી, સ્વતંત્રતાને પ્રતિકૂલ હોય એવી સુનિશ્ચિતતા મગરી શકાતી નથી અલબત્ત, રાષ્ટ્રીય ઉન્નતિ કહી શકાય તે આપનાર તેનો સ્વતંત્રતાની ભાવના છે, જ્યા બાકીના બીજા ધોરણો હોય ત્યા એ ભાવના વિના રાજ્ય વ્યવસ્થા અનેક રીતે સુખપ્રદ છતા રાષ્ટ્રીય ઉન્નતિવાળી હોઇ શકતી નથી, એ ખરૂં છે પણ તે પરથી સ્વતંત્રતાની ભાવનાથી જ રાજ્યવ્યવસ્થા બધાઈ રહે છે એમ કહી શકાય નહિ તે જ પ્રમાણે પ્રજાના સાસારિક જીવનમા પણ સ્વતંત્રતાની ભાવના ઉન્નતિ કરાવે છે, તથાપિ તે ભાવના સિવાય બીજા ઘણા ધોરણોની પ્રવૃત્તિ સાંસારિક જીવનમા છે લગ્ન, કુટુબ, મિલકત, વારસો, ઇત્યાદિ સર્વેનો કઇ સ્વતંત્રતાની ભાવનામા અન્તર્ભાવ થતો નથી, અને તે ન હોય તો એકલી સ્વતંત્રતાની ભાવનાથી સંસારવ્યવહાર બધાય નહિ આ રીતે સંસારમા અને રાજ્યવ્યવસ્થામા એવા ઘણા ધોરણો છે કે જે બે વ્યવસ્થામાથી માત્ર એકમા જ છે અને તેનુ પ્રતિરૂપ બીજામા નથી રાજ્યવ્યવસ્થામા લગ્નને મળતુ કઇ નથી, સંસારમા સંગ્રામ શક્તિને મળતું કઇ નથી તેથી, 'સંસારાદિ ભાવનાનુ આદર્શ રાજ્ય છે' એમ જે સુદર્શનકાર કહે છે તે સર્વ રીતે ખરૂ નથી સાંસારિક જીવનની અને રાજ્યવ્યવસ્થાની એક બીજાના ધોરણોપર અસર થાય એ ખરૂ છે પરતુ એકમા હોય તેટલુ જ બીજામા હોય એમ બનતુ નથી અને તે જ માટે 'સંસારાદિકમાની ભાવનાનું જે તત્ત્વ હોય તેજ રાજ્યભાવનાનુ પણ તત્ત્વ છે, અથવા રાજ્યભાવનાનુ જે તત્ત્વ

છે તેજ સંસારાદિ ભાવનનું તત્ત્વ છે' એ ખરું નથી, બન્નેમાં કેટલાક સામાન્ય તત્ત્વો છે તેમ કેટલાંક જુદાં જુદાં તત્ત્વો પણ છે. નીતિ, ન્યાય, સ્વતંત્રતા જેવાં જે બન્નેનાં સામાન્ય તત્ત્વો શુદ્ધતા, ઉદારતા, ઉન્નતિ કરાવનારાં છે તે રાજ્યવ્યવસ્થામાં અને સંસારમાં સરખી રીતે હોવા જોઇએ કેમકે બન્નેનું અધિષ્ઠાન એનું એ જ છે, જે પ્રજામાં એ તત્ત્વવાળો સંસાર હોવાનો તે જ પ્રજામાં એ તત્ત્વોવાળી રાજ્યવ્યવસ્થા હોવાની, અને એ અર્થમાં રાજ્યવ્યવસ્થા અને સંસારનો સમવાય સંબંધ છે. આ પ્રમાણે બન્નેમાં કેટલાંક ધોરણો —તત્ત્વો—સમાન હોવાથી બન્નેમાં તે તત્ત્વો સાથે હોવાની આવશ્યકતા છતાં જે સમાન નથી તે એકમાં જ આવી બીજામાં પ્રાદુર્ભૂત થતાં નથી. તેથી 'શુદ્ધ ધર્મ આદિમાં જે ભાવના તેનુંજ પ્રતિબિંબ રાજ્યભાવના' એમ કહેવું યથાર્થ નથી.

પરંતુ આ વિશે વધારે ચર્ચા કરવાની જરૂર નથી. સુદર્શનકાર જે કહે છે તેનાથી પણ એમ 'ઉપજી આવતું' નથી કે 'સંસાર અને રાજ્યને નિકટ સંબંધ છતાં જ્યાં રાજા પ્રજા નીતિ વર્ણ વિચારાદિથી ભિન્ન છે ત્યા તે સંબંધ રહેતો નથી.' આ દેશમાં 'રાજા અને પ્રજા તેમના બન્નેના મનમા સ્વાતંત્ર્યની ભાવના એકની એકજ' નથી એમ હોય તોપણ એ વાત પ્રસ્તુત સંબંધે ઉપયોગી નથી, કેમકે રાજાને પ્રજાના સંસાર જોડે જોડવાનો સવાલ નથી. સ્વાતંત્ર્યની ભાવનાને અનુસાર રાજ્યપદ્ધતિ પ્રજાને મળે એ રાષ્ટ્રીય ઉન્નતિ માટે માગણી છે, અને પ્રજા એ ભાવના ઝીલી શકે, પ્રજા એ ભાવનાને પુષ્ટ કરી શકે માટે તેનું સાંસારિક જીવન પણ એ ભાવનાનુસાર હોવું જોઇએ, કેમકે સ્વાતંત્ર્યની ભાવનાનો સંસારમાં પણ અવકાશ છે, સંસાર પણ સ્વાતંત્ર્યની ભાવનાવાળો કે સ્વાતંત્ર્યની ભાવના વિનાનો –ઉન્નત કે અવનત–એમ ભિન્ન હોય શકે છે–એટલું જ આ સંબંધે અમારું કહેવું છે. પ્રજાને સ્વાતંત્ર્યની ભાવના રાજ્યમાં તો પ્રાપ્ત થવી જોઇએ જ એમ સુદર્શનકાર કહે છે, તે છતાં તે વિસરી જઇશું તેઓ

આ દેશમા સંસારમાથી સ્વાતંત્ર્યની ભાવના બાતલ કરવાના હેતુથી રાજ્યમા પણ સ્વાતંત્ર્યની ભાવનાનો અવકાશ નથી એમ સિદ્ધ કરવા માગે છે ? આ દેશમાં 'રાજ્યકર્તા એ સ્વાતંત્ર્યનો અર્થ કંઈ કરતા હોય અને પ્રજા એ સ્વાતંત્ર્યનો અર્થ કંઇ કરતી હોય' એ વાતનો અહીં શો સબંધ છે ? સ્વાતંત્ર્યની ભાવનાનુસાર પ્રજા રાજ્યકર્તા જોડે રાજ્યમા શામિલ થવા માગે છે, રાજ્યકર્તાની કેટલેક અંશે પદવી માગે છે, તો પ્રજા સ્વતંત્રતાની ભાવના પ્રમાણે રાજ્યકર્તાનુ જે કર્તવ્ય કરવાની તે વિચારતા સ્વતંત્રતાની ભાવનાનું ઐક્ય જાળવવામા રાજા પ્રજાનો જે સંબંધ છે તે રાજ્ય કરનારી પ્રજા અને સંસારમા રહેનારી પ્રજા વચ્ચેનો જ થયો, પરદેશી રાજ્યકર્તા અને આ દેશની પ્રજા વચ્ચેનો નહિ. પ્રજા તે જ જાતે આટલે અંશે 'રાજ્યકર્તા'–'રાજા'–થશે. પ્રજા સ્વતંત્રતાની ભાવના પ્રમાણે રાજ્યનું કામ (રાજ્યકર્તા જોડે રહી) કરવા માગે છે માટે પ્રજાએ પોતાનો સંસાર સ્વતંત્રતાની ભાવનાને અનુકૂળ કરવો કે તેથી અમારા પ્રથમ લેખમા દર્શાવ્યુ હતુ તેમ જ્ઞાતિબંધાદિથી પ્રજાના રાજકીય કર્તવ્ય અને સંસાર વચ્ચે અશામ્ય વિરોધ થઇ પડે નહિ,–એ દલીલ છે, તેમા પરદેશી રાજ્યકર્તા પ્રજાથી ધર્માદિમા ભિન્ન છે એ વાત વચ્ચે આણવાથી શો ફેરફાર થાય છે ? હિંદુસ્તાનમા રાજા પ્રજા વચ્ચે એવી ભિન્નતા છે તે છતા સ્વતંત્રતાનો અવકાશ નથી એમ નથી એ નિર્વિવાદ છે, પ્રજાની વફાદારી સાથે પ્રજાની સ્વતંત્રતા પણ હોઇ શકે છે એ રાષ્ટ્રીય સભાનુ કહેવુ છે, અને રાજ્યકર્તાના ધર્મથી કે સંસાર વ્યવસ્થાથી પ્રજાને સ્વતંત્રતા મળવામા વાંધો નથી તો પછી પ્રજા પોતાની સ્વતંત્રતા સંસારમા અને પોતાને મળતી રાજ્ય સત્તામા સમાન કરી તેને બદ્ધમૂલ તથા દઢ કરે તેમા રાજ્યકર્તાના ધર્મથી કે સંસારથી શો વાંધો છે ? રાજ્યકર્તાની આ વિષયમા ભિન્નતા અહીં કેવળ અપ્રસ્તુત છે.

રાજ્યકર્તા જોડે પ્રજાને રાજ્યમા શામિલ થવાનું તેથી જે રાજ્યપદ્ધતિ બંધાય તેમા પ્રજાનો ભાગ આવે, પરંતુ પ્રજાના ધર્મ કે

ગૃહસંસારનું પ્રતિબિંબ રાજ્યકર્તા રાજ્યપદ્ધતિમા પડવા ન દે—એમ, કદિ કહેવામા આવશે પરતુ ઉપર અમે કહ્યું તેમ ધર્મના કે સસારના એવા જે વિશેષ અશો છે તેનુ પ્રતિબિંબ રાજ્યમા હોતુ નથી અને રાજ્યકર્તા સાથે રહી રાજ્યમા પ્રજાથી શામિલ થવાશે, અને તેમ જ હિંદુઓ, પારસીઓ તથા મુસલમાનો ગૃહ સંસાર અને ધર્મમાં ભિન્ન છતા એક, અસવાદ વિનાની, સુકર એવી રાજ્યપદ્ધતિ ઉપજાવી શકશે એમ સમસ્ત રાષ્ટ્રીય સભા એક અવાજે આજ દશ વર્ષથી ઘોષ કરતી આવી છે

પ્રસગોપાત કહીશુ કે 'પ્રજાસ્વાતત્ર્યનો ખરો અર્થ જોવો હોય તો અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસમા ' જ તે મળી શકે એમ નથી, ઈગ્લાડ સરખા દેશો કે જ્યા એથી જુદા પ્રકારની રાજ્યવ્યવસ્થા છે ત્યા પણ પૂર્ણ સ્વાતત્ર્ય છે ઇગ્લાડના લોકો ફ્રાન્સ કે યુનાઇટેડ સ્ટેટસના લોકોથી ઓછુ સ્વાતત્ર્ય ભોગવતા નથી, ઓછી રાષ્ટ્રીય ઉન્નતિએ પહોચ્યા નથી ઇતિહાસે પણ હજી એમ સિદ્ધ નથી કર્યુ કે સ્વતત્રતા માટે એટલી એ જ યોગ્ય રાજ્યપદ્ધતિ છે વળી આ દેશમા સ્વતત્રતાની ભાવના પ્રાપ્ત કરવાનુ નામ તો રાજ્યવિરુદ્ધ ગુનો ગણાય છે' એમ જે સુદર્શનકાર કહે છે તે સત્ય નથી રાજ્યકર્તાએ પોતેજ ઉદારતાથી પ્રજાને એ ભાવના પ્રાપ્ત કરાવી છે, અને રાજ્ય કરનારી પ્રજામા જે સર્વોપરિ ઉદાર વર્ગ છે તે 'પ્રજાને રાજ્ય વ્યવહારમા ભાગ' આપવાને નાખુશ નથી પ્રજાસ્વાતત્ર્યમા રાજ્યવિરુદ્ધતા લેશમાત્ર નથી એ મત રાષ્ટ્રીય ઉન્નતિના સર્વ અગ્રેસરોએ વારવાર પ્રતિપાદન કરેલો છે સુદર્શનકારની દલીલ પ્રમાણે તો આ દેશમા રાજ્યવ્યવસ્થામા સ્વતત્રતાની ભાવનાની 'વાર્તાજ વ્યર્થ છે,' તો પછી એમ કહ્યા પછી એ વાક્યનો અર્થ એવો તેઓ શી રીતે કરી શકે છે કે 'અર્થાત્ તેવે સ્થાને રાષ્ટ્રિય ઉન્નતિને પ્રજાના સાસારિક વિચારોની ઉન્નતિ સાથે સબધ નથી'? રાષ્ટ્રીય ઉન્નતિ જાતે જ શક્ય નથી એટલોજ તેમના વાક્યનો અર્થ છે અને અર્થ થઇ શકે છે

વળી સુદર્શનકારને યાદ દેવડાવીશું કે જે જે વિચારો, ભાવનાઓ, આર્યાવર્તના પ્રાચીન શાસ્ત્રાદિ તથા લોકવ્યવહાર જોતા ફલિત થાય છે તે અમને પરમ સત્યની સમીપ લાગે છે, તેમા જ આપણે ઉછરેલા છીએ, તેમનો ગધ હજી આપણા રક્તમા છે' એમ છે તો પછી 'જ્યા રાજા એવુ નામ જ નથી, સર્વે સમાન છે' એવો યુનાઇટેડ સ્ટેટસની રાજ્યપદ્ધતિ પરથી પ્રજાસ્વાતત્ર્યનો તેમણે કરેલો અર્થ સ્વીકારવા જતા આપણને 'પોતાના ભૂતકાળ પર તિરસ્કાર ઉપજવાનો' વાધો નહિ નડે ? 'સુધારાની ધુનમા' આપણે "આપણુ" રાખતા નથી એ દોષ નહિ લાગે ? એ રાજ્યપદ્ધતિ આપણા દેશમા ભૂતકાળમા કદિ હતી નહિ અને "આપણી" કદિ કહેવાઇ નથી

ઇગ્લાડની 'રાષ્ટ્રીય સસ્થા તથા સાસારિક સસ્થા'ના સબધ વિષે કહેતા સુદર્શનકાર લખે છે કે, 'જેને સામયિક નીતિ અથવા લોકમત કહીએ છીએ તે ઘણો શુદ્ધ હોય અને બળવાન હોય, અને કર્તવ્યની ભાવના સર્વથા પ્રધાન હોય, તો અગ્રેજો જે પ્રકારનુ રાજ્ય પોતાના દેશમા ચલાવે છે તે પ્રકારનો અત્ર નિર્વાહ થવામા કાઇ પણ ખામી આવે નહિ' આ વાક્યથી શુ વિશેષ અનુમાન ફલિત કરવા તેઓ ઇચ્છે છે તે સમજાતુ નથી 'અગ્રેજો' ના 'પ્રકારનુ રાજ્ય' આ દેશમા ચાલી શકે નહિ એમ કહેવાનો અને તેથી આ દેશની રાજ્યવ્યવસ્થામા સ્વતત્રતાની ભાવના દાખલ થઇ શકે નહિ એમ કહેવાનો તેમનો ઉદ્દેશ હોય તો તેમની દલીલ સ્વપક્ષઘાતક થશે એ અમે ઉપર બતાવ્યુ છે 'લોકમતથી રાજ્ય કરવાની જે પદ્ધતિ છે' પણ સસારમાથી ઉત્પન્ન થતા હોવાનુ કઈ તેમનુ તાત્પર્ય જણાય છે, પણ સ્વતત્ર સસારમાથી ઉત્પન્ન થતા 'શુદ્ધ અને બળવાન' લોકમતનો ટેકો રાજ્યવ્યવસ્થામાથી લઇ લેતા રાજ્યવ્યવસ્થા જ નિર્બળ થઇ પડશે, સસારમા રહેનાર લોકોને જ રાજ્યવ્યવસ્થા ચલાવવાની છે અને તેથી તેઓ જો સસારને સ્વતત્ર નહિ કરે અને એ રીતે શુદ્ધ અને બળવાન લોકમત ઉત્પન્ન નહિ કરી શકે તો રાજ્યને પણ

સ્વતંત્ર કરી શકશે નહિ—અને રાજ્યને પણ શુદ્ધ અને બળવાન લોકમતથી ચલાવી શકશે નહિ એ વાતની આમ સુદર્શનકારને વિસ્મૃતિ થાય છે. રાષ્ટ્રીય ઉન્નતિ માટે શુદ્ધ અને બલવાન લોકમતની જરૂર છે અને તે લોકમત સ્વતંત્ર સંસારમાંથી જ ઉત્પન્ન થાય છે એમ તેઓ જ ઈંગ્લાંડના ઉદાહરણથી દર્શાવી આપે છે.

રાજ્યમાં સ્વતંત્રતાની ભાવના દાખલ કરતાં છતાં આ દેશમાં સંસારમાં સ્વતંત્રતાની ભાવના દાખલ કરવાની જરૂર નથી એમ દર્શાવવાને આટલો બધો પ્રયાસ કર્યા પછી સુદર્શનકાર કહે છે કે 'જે જે વિચારો, ભાવનાઓ, આર્યાવર્તના પ્રાચીન શાસ્ત્રાદિ તથા લોકવ્યવહાર જોતાં ફલિત થાય છે તે અમને પરમ સત્યની સમીપ લાગે છે. . . . એ પ્રાચીન ભાવનાઓમાં જે વિકૃતિ થઈ છે તેને પ્રકૃતિ ઉપર લાવવી જોઈએ. . . . સ્વાતંત્ર્યની યથાયોગ્ય ભાવના એમાંથી જ પ્રાપ્ત થવાનો સંભવ છે.' આ વચન આર્યાવર્તના સંસાર ગ્રાહે છે, અને જો પ્રાચીન પ્રમાણે ખાનગ સંસારમાં સ્વાતંત્ર્યની ભાવના દાખલ કરવાની જરૂર છે તો, રાજ્ય અને સંસારનો સંબંધ વિચારના સંસારના સ્થાન ય વિરુદ્ધ આટલી બધી દલીલ કરવાની શી જરૂર હતી તે અગમ્ય થઈ પડે છે. સંસારમાં સ્વાતંત્ર્ય દાખલ કરવાનું જ છે તો પછી તે હાલ ઈંગ્લાંડના સમાજમાં છે એ દૃષ્ટાન્ત પરથી નહિ પણ પહેલાં આ દેશની વ્યવસ્થામાં હતું એ દૃષ્ટાન્ત પરથી દાખલ કરવું એવો નજીવો આગ્રહ શા માટે કરવો હતો અને સંસારમાં સ્વાતંત્ર્યની આવશ્યકતા જ નથી એમ પ્રથમ કહેવાને શો આધાર હતો? અમને તો લાગે છે સ્વદેશાભિમાનના ઉભરાકાએ સુદર્શનકારને તેમની પ્રથમની દલીલની વિસ્મૃતિ કરાવી છે, અને સ્વાતંત્ર્યની ભાવના એ ઉત્તમ વસ્તુ જ છે તો ઇંગ્લાંડનો સંસાર તે દર્શાવી શકે અને આ દેશનો કોઈ કાળનો સંસાર તે દર્શાવી ન શકે એ ધારણા સહન ન થઇ શકવાથી તેમનાથી અનિચ્છાપૂર્વક કબુલાત થઇ ગઇ છે.

સુદર્શનકાર કહે છે કે 'અર્વાચીન વિકૃતિને પ્રાચીન પ્રકૃતિ ઉપર લઇ જવામાં આયાસ થોડો છે' તે મતને વસ્તુસ્થિતિ તેમજ ઇતિહાસ કેવળ નિરાધાર કરે છે. 'પ્રકૃતિ' 'વિકૃતિ' એ પદોમાંથી સારા ખોટાનો અર્થ એકવાર કોરે મુકતાં અને 'મૂળ' અને 'તેમાંથી ફેરફાર' એટલો જ અર્થ લેતાં પ્રાચીન પ્રકૃતિપરથી અર્વાચીન થઇ છે એ વાતની ના પડાય તેમ નથી કેમકે કાલક્રમે જે ફેરફાર લાવે છે, જેમ કાલ જાય છે તેમ અનેક દશાઓ, અનુભવો, વિચારો, સાધનો બદલાતાં જાય છે, અનેક જુના અંશો ધ્વંસ પામતા જાય છે અને નવા અંશો પ્રાદુર્ભૂત થતા જાય છે. પણ જે કારણોથી વિકૃતિ થાય છે તે જ કારણોથી પ્રકૃતિ પર પાછા જવું અશક્ય થઇ પડે છે. કાળનું અન્તર કદી રદ કરી શકાતું નથી. ભૂતકાળ કદી પાછો આણી શકાતો નથી. ઇતિહાસમા કોઇ ઠેકાણે એવું જોવામા આવતું નથી કે કોઇ પ્રજા પ્રાચીન પ્રકૃતિ પર પાછી જઈ શકી, અને તેમ થવું ઇષ્ટ પણ નથી. કારણ કે 'પ્રકૃતિ' પરથી 'વિકૃતિ' થવામાં હમેશ અધઃપાત થાય છે એમ બનતુ નથી. અને સમસ્ત મનુષ્ય જાતિની 'વિકૃતિ' તે તો ઉન્નતિ જ હોય છે. કાલ જાય છે તેમ મનુષ્ય જાતિમા જ્ઞાન, અનુભવ. શોધ, સાધન એ સર્વ વધતા જ જાય છે અને તેથી ઉત્તમતા જ પ્રાપ્ત થતી જાય છે. જ્ઞાન, અનુભવ, શોધ, સાધન એ સર્વ વધતા જતા ઉત્તમતા પ્રાપ્ત ન થાય એમ તો કહેવાશે જ નહિ, કેમકે એમ કહેવાથી એ સર્વ મૂલ્ય વિનાના છે એમ ફલિત થશે અને તેથી પ્રાચીન કાલમા તેમનું મૂલ્ય હતું એમ બતાવવું પણ અશક્ય થઇ પડશે. અલબત્ત ભૂતકાળનો અનુભવ કામમા લેવાનો જ છે, પણ તે સારાસારનુ પૃથક્કરણ કરી અગાડી વધવા માટે, જડ સ્થિરતા માટે નહિ. અમે પ્રથમ કહ્યું હતુ તેમ 'કેટલીક વાતો પૂર્વની ફરી સ્થાપવાની, કેટલીક પૂર્વની ફેરફાર કરીને સ્થાપવાની અને કેટલીક હાલની સ્થિતિને અનુસરીને નવી સ્થાપવાની' જરૂર પડે છે, જે સત્ય પૂર્વકાળમા સમજાયા હોય

અને ઐતિહાસિક કારણોથી અમુક મંડળની દૃષ્ટિમાથી ઢંકાઇ ગયા હોય વા પાછા જાગ્રત કરી નવા વિરુદ્ધ થયેલા મતો સાથે મેળવી અને સમન્વઈ આવેલા જુના અસત્યોથી જુદા પાડી સત્યના માર્ગમા વધારે ઉત્કર્ષ કરવો એ જ ઇષ્ટ છે. તે માટે જે પ્રજાનો અધઃપાત થયો હોય તે પણ ઉન્નતિમા આવતા પોતાની પ્રથમ પ્રકૃતિમા જઈ શકતી નથી, પણ વિશેષ સ્થિતિ પ્રાપ્ત કરી શકે છે, પોતાની અને આસપાસની પ્રજાઓની બદલાયલી સ્થિતિ નાબુદ કરી શકાતી નથી ભૂતકાળમા તે નહોતી તેટલે અંશે વર્તમાન ભૂતથી જુદો પડવાનો જ. વળી મનુષ્ય જાતિની સહુથી પ્રાચીન પ્રકૃતિ વસ્ત્રહીન જંગલી દશાની હતી એ ચોકખી વાત ધ્યાનમા રાખવાની છે

માર્ગના અંકમા સુદર્શનકારે કહ્યુ હતુ કે, 'કોઈ પણ દેશમા તે દેશના ઇતિહાસની અવગણના કરીને સ્થાપેલો રીવાજ કે સુધારો ટકયો નથી, પણ હાનિકારક થયો છે હાનિ એવી કે તે દેશને પોતાના ભૂતકાળનો તિરસ્કાર ઉપજવાથી તે દેશ નીચ અને નિર્માલ્ય થયો છે, અને વળી વાત બળાત્કાર સ્વીકારી ન શકવાથી અધમતા અને ગુલામગિરીમા ઉતર્યો છે ' આ મતની ચર્ચા કરતા અમે દર્શાવ્યુ હતુ કે આવો નિયમ નથી અને દેશના ભૂતકાળમા જેને માટે કશો આધાર ન હોય એવી નવી વાતો ઇતિહાસની અવગણના કરી દાખલ કરવાથી અવનતિને બદલે ઉન્નતિ થઇ છે એવા ઇતિહાસમા ઘણા દાખલા છે. ક્રિશ્ચિઆનિટિ, ઇસ્લામ, બૌદ્ધ ધર્મ, ગુલામગીરીને બદલે સર્વનુ સરખાપણું આ બધી વાતો દાખલ થવાના ઉદાહરણ અમે આપ્યા હતા અને પુછ્યુ હતુ કે એથી દેશો નીચ અને નિર્માલ્ય થયા છે કે અધમતા અને ગુલામગીરીમા ઉતર્યા છે એમ કદી કહી શકાશે ? આનો કંઇ સુદર્શનકારે ઉત્તર આપ્યો નથી વળી અમે પુછ્યુ હતુ કે રાષ્ટ્રીય ઉન્નતિની ભાવના આ દેશની નહિં પણ યુરોપની છે છતા તેના સ્વીકારથી આ દેશનુ સ્વાતંત્ર્ય જશે એમ કદિ ધારવામા આવે છે ? તેનો પણ કંઇ ઉત્તર સુદર્શ-

કારે આપ્યો નથી. ઉત્તરમા સુદર્શનકાર માત્ર એટલુ જ કહે છે કે, પોતાના સ્વાતંત્ર્યની ભાવના ક્ષીણ થવાથી દેશની પાયમાલી થયાના દાખલા ઇતિહાસમાથી જ્ઞાનસુધાના તંત્રી જોઇ શકતા નથી, અને પૂછે છે કે "સુદર્શનકાર કીયા ઇતિહાસના અનુભવથી એ વાત સિદ્ધ કરે છે ?" પણ રોમ, ગ્રીસ, ઇટલી, આદિ દેશો તેમ આર્યાવર્ત એ સર્વની પડતીના કારણોમા મુખ્ય કારણ જે "પ્રાચીન ઇતિહાસ ઉપર માન બુદ્ધિનો અભાવ" એવું ઘણા લેખકોએ આપેલું છે, તે તેમના જાણવા બહાર નહિં જ હોય.' હવે આ 'પ્રાચીન ઇતિહાસ ઉપર માન બુદ્ધિનો અભાવ' તે પ્રથમના 'ઇતિહાસની અવગણના કરી સ્થાપેલા રીવાજ અને 'નવી વાત' કરતા જુદી વસ્તુ છે, કેમકે માનવબુદ્ધિના અભાવથી નહિ પણ તે પછી નવા રીવાજ દાખલ કર્યાથી થતા પરિણામનો સુદર્શનકારે સાર્વત્રિક નિયમ દર્શાવ્યો હતો. મુખ્ય ચર્ચા દેશમા નહિં તેવા નવા રીવાજ દાખલ કરવા સબધે હતી, અને એવા નવા રીવાજ દાખલ થવાથી સુદર્શનકાર કહે છે તેવા પરિણામ નિપજ્યા એ અમે પુછ્યુ હતુ તેના ઉત્તરમા રીવાજ વાસ્તવિક રીતે દાખલ થવાની વાત પડતી મુકી કેવળ માનવબુદ્ધિના અભાવનુ પરિણામ વિશે કહેવાથી નિરાકરણ થતુ નથી અલબત્ત, સુદર્શનકાર કહેશે કે તેમને નવા રીવાજ દાખલ કરવા એ માનવબુદ્ધિના અભાવનુ પરિણામ છે માટે એ અભાવના દૃષ્ટાન્ત આપ્યાથી પર્યાપ્તિ છે. પરતુ તેમ કહેતા માનવબુદ્ધિના અભાવથી નવા રીવાજ દાખલ કરવામા આવે છે એ વચલો પક્ષ સાબીત કરવો રહી જાય છે, અને વાસ્તવિક રીતે એ પક્ષ યથાર્થ નથી. એ સુપ્રસિદ્ધ છે કે પ્રાચીન ઇતિહાસ પર અત્યત માનબુદ્ધિ છતા નવી આવી પડેલી સ્થિતિનુ બળ લક્ષમા લઈ દેશના લાભ ખાતર નવા રીવાજો દાખલ કરવાની હિમાયત ઘણીવાર કરવામા આવે છે. સુદર્શનકાર યુરોપની રાષ્ટ્રીય સસ્થાના રીવાજ આ દેશમા દાખલ કરવાની હિમાયત કરે છે એ જ આનું ઉદાહરણ છે. વળી, નવા

રીવાજો પોતે પોતાનું પરિણામ પણ ઉત્પન્ન કરે તેથી તેવા પરિણામના દષ્ટાન્ત માટે કેવળ એ ( મૂળ કારણભૂત ગણેલા ) માનસબુદ્ધિના અભાવનું પરિણામનું દષ્ટાન્ત આપ્યાથી વાસ્તવિક સ્થિતિ થની સ્થિતિ વિશે નિયમ બાંધી શકાતો નથી. વળી, આપેલા દષ્ટાન્તો પણ એ નિયમનું સમર્થન કરતાં નથી. સુદર્શનકારના લેખ વાંચી અમે ખાસ કરી રોમ, ગ્રીસ, અને ઇટલીની પડતીના કારણ સંબંધે નીચેના* ઐતિહાસિક ગ્રન્થોમાં શોધ કરી પરંતુ કોઇ ઠેકાણે 'પ્રાચીન ઇતિહાસ ઉપર માનસબુદ્ધિના અભાવને અથવા બીજા દેશથી આણેલા નવા રીવાજોના સ્વીકારને પડતીના કારણભૂત તરીકે ગણેલો માલમ પડ્યો નહિ. એ ગ્રન્થોમાં તો ગ્રીસની પડતી મેસિડોનના ફિલિપ તથા તેના પુત્ર મહાન્ સિકંદરના સમયમાં થઇ તેના કારણ એ દર્શાવ્યા છે કે ગ્રીક રાજ્યસંસ્થામાં જુદાં પડી ગયેલાં શહેરોમા કુસંપ હતો, થીબ્સ એથેન્સ અને સ્પાર્ટા પરસ્પરનો દ્વેષ કરવામાં જ પગાયણ હતા, સમસ્ત પ્રજાના રક્ષણ માટે કંઈ પણ વ્યવસ્થા રાજ્યસંસ્થામા નહોતી, અને પૃથક પૃથક શહેરની અંદર પુરવાસીઓના રાજકીય વ્યવહાર ઉપરાંત આખા દેશનો પણ સમગ્રરૂપ રાજકીય

*ગ્રીસ.

૧. હીસ્ટરિ ઓફ ગ્રીસ ન્યોર્જ ગ્રોટ કૃત

૨. એપોકસ ઓફ એશિયા હિસ્ટરિ મેસીડોનિયન ગારિમડ. એ, એમ. કર્ટિસ કૃત

૩. એનસાઇક્લો પીડિઆ બ્રિટાનિકા. (૯ મી આવૃત્તિ). ગ્રીસ વિશે આર્ટિકલ. લેખક પ્રો. એચ એફ ટેલર.

રોમ અને ઇટલિ.

૧. ડિકલાઇન એન્ડ ફોલ ઓફ ધ રોમન એમ્પાયર. એડવર્ડ ગિબન કૃત.

૨. જનરલ હિસ્ટરિ ઓફ રોમ. ચાર્લ્સ મેરિવેલ કૃત

૩. એનસાઇક્લો પીડિઆ બ્રિટાનિકા (૯ મી આવૃત્તિ) રોમ વિશે આર્ટિકલ. એનશિયન્ટ રોમ વિશે લેખક એચ. એફ. પેલહામ; મીડિયમ એન્ડ રીસેન્ટ વિશે લેખક પ્રો પી. વિલરી.

વ્યવહાર હોવો જોઇએ એ વાત ઓક પ્રજાના ધ્યાનમાં આવી જ નહોતી. આ પછી રોમન લોકોએ ચઢાઈ કરી તે વેળા ઓમનો અધઃપાત થયો તેનાં કારણ એ દર્શાવ્યાં છે કે ઓમનો ઉમરાવવર્ગ સ્વાર્થી અને લોભી થઇ ગયો હતો, ઉપલા વર્ગના લોકો મોજમજામાં પડ્યા હતા, વસ્તી ઘટતી જતી હતી અને બેદરકારી તથા સુખચેન પ્રવર્તી રહ્યાં હતાં. રોમની પડતીનાં કારણો એ દર્શાવ્યાં છે કે રાજ્યસંસ્થામાં રાજ્યધાનીના અધિકારને અતિશય મહત્ત્વ આપી દૂરના ભાગોને બહુ પરતંત્ર કરી નાખ્યા હતા, રાજ્યમાથી અને વિશેષે કરી મધ્ય ભાગોમાથી વસ્તી ઘટતી જતી હતી, કરની અને નાણાની વ્યવસ્થા બહુ અપૂર્ણ અને અવ્યવસ્થિત હતી તેથી ઘડી ઘડી પૈસા સંબંધી મુશ્કેલીઓ ઉત્પન્ન થતી હતી, સ્થાનિક રાજ્યો અને પ્રાન્તીય મંડળો અધમતા પામતાં જતાં હતા, શહેરના બંદોબસ્ત સંબંધી જોખમદારીવાળો અધિકાર લેવાનો લોકો નાખુશ બન્યા હતા, સેનાપતિઓ અને રાજ્યનો હક કરનારાઓ પરસ્પર વિગ્રહ કરતા હતા, અને તેથી દેશની અંદર કલહ ચાલુ રહેતો હતો, જુલમી રાજ્યકર્તાઓ ત્રાસ પ્રવર્તાવતા હતા, જમીન ઉજ્જડ પડતી હતી, લડાઇ મરકી તથા દુકાળથી વસ્તી કમી થતી હતી, ગુલામગીરીથી ઘણા મનુષ્યોનું મનુષ્યત્વ રદ જતું હતું, અને આખરે ગોથ ફ્રેન્ક વગેરે જંગલી પ્રજાઓ ચઢાઈઓ અને લુટફાટ કરવા લાગી, રાજ્યસીમા પર અને પછીથી અન્તરમા તેમની સાથે નિરંતર યુદ્ધ થવા લાગ્યું, તેમને હાંકી ન કહાડતા મનાવવાના પ્રયત્ન થવા લાગ્યા અને તેમને રાજ્યની અંદર વસવા દેવામા આવ્યા, અને તેને પરિણામે રોમ રાજ્ય નાબુદ થયુ. મધ્યકાલમા અને અર્વાચીન કાલમા ઈટલીની પડતી થઈ, પ્રજાસત્તાક રાજ્ય તુટી પડયુ, શહેરોની સ્વતંત્રતાનો નાશ થયો, અને પોપની સત્તા સર્વોપરી થઇ, તેના કારણો એ દર્શાવ્યાં છે કે ફ્લોરેન્સ અને મિલન, તથા જીનોવા અને પાઈઝા સરખા શહેરો કુસંપથી પરસ્પરનો દ્વેષ કરવામા પડયા હતા, ઉમ-

રાજો અને પુરવાસીઓ (મુસ્ઝંવાસ) બન્ને વર્ગ છિન્નભિન્ન અને અસ્તવ્યસ્ત થઇ ગયા હતા, પ્રજા શસ્ત્ર ધારણ કરવાને અશક્ત બની ગઈ હતી, અને લોકોને પોતાના હક વિશે દરકાર રહી નહોતી એ ગ્રંથોમા નાઇ ઠેકાણે ઇતિહાસની અવગણનાને કે પ્રાચીન ઇતિહાસ ઉપર માનબુદ્ધિના અભાવને, કે નવા પરત્વે રીવાજના સ્વીકારને પડતીના કારણરૂપ વર્ણવેલા જોવામા આવતા નથી, તેમ આ દર્શાવેલા કારણોમા તે ગર્ભિત જણાતા નથી કે તેથી ફલિત થતા નથી પડતીના આ કારણોથી જો કાંઈ પણ બોધ ગ્રાહ્ય કરવા જેવો નિકળતો હોય તો તે એ છે કે એ પ્રજાઓએ બદલાયલી સ્થિતિને અનુસરવા નવા રીવાજો દાખલ કર્યા નહિ, નવા સકટો માટે નવા ઉપાયો યોજ્યા નહિ, નવી પ્રાપ્ત થયેલી દશામા વિઘ્નકર થઇ પડતી જુની વ્યવસ્થા દૂર કરી નહિ, એથી જ તેમનો અધપાત અટક્યો નહિ એ સમયે પ્રજાઓ પોતાની 'પ્રાચીન પ્રકૃતિ'પર પાછી ગઇ હોત તો અધપાત અટકત અથવા ફરી ઉન્નતિ થાત એમ તો કદી કહી શકાશે નહિ કેમકે પડોશની પ્રજાઓ બળવાન થયાથી અને બીજી પ્રજાઓની સ્થિતિ બદલાયાથી જે નવી સ્થિતિ તેમને માથે આવી પડી તેના પ્રતિકાર માટે તેણની પ્રાચીન પ્રકૃતિમા કઈ વ્યવસ્થા નહોતી, પ્રાચીન પ્રકૃતિની યોજના થઇ તે વેળા આસપાસની સ્થિતિ એવી નહોતી, આસપાસની એવી સ્થિતિને ઉદ્દેશીને 'પ્રાચીન પ્રકૃતિ' સ્થપાઈ નહોતી

અલબત્ત, જે પ્રજા એકવાર બલવાન્ અને સમૃદ્ધિવાન્ હતી તે તેવી ન રહેતા અધમ થઈ જાય તે એક રીતે 'પ્રાચીન ઇતિહાસ પર માનબુદ્ધિનો અભાવ' કહેવાય પણ એવા સાધારણ અર્થસામ્યથી પ્રસ્તુત ચર્ચાને કે કોઈ પણ ચર્ચાને કઇ આધાર મળી શકતો નથી એવા અર્થમા માનબુદ્ધિના અભાવથી અધમતા થતી નથી, પણ બીજા ઐતિહાસિક કારણોથી અધમતા થયાથી માનબુદ્ધિનો અભાવ થાય છે, અને તે કારણરૂપે નહિ પણ પરિણામરૂપે જ દેવા દે છે.

વળી આવા પ્રસંગોએ જરૂર છે તે માનબુદ્ધિની નહિ, પણ દેશવત્સલતાની, કેમકે દેશાભિમાન ભૂતકાળને વળગી રહી હાનિકારક જુની રીતિ બદલતાં સંકોચ કરે છે, દેશવત્સલતા ભવિષ્યકાલને લક્ષમાં રાખી દેશકલ્યાણના ઉપાય ગ્રહણ કરવામાં તત્પર થાય છે.

'આર્યાવર્તની' પડતીનાં કારણ વિશે વધારે કહેવાની જરૂર નથી. આર્યાવર્તની પડતી બહારના દેશોના રીવાજો દાખલ કરવાથી નહિ પણ અન્તરના રીવાજોમાં સડો થવાથી, કુસંપથી, કલહથી, રક્ષણ માટે તૈયારી કરવાનું રાજ્યકર્તાઓને ન સુઝવાથી, જ્ઞાતિભેદને લીધે સમસ્ત પ્રજા યુદ્ધ માટે લાયક ન હોતાં માત્ર ક્ષત્રિય વર્ગ તે કાર્યમાં અભિન્ન હોવાથી થઇએ સુવિદિત છે. માનબુદ્ધિના અભાવની ચર્ચા ઉપર કરી તે અહિ પણ લાગુ પડશે.

આ રીતે સુદર્શનકારે 'ઇતિહાસમાંથી' આપેલાં 'ઉદાહરણો' તેમની પ્રથમની દલીલને તેમ જ તેમની બદલાયલી દલીલને સમર્થન કરી શકતાં નથી.

આ દેશમાં સ્વતંત્રતાને અનુકૂળ થાય એવી રીતે સંસાર સુધરેલો નથી તેના ઉદાહરણમાં અમે જ્ઞાતિબંધનનો નિર્દેશ કર્યો હતો, રાષ્ટ્રીય ઉન્નતિમાં તે બંધન કેવું અનિવાર્ય વિઘ્ન કરે છે તે પરિણામની ચર્ચા સહિત દર્શાવ્યું હતું, અને પુછ્યું હતું કે રાષ્ટ્રીય વ્યવસ્થામાં સ્વતંત્રતાની ભાવના દાખલ કરવા માટે આ બાબતમાં સંસાર પણ તે ભાવના પ્રમાણે સુધારવાની આવશ્યકતા જણાય છે કે નહિ. સુદર્શનકારે તેનો ઉત્તર આપ્યો નથી.

રાષ્ટ્રીય ઉન્નતિ સાથેનો સંબંધ ધ્યાનમાં ન લઇએ તો પણ સંસાર સુધારો જાતે જ જરૂરનો છે એ ચર્ચા સંબંધે સુદર્શનકાર કહે છે કે 'તે વિષે તો સુધારાના ધોરણોની અસારતા બતાવવાના અમારા અનેક વારના લેખોની અત્ર તત્ર પુનરુક્તિ કરવાની આવશ્યકતા નથી'. તેમના આ સંતાપમાં ખચેલ કરવા અમે ઇચ્છતા

નથી પણ એ 'અનેક વારના લેખોની' સારાસારતા તપાસવાની જે ચર્ચાઓ થાય છે તેને પણ ઈનસાફ મળશે એમ આશા રાખીએ છીએ

સુદર્શનકાર કહે છે કે તેમને પ્રાચીન તે બધુંજ શુદ્ધ અને ઉત્તમોત્તમ એવો આગ્રહ નથી, તેમ નવીન જ્ઞાનાનુભવનો અનાદર પણ નથી, પરંતુ મનુષ્યજીવનનો જે અર્થ પ્રાચીન સમયમાં થયો છે, મનુષ્યને સિદ્ધ કરવાના પુરુષાર્થનો જે નિર્ણય પ્રાચીન સમયમાં થયો છે, તેવો અર્થ કે તેવો નિર્ણય અદ્યાપિ થયો નથી એટલે તેજ ઉત્તમોત્તમ અને શુદ્ધ છે' આ સંબંધે અહીં એટલું જ કહીશું કે આ પ્રાચીન અર્થ અને નિર્ણયની યુક્તિગમ્ય યોગ્યતા પરથી તેમની ઉત્તમોત્તમતા અને શુદ્ધતા માનવામાં આવે છે એમ અહીં કહ્યું છે, પણ જ્યારે તે યોગ્યતાની ચર્ચાનો પ્રસંગ આવે છે ત્યારે તે પ્રાચીન છે માટે જ યોગ્ય છે, યુક્તિ તેમને બાધા કરી શકતી નથી, યુક્તિમાં તેમની તુલના થઈ શકતી નથી કેમકે તેઓ શબ્દપ્રમાણ છે એમ કહેવામાં આવે છે, એટલે જે આગ્રહના અસ્તિત્વની ના પાડવામાં આવે છે તે જ આવીને ઉભો રહે છે આ દેશમાં ઘણા યોગ્ય અર્થો અને નિર્ણયો થયા છે એ સત્ય છે પણ સર્વ અર્થો અને નિર્ણયો માટે એવો આગ્રહ થઈ શકે નહિં. કેટલાક અર્થો અને નિર્ણયો પરસ્પર વિરુદ્ધ છે અને મનુષ્યમાં બુદ્ધિ છે ત્યાં સુધી ખરા ખોટાની પરીક્ષાનો પ્રશ્ન બંધ કરી શકાય જ નહિં વળી અમે ઉપર કહ્યું તેમ માનક્રમને લીધે એવા પ્રશ્નો થયા છે કે જે પ્રથમ હતા નહિ એને જેનો પ્રથમ નિર્ણય થયો નથી સંસાર અને ગષ્ટ્રની બાબતમાં એવા પ્રશ્નો વિશેષ છે અને અનેક છે ઉત્તમતા અને અને શુદ્ધતાની તુલનામાં એ પણ ધ્યાનમાં લેવાનું છે કે બીજા દેશોમાં પણ એવા અર્થો અને નિર્ણયો થયા છે કે જે આ દેશમાં થયા નથી

પ્રાર્થનાસમાજનો આ ચર્ચામાં સંબંધ ન છતાં સુદર્શનકારે આક્ષેપવૃત્તિ તૃપ્ત કરવા જે વાક્ય લખ્યું હતું તેનું અનૌચિત્ય દર્શાવ-

વાનો અમે પ્રયત્ન કર્યો હતો, તે પછી સુદર્શનકાર એટલું જ તાત્પર્ય તે છે કે પ્રાર્થનાસમાજનું નામ ગણાવ્યું તેથી અમને માઠું લાગ્યું છે ગંભીર ચર્ચાને આમ આવેગમાં તણાઇ જતી જોઇ અને લઘુતાને લીધે ઉદારતા ક્ષીણ થતી જોઇ અમને ખરેખર ખેદ થાય છે અમુક વ્યક્તિને કે અમુક મંડળીને માઠું લગાડવાનો મનાન જ નહોતો, પણ સાહિત્યનું અને મ્હોટા પ્રશ્નોના વાદવિવાદનું ગૌરવ સાચવવાનો મનાન હતો જે ઉતરતા વર્ગના ટીકાકારો વિશે સુદર્શનકાર ઘડીઘડી ફરિયાદ કરે છે તેમને દૃષ્ટાન્તથી યોગ્ય રીત શીખવાની હોય તો આ આક્ષેપ પનાથણુ રીતિ તો તેમને શીખવવા જેવી નથીજ સુદર્શનકાર કહે છે 'જે સ્વાતન્ત્ર્યના પવનનું પરિણામ સુધારો છે તેજ સ્વાતન્ત્ર્ય રસાયન ધર્મમાં હોમાવાથી બની આવેલું સુવર્ણ પ્રાર્થનાસમાજ છે, એટલે અમારે તો સત્ય છે તે કહેવુંજ પડે અને કસોટીએ ચઢતા જે કીંમત થાય તે કહેવી પણ પડે ' આ છેલ્લું વાક્ય લખતા સુદર્શનકારને વિસ્મૃતિ થઇ ગઈ છે કે આ ચર્ચામાં કસોટી ચલાવી જ નહોતી, અને તે વિના કીંમત કરવાથી ફક્ત ખીમતની જ કીમત થાય છે, બીજા કશાની કીંમત થતી નથી 'સ્વાતન્ત્ર્યના પવન'ને સુદર્શનકાર અનિષ્ટ ગણે છે એ કઇ વિચિત્ર છે રાષ્ટ્રીય સંસ્થામાં સ્વાતન્ત્ર્યની ભાવનાને અભિનંદન આપવા તેઓ તત્પર છે, સંસારમાં યુરોપને દૃષ્ટાંતે તેને અયોગ્ય ઘણી આખરે આ દેશના 'પ્રાચીન શાસ્ત્રાદિ તથા લોકવ્યવહાર'ને આધારે તેનો સ્વીકાર કરવા તેઓ ઇચ્છા દર્શાવે છે, અને અહીં તેને પવન કહીને સંસાર અને ધર્મમાં તિરસ્કાર દૂર કરવાની વૃત્તિ તેઓ દેખાડે છે અલબત્ત, સ્વાતન્ત્ર્યભાવનાના મંદિરમાં તો આવી અસ્થિર વૃત્તિના ઉપાસક તરફ બહુ શંકાભરી દૃષ્ટિથી નજર કરવામાં આવશે એવા પ્રકારના સમર્થનથી પક્ષ વિરુદ્ધ ન થતા નિર્બળ જ થાય છે સ્વાતન્ત્ર્ય અનિષ્ટ છે એમ સુદર્શનકાર તરફથી કહેવાશે એમ અમે ધાર્યું નહોતું 'રસાયન' થવામાં કંઈ અયોગ્યતા અમને તો જણાતી નથી કારણ

સત્યને સર્વ રીતે આવિર્ભૂત થવાનો અધિકાર છે પરંતુ વિવિધ દેશોના અને સમયોના મતોનું મિશ્રણ જો 'રસાયન' હોય સુદર્શનકારને પ્રિય જે 'થીઓસોફિ' યુરોપથી અને અમેરિકાથી આ દેશમાં આવી છે તેને પણ એ પદથી ઓળખ્યા વિના નહિ ચાલે

'જે સત્ય છે તે કહેવું જ પડે' એ તો અનમત્ત ધન્યવાદની વાત છે, અને એ કાર્ય ન છૂટકે દયા ખાતા ખાતા થતું હોય એવી ભાષામાં તે જણાવવાની જરૂર નથી

છેવટે કહીશું કે 'સંસાર સુધારો એમ માનતો હોય કે તેનાથી જ આ જગત્ સ્વર્ગ થઇ જવાનું છે તો તેમ માનવાની તેને સર્વ પ્રકારની છૂટ છે તેવું માનીને તેનો અમલ કરવા સમાજ, કાયદા, ગમે તે કરે કરાવે તો તેમાં પણ કોઈ પ્રતિબંધ કરવા ઇચ્છતું નથી,' આ 'મતાંતર સહન' માટે સુધારક વર્ગ બહુ આભારી છે, પરંતુ નિરાશા, વ્યગ્રતા અને ક્રોધના આવા પ્રાકૃત વાક્યોથી કંઇ દલીલ પ્રકટ થતી નથી પણ ઉલટી દલીલની અવગણના પ્રકટ થાય છે, તેથી એ વાક્યો કહ્યા ન કહ્યાથી ચર્ચાને કંઇ લાભ કે હાનિ થતી નથી

# પંદરમી સોશીઅલ કોન્ફરન્સ*



ગઈ તા. ૨૯ મી ડીસેમ્બર સને ૧૯૦૨ ને દિવસે કલકત્તામાં ઇન્ડીઅન નેશનલ સોશીઅલ કોન્ફરન્સ (હિંદ દેશની સમાજસુધારક સમાજ)નો મેળાવડો થયો હતો. એ સમાજનો પંદરમી વારનો એ મેળાવડો હતો. ઘણા સુજ્ઞ તથા પ્રતિષ્ઠિત ગૃહસ્થો સભામાં સામીલ થયા હતા તથા સ્ત્રીઓની મ્હોટી સંખ્યા હાજર હતી. રાજા વિનય કૃષ્ણ દેવ અધ્યક્ષસ્થાને બિરાજ્યા હતા.

### બાબુ નરેન્દ્રનાથ સેનનું ભાષણ

પ્રથમ સમાજસુધારક સમાજની બંગાળાની શાખાના સેક્રેટરી બાબુ નરેન્દ્રનાથ સેને કોન્ફરન્સ માટે આવેલા પ્રતિનિધિઓને આવકાર આપ્યો. સમાજસુધારક સમાજની આવશ્યકતા આપણા દેશને કેવી છે એ વિશે તેમણે ઉલ્લેખ કર્યો. તેમણે કહ્યું કે સમાજસુધારો થયા સિવાય રાષ્ટ્રીય સુધારો થવો અથવા થયા પછી ચિરકાળ ટકવો, એ સર્વ અશક્ય છે. આ સમાજનો હેતુ શો છે અને તેની કામ કરવાની પદ્ધતિ કેવી છે એ વિષય પર ઘણી ગેરસમજ છે. સંસાર સુધારાના કામમાં આજ કેટલાંક વર્ષથી જેઓ પ્રયત્ન કરે છે તે સર્વ લોક સ્વદેશાભિમાનશૂન્ય છે અને પરદેશના સર્વ રીત રીવાજ આ દેશમાં લાવવાની તેમની ઇચ્છા છે એમ કેટલાક લોકો કહે છે તે ખરૂં નથી. આ દેશની સ્થિતિનો અનેક કારણોથી નાસ થયો છે અને આપણે પ્રયત્ન કરીશું નહિ તો તે હ્રાસ ઉત્તરોત્તર અધિક થતો જશે, અને તેનો ઉપાય કરવા સારૂ આ સમાજના મેળાવડા થાય છે. આ દેશની પ્રાચીન સ્થિતિની ગુણ સંપત્તિ લક્ષમાં લઇ નવીન સ્થિતિ ઘડવાનો આ સમાજનો પ્રયત્ન છે. યુરોપિયન દેશના

* જ્ઞાનસુધા, જાન્યુઆરી ૧૯૦૨

વસ્ત્ર ધારણ કરવાનુ કે ત્યાની રીતના અન્નનું સેવન કરવાનું આ કોન્ફરન્સમા કોઇ પ્રતિપાદન કરતું નથી. પરંતુ એ લક્ષમા રાખવું જોઇએ કે આપણી હાલની સ્થિતિ છે તેવી જ ઉત્તમ છે એમ સમજી સ્વસ્થ બેસી રહેવું અને અનિષ્ટ વાતોને પણ હૃદયથી વળગી રહેવુ એ ધર્મ નથી. ખોટા રીત રીવાજનો ત્યાગ કરી પ્રાચીનકાળની જે અધિક પવિત્ર પદ્ધતિ હોય તેનો અંગીકાર કરવો જોઇએ. બીજા દેશોનુ સારૂં હોય તે ન લેવુ હોય તોપણ આપણા દેશનું સારૂ હોય તેનો સ્વીકાર કરતા તો હરકત હોવી જ ન જોઇએ. આપણા જનસમાજની અધમ અવસ્થા થઇ છે એનુ કારણ એ છે કે ધાર્મિક બાબતોમા આપણી અવનતિ થઇ છે. તે માટે આપણે ધર્મની ઉન્નતિ કરવી જોઇએ એમ થશે ત્યારે ચારે તરફથી આપણી સુધારણાનો પ્રારંભ થશે.

## ન્યાયમૂર્તિ ચંદાવરકરનું આરંભભાષણ

આ ભાષણ પછી નામદાર ન્યાયમૂર્તિ નારાયણ ગણેશ ચંદાવરકરે સભાનો આરંભ કરતા કહ્યુ કે રાજા વિનયકૃષ્ણ દેવ જુના વિચારના છતા આ સભાનું પ્રમુખપદ તેમણે સ્વીકાર્યું એ બહુ સંતોષજનક છે. તે પછી સંસારસુધારાનુ મહત્ત્વ કેટલુ છે, અને સંસારસુધારો કરવા માટે ક્યા ક્યા કેવા કેવા પ્રયત્ન ચાલે છે એ વિષયનુ તેમણે દિગ્દર્શન કર્યું વળી સંસારસુધારાના વિષયમા શાસ્ત્રને અનુસરવાની પદ્ધતિ ગ્રહણ કરવી કે વિવેકબુદ્ધિથી નિર્ણય કરતા યોગ્ય લાગે તે પદ્ધતિ ગ્રહણ કરવી તે વિશે વિવેચન કરી તેમણે કહ્યુ કે બન્ને પદ્ધતિઓમા સાર અંશ છે, પણ ગમે તે પદ્ધતિ સંસારસુધારો અમલમાં આણવો જોઇએ ખરી રીતે અનુસરણ કરતા બન્ને પદ્ધતિઓ એકત્ર આવી મળે છે. ભાવના માટે લોકો પ્રાચીનકાળ તરફ દૃષ્ટિ કરે એ સ્વાભાવિક છે વર્તમાનકાળ ભૂતકાળ સાથે સંકળાયેલો છે, અને ભવિષ્ય માટેની યોજના જેમ વર્તમાન અને ભૂતથી જુદી રીતે ઘડવાની છે તેમ વર્તમાન અને ભૂતમાથી

સાધન લઇ તે ઘડવાની છે. હિંદુ પ્રજાનું જીવન શાસ્ત્રો માથે ગુંથાયેલું છે અને પ્રજાને શાસ્ત્રો ઉપર શ્રદ્ધા છે તેથી શાસ્ત્રોની અવગણના થઇ શકે તેમ નથી. પણ શાસ્ત્રોનો ખરો અર્થ શો છે તે સમજવાનું છે, અને એ કાર્યમા વિવેકબુદ્ધિથી નિર્ણય કરવાની પદ્ધતિનો ઉપયોગ કરવો પડે છે. દેશકાળ બદલાયો છે અને હાલના જમાનામા નવી વાતોની જરૂર પડે છે તે લક્ષમા લઇ શાસ્ત્રાનુસાર યોજના કરવાની છે. શાસ્ત્રોનો અક્ષરાર્થ નહિ પણ ભાવાર્થ સમાજસુધારો કરવામા લેવાનો છે. શાસ્ત્રો અનેક છે, અને એ શાસ્ત્રોના ભાવાર્થ માત્રનો આશ્રય કરવાથી પણ કાલાનુસાર ગતિ કરી શકીશુ. પ્રાચીનકાળમાથી ભાવનાઓ બેલાશક ગ્રહણ કરવી; પણ જે પ્રજાઓનો ભૂતકાળ કીર્તિવંત થઇ ગયો છે અને તે વડે જેમને ઉત્કર્ષ કરવો છે તેઓ જો ભૂતકાલને પ્રેરણારૂપ ન બનાવતા બોજારૂપ બનાવશે તો ઉત્કર્ષનું કાર્ય તેમને અશક્ય થઇ પડશે વળી, સુધારાના વિષયો એવા પરસ્પર સંબધમા જોડાયેલા છે કે એમાના થોડાનો વિચાર કરવો અને થોડાનો વિચાર મુકી દેવો એમ કરવાનું બને તેમ નથી તે મિ ચંદાવરકરે બતાવ્યુ

### પ્રમુખનુ ભાષણ

ત્યાર પછી અધ્યક્ષ રાજા વિનયકૃષ્ણ દેવે ભાષણ કર્યુ તેમણે કહ્યુ કે સમાજસુધારણાનો પ્રશ્ન ઘણો ગુચવાયેલો છે જનસમાજને ઘડાતા યુગના યુગ થાય છે. તે માટે એ વિષયમા સાવચેતીથી ગતિ કરવી જોઇએ. નબળા મનના મનુષ્યોને વહેમથી કઇક ટેકો મળે છે અને વહેમ કઈ નઠારો હોય કે તેમને ઉત્સાહ આપનાર હોય તો બીજા વિચારના મિશ્રણ સાથે રહેવા દેવો એ ઠીક છે. આ દેશમા સામાજિક સંસ્થા ધર્મ સાથે મૂળમાથી જોડાયેલી છે માટે સંસારસુધારાની સાથે ધર્મનો પ્રશ્ન પણ લક્ષમા લેવો જોઇએ. ધર્મના ઇતિહાસ તરફ દૃષ્ટિ કરવાથી અર્વાચીન સ્થિતિ વિશે યથાર્થ વિચાર થઇ શકશે હાલ યુરોપનો સુધારો આ દેશ સમક્ષ આવ્યો છે અને

તેની અસર વિલક્ષણ થઇ છે તેથી અસ્તવ્યસ્તતા થઇ છે તેમ જ ગતિનો નવો પ્રવાહ વહેવા માડયો છે, તેથી લાભ પણ છે ઇન્ડિયન નેશનલ સોશીઅલ કોન્ફરન્સ ભરાય છે એ હકીકત બહુ મહત્ત્વની છે એ પ્રજામડળ તરીકે આપણી ગૃહવ્યવસ્થા સુસ્થિત કરવા આપણે એકત્ર થઇએ છીએ હિંદભૂમિ હવે દુનિયાથી સતાઈ રહી શકે તેમ નથી હિંદભૂમિએ હવે બહાર નિકળવુ જોઇએ અને સંસર્ગમા જે જે આવે તેમાથી સાર હોય તે ગ્રહણ કરવુ જોઇએ બહારની છાપ આપણા પર પૂરેપૂરી પડે અને તેની જ સાથે આપણી પ્રજાની વિશેષતા જતી રહે નહિ તે રીતે આપણા સમાજમા આપણે સુધારો કરવો જોઇએ આપણા સ્વભાવલક્ષણ ધર્મને આધારે બધાના જોઇએ ધર્મના શિક્ષણ વિના આપણી કેળવણી અપૂર્ણ રહેશે આપણા દેશના જૂના સાહિત્ય અને ઇતિહાસથી વાકેફગાર થવુ જોઇએ, કેમકે તેના અભ્યાસથી જીવનમન પ્રાપ્ત થાય છે આપણી બદલાયેલી સ્થિતિને અનુકૂલ થવા સારૂ હિમ્મત, ગ્રહણશક્તિ, નિશ્ચય પર આવવાની અને ત્વરાથી કાર્ય કરવાની ટેવ, વગેરે સદ્ગુણને પુષ્ટ કરવા જોઇએ મુસાફરી કર્યાથી આ સદ્ગુણોની અભિવૃદ્ધિ થાય છે અને વિશાલ દૃષ્ટિ નાખતા આપણે શીખીએ છીએ સાહસિક થવાની અને મુસાફરી કરવાની વૃત્તિને ઉત્તેજન આપવુ અને એમા વિઘ્ન કરનાર રીવાજ હોય તે દૂર કરવા એ આપણી ફરજ છે સંસારસુધારાને તથા રાષ્ટ્રીય ઉત્કર્ષને ઘણો નિકટ સબધ છે બન્ને વિષયમા પ્રવૃત્તિ કરનારા કારણો એક બીજા પર અસર કરે છે, માટે બન્ને વિષયમા પ્રયાસ કરવા જોઇએ સસારસુધારો અનેક ઉપાયોથી થાય છે સરકારના કાયદા અને સરકારી અધિકારીઓની કાર્યપદ્ધતિથી સસાર સુધારાને મદદ મળે છે, અદાલતોના ફેસલાથી એ મામલામા મદદ મળે છે, તેમ જ પડિતોની સહાયતા લીધા વિના સસારસુધારાનો અમલ કરવામા ફતેહ મળે તેમ નથી પડિતોની હાલની અધમ સ્થિતિ બહુ શોચનીય છે, તેમને આશ્રય મળતો નથી અન્તે, આ કોન્ફરન્સ ફતેહમદ થાઓ એમ હું ઇચ્છુ છુ

## ઠરાવ

આ પછી કોન્ફરન્સમા નીચેના ઠરાવ પસાર કરવામા આવ્યા હતા.

૧. મર્હુમ કીર્તિમંત મહારાની વિક્ટોરીઆ, ઇંગ્લાડના રાણી અને કૈસરેહિન્દ, એમના મરણથી આ કોન્ફરન્સને ઉંડો શોક થયો છે અને તે હકીકત નોધમા કોન્ફરન્સ દાખલ કરે છે. એ મહારાણીના રાજ્યમા ક્રૈસ્ત તરફ લાગણી સાથે હિતની સિદ્ધિ થઈ છે અને તેથી બ્રિટિશ રાજ્યની પ્રજાઓને અનેક સુખની પ્રાપ્તિ થઈ છે. આ ઠરાવ અધ્યક્ષે સભા સમક્ષ રજુ કર્યો હતો.

૨. નામદાર ન્યાયમૂર્તિ મહાદેવ ગોવિન્દ રાનડેના મરણથી સામાન્ય રીતે દેશને અને ખાસ કરીને સંસારસુધારાની સંસ્થાને ન પુરાય એવી ખોટ પડી છે તે અભિપ્રાય આ કોન્ફરન્સ નોધમા દાખલ કરે છે. મિ રાનડેની વિશાલ બુદ્ધિ અને ઉદાર હૃદય સ્વદેશની સેવામા સમગ્ર ભાવથી અર્પિત થયેલા હતા. આ ઠરાવ અધ્યક્ષે સભા સમક્ષ રજુ કર્યો હતો.

૩ ગઈ સોશીઅલ કોન્ફરન્સના અધ્યક્ષ મર્હુમ દીવાન સન્તરામના મરણથી આ કોન્ફરન્સને ઉંડો ખેદ થયો છે અને તે હકીકત કોન્ફરન્સ નોધમા દાખલ કરે છે. દીવાન સન્તરામે હિંમતથી અને નિશ્ચલતાથી સંસારસુધારાના અને ખાસ કરી વિધવાવિવાહના પ્રયાસને મદદ કરી હતી અને તેથી પંજાબમા એ પ્રયાસને બળવાન ગતિ મળી છે. આ ઠરાવ અધ્યક્ષે સભા સમક્ષ રજુ કર્યો હતો.

૪. સંસાર સુધારાની વૃદ્ધિ સારૂ સ્ત્રીકેળવણીના બધા ધોરણોમા વધારે ફેલાવો કરવાની જરૂર છે એમ આ કોન્ફરન્સ આગ્રહથી ઠરાવે છે અને સૂચવે છે કે આ કાર્ય માટે હાલ ઘેર મળતા શિક્ષણ ઉપરાંત જાહેર શાળાઓ સ્થાપવી દરખાસ્ત કરનાર—મિ. કે નતરાજન. ટેકો આપનાર—ડાક્તર જે. મઝમુદાર. અનુમોદન આપનાર—મિ ખેદારકર, મિસિસ હરદેવી રોશનલાલ અને બાબુ લગતસિંગ

૫. અનેક સ્ત્રીઓ પરણવાનો રીવાજ દેશમાથી ઓછો થતો જાય છે એથી આ કોન્ફરન્સને સંતોષ થાય છે, અને કોન્ફરન્સ

સૂચવે છે કે કુલીનપણાનો રીવાજ દૂર થવાનુ કાર્ય જલદીથી થાય એવા ઉપાય લેવા. એ રીવાજ માટે કાંઈ પ્રાચીન કાળનો દાખલો નથી તેમ જ દેશના બીજા ભાગમા પણ એના સરખો રીવાજ નથી. દરખાસ્ત કરનાર મિ. મહેશચન્દ્ર ચક્રવર્તી. ટેકો આપનાર—બાબુ જુગલકૃષ્ણ મુકરજી.

૬ સમુદ્રપ્રવાસની છુટનો વધારો થયો છે, અને પરદેશ જઈ આવેલા સખસોને જાતમા ફરી દાખલ કરવા સામેના પ્રતિબંધ કહાડી નાખવાના પ્રયાસ બગાળામા અને પજાબમા ફતેહમદ થયા છે, તેથી આ કોન્ફરન્સને સતોષ થાય છે અને કોન્ફરન્સ સૂચના કરે છે કે આ સર્વ પ્રયાસ એકત્ર કરી આખા દેશમા એ માટે સામટી વ્યવસ્થા કરવી એ ઇષ્ટ છે. દરખાસ્ત કરનાર—મિ એસ. સિહ ટેકો આપનાર—મિ. કાલીપ્રણામ કાવ્યબિશારદ અને મિ માધવનાથ પાધ્યે અનુમોદન આપનાર—બાબુ મનરજન ગુહ

૭ બાળવિધવાઓના પુનર્લગ્ન સામેના પ્રતિબંધ દૂર કરવાનો પ્રયાસ આ પ્રાતમા શરૂ થએલો છતા અને બીજા પ્રાતોમા તે દાખલ થઈ ચાલુ રહેવાથી સારા પરિણામ થયા છે તે છતા આ પ્રાતમા તે પ્રયાસને વિગારે પડવા દીધો છે એથી આ કોન્ફરન્સને દીલગીરી થાય છે, અને કોન્ફરન્સ સૂચના કરે છે કે આ પ્રતિબંધથી જે હાની થાય છે તે ઉપર લોકોનુ ધ્યાન ખેચવા હવેથી વધારે પ્રયત્ન કરવા જોઇએ. દરખાસ્ત કરનાર —દાક્તર બાબુ ચન્દરસેન ટેકો આપનાર—મિ. એન કે રામસ્વામી આયર અનુમોદન આપનાર—મિ. ઠાકુર (મધ્યપ્રાતના).

૮. દેવસ્થાનોને ધર્માદા આપેલી મીલકતનો વહીવટ હાલ ઘણી રીતે અને ઘણે ઠેકાણે ઘણો અસતોષકારક ચાલે છે માટે તે ઉપર વધારે દેખરેખ અને નિયત્રણ રાખવાની બાબતમા પ્રથમની સોશીઅલ કોન્ફરન્સમા થયેલા ઠરાવ આ કોન્ફરન્સ ફરી મજુર કરે છે. દરખાસ્ત કરનાર—મિ ભાવનાચારી (મગાબાગા મદિરના વહીવટદાર). ટેકો આપનાર-મિ એન કે રામસ્વામી આયર.

૯. કેફનિષેધ અને આચરણની પવિત્રતા વધારવા સારૂ સંસ્થાઓ બાંધી પ્રયાસ કરવા જોઈએ એવો આ કોન્ફરન્સનો અભિપ્રાય છે. દરખાસ્ત કરનાર—મિ. બિપિનચન્દ્ર પાલ. ટેકો આપનાર—મિ. જદુનાથ મઝમુદાર.

૧૦. નાતોના પેટા વિભાગ વચ્ચે પરસ્પર લગ્નવ્યવહારની છુટ કર્યાથી લગ્નસંબંધી સુધારાના પ્રશ્નનો નિર્ણય મહેલો થશે એવો આ કોન્ફરન્સનો અભિપ્રાય છે. દરખાસ્ત કરનાર—મિ. એન. એમ. સમર્થ. ટેકો આપનાર—મિ. સિ. વાય. ચિન્તામણિ.

૧૧. છોકરા અને છોકરીઓને પરણાવવાની ઉમરમા વધારો થયો છે તે જોઇ આ કોન્ફરન્સને સંતોષ થાય છે, અને કોન્ફરન્સ આશા રાખે છે કે આ દિશામા થતા પ્રયત્ન સતત ચાલુ રાખવામા આવશે. દરખાસ્ત કરનાર—મિ. એસ. સિંહ ટેકો આપનાર—બાબુ દુર્ગાકાન્ત ચક્રવર્ત્તી. અનુમોદન આપનાર—રાજા આપાગવ.

૧૨. આ કોન્ફરન્સનો અભિપ્રાય છે કે લગ્ન પ્રસગે ઘણા ખર્ચ કરવા, અને વિશેષે કરી કન્યા કે વરના માબાપ કે વાલી પાસે નાણાની માગણી કરવી, એ જનસમાજમા ભયકર હાની કરનાર રીવાજ છે, અને આવા ખર્ચ ઓછા કરવાની કોન્ફરન્સ સૂચના કરે છે. દરખાસ્ત કરનાર—નામદાર મિ. હરિ સિતારામ દિક્ષિત ટેકો આપનાર—બાગનશી બેનરજી અને પડિત કૃષ્ણાચારી. અનુમોદન આપનાર—બાબુ ભૂપેન્દ્રનાથ બોસ.

૧૩. બીજો ધર્મ ગ્રહણ કર્યા પછી જેઓ હિંદુ સમાજમા પાછા આવવા ઇચ્છતા હોય તેમને પાછા દાખલ કરવાના પ્રયાસને ઉત્તેજન આપવું એ જરૂરનું છે એમ આ કોન્ફરન્સ દરાવે છે. દરખાસ્ત કરનાર—બાબુ સામચરણ સિરકાર. ટેકો આપનાર—મિ. જદુનાથ મઝમુદાર.

૧૪. પેરીઆઓ (અતિશદ્રો)ની અને હિંદુ સમાજની બીજી શદ્ર જાતિઓની સ્થિતિની ઉન્નતિ કરવા માટે ઉપાય લેવાની જરૂર છે

સૂચવે છે કે કુલીનપણાનો રીવાજ દૂર થવાનું કાર્ય જલદીથી થાય એવા ઉપાય લેવા એ રીવાજ માટે કાંઈ પ્રાચીન કાળનો દાખલો નથી તેમ જ દેશના બીજા ભાગમા પણ એના સરખો રીવાજ નથી દરખાસ્ત કરનાર મિ મહેશચન્દ્ર ચક્રવર્તી ટેકો આપનાર—બાબુ જુગલકૃષ્ણ મુકરજી

૬ સમુદ્રપ્રવાસની છુટનો વધારો થયો છે, અને પરદેશ જઈ આવેલા માણસોને જાતમા ફરી દાખલ કરવા સામેના પ્રતિબંધ મ્હોટી ના થવાના પ્રયાસ બગાળામા અને પંજાબમા ફતેહમંદ થયા છે, તેથી આ કોન્ફરન્સને સંતોષ થાય છે અને કોન્ફરન્સ સૂચના કરે છે કે આ સર્વ પ્રયાસ એકત્ર કરી આખા દેશમા એ માટે સામગ્રી વ્યવસ્થા કરવી એ ઇષ્ટ છે દરખાસ્ત કરનાર—મિ એસ સિંહ ટેકો આપનાર—મિ કાલીપ્રસન્ન કાવ્યવિશારદ અને મિ માધવરાવ પાધ્યે અનુમોદન આપનાર—બાબુ મનરંજન ગુહ

૭ બાલવિધવાઓના પુનર્લગ્ન સામેના પ્રતિબંધ દૂર કરવાનો પ્રયાસ આ પ્રાંતમા શરૂ થએલો છતા અને બીજા પ્રાંતોમા તે દાખલ થઈ ચાલુ રહેવાથી સારા પરિણામ થયા છે તે છતા આ પ્રાંતમા તે પ્રયાસને વિસારે પડવા દીધો છે એથી આ કોન્ફરન્સને દીલગીરી થાય છે અને કોન્ફરન્સ સૂચના કરે છે કે આ પ્રતિબંધથી જે હાની થાય છે તે ઉપર લોકોનું ધ્યાન ખેચવા હવેથી વધારે પ્રયત્ન કરવા જોઇએ દરખાસ્ત કરનાર —ડાક્તર બાબુ ચદ્રસેન ટેકો આપનાર—મિ એન કે રામસ્વામી આયર અનુમોદન આપનાર—મિ ઠાકુર (મધ્યપ્રાંતના)

૮ દેવસ્થાનોને ધર્માદા આપેલી મીલ્કતનો વહીવટ હાલ ઘણી રીતે અને ઘણે ઠેકાણે વગેરે અમલદાર ચાલ છે માટે તે ઉપર વધારે દેખરેખ અને નિયંત્રણ રાખવાની બાબતમા પ્રથમની સાશીઅન કોન્ફરન્સમા થયેલા ઠરાવ આ કાન્ફરન્સ ફરી મંજુર કરે છે દરખાસ્ત કરનાર—મિ ભાનચાચારી (મંગળાગા મંદિરના વહીવટદાર) ટેકો આપનાર—મિ એન કે રામસ્વામી આયર

૯. કેફનિષેધ અને આચરણની પવિત્રતા વધારવા સારૂ સંસ્થાઓ બાંધી પ્રયાસ કરવા જોઈએ એવો આ કૉન્ફરન્સનો અભિપ્રાય છે. દરખાસ્ત કરનાર—મિ. બિપિનચન્દ્ર પાલ. ટેકો આપનાર—મિ. જદુનાથ મઝમુદાર.

૧૦. નાતોના પેટા વિભાગ વચ્ચે પરસ્પર લગ્નવ્યવહારની છુટ કર્યાથી લગ્નસંબંધી સુધારાના પ્રશ્નનો નિર્ણય સહેલો થશે એવો આ કૉન્ફરન્સનો અભિપ્રાય છે. દરખાસ્ત કરનાર—મિ. એન. એમ. સમર્થ. ટેકો આપનાર—મિ. સિ. વાય. ચિન્તામણિ.

૧૧. છોકરા અને છોકરીઓને પરણાવવાની ઉમરમા વધારો થયો છે તે જોઇ આ કૉન્ફરન્સને સંતોષ થાય છે, અને કૉન્ફરન્સ આશા રાખે છે કે આ દિશામા થતા પ્રયત્ન સતત ચાલુ રાખવામા આવશે. દરખાસ્ત કરનાર—મિ. એસ. સિંહ. ટેકો આપનાર—બાબુ દુર્ગાકાન્ત ચક્રવર્તી. અનુમોદન આપનાર—રાજા આપારાવ.

૧૨. આ કૉન્ફરન્સનો અભિપ્રાય છે કે લગ્ન પ્રસંગે ઘણા ખર્ચ કરવા, અને વિશેષે કરી કન્યા કે વરના માબાપ કે વાલી પાસે નાણાની માગણી કરવી, એ જનસમાજમા ભયંકર હાની કરનાર રીવાજ છે, અને આવા ખર્ચ ઓછા કરવાની કૉન્ફરન્સ સૂચના કરે છે. દરખાસ્ત કરનાર—નામદાર મિ. હરિ સિતારામ દિક્ષિત ટેકો આપનાર—બારાનશી બેનરજી અને પંડિત કૃષ્ણાચારી. અનુમોદન આપનાર—બાબુ ભૂપેન્દ્રનાથ બોસ.

૧૩. બીજો ધર્મ ગ્રહણ કર્યા પછી જેઓ હિંદુ સમાજમા પાછા આવવા ઇચ્છતા હોય તેમને પાછા દાખલ કરવાના પ્રયાસને ઉત્તેજન આપવું એ જરૂરનુ છે એમ આ કૉન્ફરન્સ ઠરાવે છે. દરખાસ્ત કરનાર—બાબુ સામચરણ સિરકાર. ટેકો આપનાર—મિ. જદુનાથ મઝમુદાર.

૧૪. ગોરીઆઓ (અતિશદ્રો)ની અને હિંદુ સમાજની બીજી શુદ્ર જાતિઓની સ્થિતિની ઉન્નતિ 'કરવા' માટે ઉપાય લેવાની જરૂર છે

એમ આ કૉન્ફરન્સ સૂચવે છે. દરખાસ્ત કરનાર—રાવબહાદુર. આર. એન. મુધોલકર. ટેકો આપનાર—બાબુ પી. સી. સેન.

૧૫. અનાથ બાળકો સારૂ દેશમા સ્થળે સ્થળે આશ્રમો સ્થાપવાની જરૂર છે એમ આ કૉન્ફરન્સને લાગે છે, અને કૉન્ફરન્સ સૂચવે છે કે આ માટે ફંડ ઉભા કરવા; અને ગયા બે દુકાળમા ઘણા અનાથ બાળકોને જુદા જુદા પરોપકારી મંડળોએ હવાલામા લીધા છે તે વાત લક્ષમા લેતા તથા ગયા ફેમિન કમીશને કરેલી ભલામણો લક્ષમા લેતા આ કૉન્ફરન્સ લાલા લજપતરાય, રાવબહાદુર આર એન. મુધોલકર, પંડિત મદનમોહન માલવ્ય, અને મિ. સુબ્રામણ્ય આયર, એ ગૃહસ્થોની કમીટી નિમે છે. એ કમીટીએ કૉન્ફરન્સ તરફથી સરકારને અરજી લખી મોકલી વિનંતિ કરવી કે ઉપર કહેલા સર્વ પરોપકારી મંડળોને સરકારે મહેરબાની કરી ફરમાવવું કે તમારા હવાલામાના બધા છોકરાની પૂરેપૂરી યાદીઓ મોકલો અને તે છોકરાના માબાપ, વતન વિગેરે વિશે ખબર મોકલો, અને એ યાદીઓ સરકારે જાહેર કરવી કે જેથી તે છોકરાના માબાપ કે વાલી હોય તો તેમને પાછા પોતાના કબજામા લઇ શકે. દરખાસ્ત કરનાર—લાલા લજપતરાય. ટેકો આપનાર—બાબુ ગંગાપ્રસાદ વર્મા.

૧૬. આ કૉન્ફરન્સનો અભિપ્રાય છે કે હિંદુ પંચાગ ઘણા વખતથી ફરી ગોઠવ્યુ નથી માટે તે સુધારવાનો હવે વખત આવ્યો છે. દરખાસ્ત કરનાર—મિ. પાધ્યે અને મહા કામેખનાથ તર્કવાદી. ટેકો આપનાર—પંડિત ચંદ્ર કિશોર તર્કતીર્થ.

૧૭. આ કૉન્ફરન્સ મિ. જસ્ટિસ ચંદાવરકરનો અન્તઃકરણપૂર્વક આભાર માને છે અને તેમને જનરલ સેક્રેટરી નિમે છે. દરખાસ્ત કરનાર—મિ. એન. એન. ઘોસ. ટેકો આપનાર—મિ. એન. એન સેન.

૧૮. અધ્યક્ષનો ઉપકાર માનવામા આવે છે. આ દરખાસ્ત મિ. જસ્ટિસ ચંદાવરકરે કરી હતી.



# આર્યન બ્રધરહુડ કોન્ફરન્સ*

હિંદુ પ્રજામા ફેલાયેના જુદી જુદી નાતોના વિભાગ પ્રજામા ભિન્નતાનો ભાવ સ્થાપે છે અને દેશના પ્રકર્ષને અનેક રીતે રોકે છે, તેથી, એ અનિષ્ટતા દૂર કરવાના ઉદ્દેશથી મુબાઇમા આર્યન બ્રધરહુડ નામે સસ્થા સ્થાપન થયેની છે મિ કિસનનાલ ર દફતરી એ સસ્થાના મત્રી અને અગ્રણી છે એ સસ્થામા દોઢસો સભાસદ છે, અને મહારાજા ગાયકવાડ, મહારાજા હોલ્કર અને મૈસૂરના મહારાજા સભાસદ થયેના છે ન્યાયમૂર્તિ સર નારાયણ ચદાવરકર એ સસ્થાના પ્રમુખ છે ગઈ દીવાળીના તહેવારમા એ સસ્થાએ મુબાઇમા સુધારકોની કોન્ફરન્સ ભરી હતી, અને તેમા જાતિભેદના વિષયને મુખ્ય લક્ષ્ય કર્યો હતો, કાન્ફરન્સની બેઠક તા ૯ અને તા ૧૦ નવેમ્બર ૧૯૧૨ ના દિવસોએ ફ્રામજી કાવસજી ઇન્સ્ટિટ્યુટના હોલમા થઇ હતી શ્રોતાજનોની મ્હોટી સખ્યા મળી હતી મુબાઈના મડળ ઉપરાત ગુજરાતમાથી અને દક્ષિણમાથી પણ આ કાર્યના સમર્થકો પ્રતિનિધિ તરીકે આવી સામેલ થયા હતા કેટલીક સનારીઓ પણ હાજર હતી સર નારાયણ ચદાવરકરને કોન્ફરન્સના પ્રમુખનુ પદ આપવામા આવ્યુ હતુ

તા ૯ મીએ સભાના કાર્યનો આરભ કરતા સર નારાયણ ચદાવરકરે ભાષણ કર્યું હતુ તેનો સાર નીચે પ્રમાણે—

આર્યન બ્રધરહુડનો હેતુ જાતિભેદથી હિંદુ પ્રજાને થતી હાનિ દૂર કરવાનો છે અને બ્રધરહુડમા દર અઠવાડીએ વનસ્પતિની સામગ્રીના ભોજન થાય છે તથા તેમા નાતનો ભેદ ગખવામા આવતો નથી નાતોથી થતી હાનિ વિશે લોકમત કેળવવા માટે અને તે

* જ્ઞાનસુધા ૧૯૧૨ ડીસેબર અક ૧૨ મો

સબંધી ઉપાયો લેવા સારૂ દર વર્ષે કોન્ફરન્સ મોલાવવાનો બધર ડે ઠરાવ કર્યો છે હાલ જે પ્રકારે નાતની વ્યવસ્થા ચાલે છે તે વેદ ઉપનિષદો અને ભગવદ્ગીતામા દર્શાવેના માનવોજાતિના સિદ્ધાન્તોથી વિરૂદ્ધ છે એ ભૂતકાળનો ઇતિહાસ લક્ષમા લઈ વિવેક બુદ્ધિથી સુધારો કરવાની આવશ્યકતા છે શાસ્ત્રમા કરેલી વ્યવસ્થા કાળાન્તરે બદલવી પડે છે તેથી નવી રૂઢિઓ ઉત્પન્ન થાય છે અને તેથી શાસ્ત્ર કરતા રૂઢિને વધારે બલવાન ગણવામા આવે છે પરતુ એ રૂઢિ પણ જ્યારે વર્તમાન કાળને પ્રતિકૂળ થઇ જાય છે ત્યારે તે લાભકારક હોવાને બદલે જુલમ કરનાર થઇ પડે છે રૂઢિનો રોટલો ઘણો વાસી થઈ ગયા પછી હિંદુ પ્રજા એજ રોટલાપર ગુજરાન કરતી આવી છે તેથી આપણે માત્ર હયાતી અનુભવીએ છીએ પણ જીવન જીવતા નથી વર્તમાન રૂઢિનુ અનુસરણ વગર વિચારે કરવાથી આપણે ભૂત અને વર્તમાન કાળ વચ્ચે અથડાયા કરીએ છીએ વેદમા જે ચાર જાતિઓ વર્ણવી છે તે જન્મને આધારે ગણેલી છે એમ માનવાનુ કાંઈ કારણ નથી ઉલટુ ધધા પ્રમાણે એ જાતિઓ ગણેલી જણાય છે આ વાત ભગવદ્ગીતામા સ્પષ્ટ કહેલી છે કેમકે ગુણકર્મના વિભાગ પ્રમાણે ચાર વર્ણના વિભાગ તેમા ઠરાવ્યા છે હાલ અર્થશાસ્ત્રમા જે મજૂરની વહેચણી (division of labour) કહેવાય છે તેની વહેચણી માટે એ ચાર જાતિઓ કરેલી છે એમ ફલિત થાય છે એ જાતિવિભાગથી એવુ કાર્ય સરતુ ઘણા વખતથી બધ પડયુ છે ચાર ને બદલે હજારો નાતો થઈ ગઇ છે અને તે નાતો એવી એક બીજાથી જુદી અને એક બીજાની સામે થઇ છે કે હિંદુ એ માત્ર નામ રહ્યુ છે અને હિંદુ કોમમા વાસ્તવિક ઐક્ય રહ્યો નથી ધર્મશાસ્ત્રોમા લખ્યુ છે કે ઉતરતી જાતિનો પુરૂષ બ્રાહ્મણ સરખી ચડતી જાતિનો પાચમી છઠ્ઠી કે સાતમી પેઢીએ થઇ શકે તે પણ હવે બંધ પડયુ છે, અને આ હજારો નાતો ગુણકર્મથી નહિ પણ માત્ર જન્મથી રચાય છે પ્રજાના વ્યવહારમા તે

કામની વહેંચણી તરીકે ઉપયોગી રહી નથી અને માત્ર પ્રજાની ઉન્નતિને અટકાવે છે

જનસમાજના મડળોના આરંભકાળમા, ચમચીવની ખોગક સેના નાના બાળક જેવી વ્યવસ્થા હોય છે પણ કેળવણી અને જ્ઞાનનો પ્રકાશ થાય છે અને જનસમાજનો અનુભવ વધે છે ત્યારે બંધનરૂપ વ્યવસ્થા ટકતી નથી અને વિચાર અને વર્તનની સ્વતત્રતાની ભાવના ઉદ્ભવે છે અને બીજી જાતની વ્યવસ્થાની જરૂર ઉભી થાય છે. નાતની વ્યવસ્થામા હવે દુરાચાર અટકાવવાનુ સામર્થ્ય નથી, નીતિની પુષ્ટિમા નાત મદદ કરી શકતી નથી ખાવા પીવામા પણ નાતને લીધે ઢોંગ અને અસત્ય પ્રવર્તે છે લોકો ખુશીમા આવે તેમ ભોજનવ્યવહાર કરે છે, હોટેલોમા અને ઇરાનીની દુકાનોમા ખાયપીએ છે અને નાતમા એક અને બહાર બીજે એવા બે જુદા દભમય દેખાવ ધારણ કરે છે આથી જીવન માનસિક અને નૈતિક વિરોધવાળુ થયુ છે મદ્યપાનને નાત અટકાવી શકતી નથી નાતનો નિયમ ગુપ્ત રીતે તોડવો અને બહારથી તે પાળવાનો ઢોંગ કરવો એટલુ જ બસ ગણાય છે નાત દભમય સમાધાન કરીને આંખમીચામણા કરે છે અને તેથી પ્રજામા મનોબળ તથા નીતિબળ ઘટે છે અને બીકના વધે છે આવી વ્યવસ્થા હોય ત્યા વિચાર અને કર્મની ઉન્નતિ તથા સ્વભાવની દૃઢતા કયાથી પ્રાપ્ત થાય? પૌરુષની પ્રાપ્તિ શી રીતે થાય? નાતની વ્યવસ્થા વર્તમાન સમયને પ્રતિકૂળ થઇ જવાથી આ પરિણામ આવ્યુ છે એ વિરોધથી આપણી પ્રજામા લક્ષણની ઉચ્ચતા શિથિલ થઇ છે, નિર્બળભાવ વધતો જાય છે, પુરુષાર્થ કરવાની અને લોકહિત સાધવાની શક્તિ ક્ષીણ થતી જાય છે, અને આ નાતરૂપ રાક્ષસ આપણા પ્રજાત્વનો નાશ કરશે એવી ભીતિ ઉત્પન્ન થઈ છે

એમ કહેવામા આવે છે કે બુદ્ધ, બસવ, નાનક અને રામાનુજ નાત સામે ફાવ્યા નહિ તો આપણે કેમ ફાવીશુ? પરતુ, તે

વખતે જે સુયોગ નહોતા તે હવે આવ્યો છે. આખા દેશમા જ્ઞાન ફેલાવા માડ્યુ છે. કાયદો સહુને સરખા ઠરાવે છે, રેલવે ટ્રામ વગેરે માર્ગ વિસ્તારથી ઉઘડ્યા છે. જે વર્ગોને શૂદ્રો કહેવામા આવે છે તે પણ ધીમે ધીમે પણ નિશ્ચિતપણે જાગૃત થતા જાય છે. સમુદ્રગમન કરનારને તેમ જ બીજાઓ સાથે જમનારને પહેલા જેટલી હેરાનગતિ થતી નથી અલબત્ત, આમ છતા પણ આ સર્વ કઠણ છે, પણ કાર્યની કઠણતાથી માણસની કિંમત થાય છે. જેમ વધારે મુશ્કલી તેમ વધારે વીરત્વની સિદ્ધિ–એવો નિયમ છે. આપણે ફત્તેહમદ થઇએ કે ન થઇએ પણ આ નાતરૂપી રાક્ષસ સામે આપણે વિગ્રહ કરવો જોઇએ વર્તમાન સમયના બળ આપણા પક્ષમા છે. આપણા આરભપ્રયત્ન નાના અને જીજ હશે, પણ મને શ્રદ્ધા છે કે નાની શરૂઆતથી મહાન પ્રજાઓ ઉત્પન્ન થાય છે નાત હાલ જેવી અવસ્થામા આવી ગઇ છે તે અવસ્થા સામે વિગ્રહ કરતા દભમય જીવન સામે, ભીરતા સામે મકલ્પ કરવાની અશક્તિ સામે, મકુચિત બુદ્ધિ સામે વિગ્રહ કરવાનો છે આપણુ યુદ્ધ તે નીતિના વિજય માટેનુ યુદ્ધ છે, અને ઉપહાસ તથા તિરસ્કાર સામે આપણે દઢતાથી રહીશુ તો જરૂર વિજયવત થઇશુ આ કાર્ય પ્રભુનો પ્રેમ પ્રવતાવવાનુ કાર્ય છે એ પ્રેમથી સર્વના વણ રૂઝાય છે અને સર્વ બધુભાવથી ઐક્ય પામે છે એ પ્રભુપ્રીત્યર્થ કરવાના કાર્યમા પ્રભુ આપણને સહાયતા કરો

પ્રમુખના આ ભાષણ પછી મિ દફતરીએ કોન્ફરન્સના ઉદ્દેશ વિશે વિવેચન કર્યું ત્યારબાદ નીચે પ્રમાણે ઠગવ કરવામા આવ્યો

૧ '(અ) આ કોન્ફરન્સ જાહેર કરે છે કે વર્તમાન સમયમા હિંદુ કોમમા અનેક નાતો અને પથોથી ઘણા વિભાગ પડી ગયા છે તો પણ એ કોમમા પ્રાચીન અને પ્રમાણભૂત શાસ્ત્રોમાના મૂળ સિદ્ધાન્તો પ્રમાણે હિંદુ કોમ તે અવિભક્ત અને એકસરખા બધાર-

જુની પ્રજા છે; પરંતુ ઐક્યનો ભંગ કરનારા અને કોમને તોડીને કકડા કરી નાખનાર કેટલાક અનિષ્ટ રીવાજો એ કોમમાં પેશી ગયા છે અને તેથી સંપ અને ભ્રાતૃભાવની ગાંઠ જતી રહી છે. આને પરિણામે વર્તમાન સ્થિતિને અનુકૂળ થઇ ઉન્નતિ પામતાં અવરોધ થાય છે. આ કારણથી આ કોન્ફરન્સ ઠરાવે છે કે આ અનિષ્ટ રીવાજો સંબંધમાં લોકમતને સંસ્કારી કરવાના ચાલુ પ્રયત્ન પદ્ધતિસર કરવાનો સમય આવ્યો છે, અને અર્વાચીન કાળમાં આગળ વધતી પ્રજાઓ સાથે હિંદુ કોમ ગતિ કરી શકે તે માટે એ કોમમાં ઐક્ય બંધાય એવા સ્પષ્ટ ઉપાયને સરલ કરવાની જરૂર છે.

(બ) આ કોન્ફરન્સનો અભિપ્રાય એવો છે કે આપણામાં નાતોના જે અનેક ભાગ અને ભેદ પ્રવર્તમાન છે, અને, ગુણ, કર્મ, યોગ્યતા, પદવી, લક્ષણ, શક્તિ, ધંધો, એ સર્વની ગણના વિના માત્ર જન્મ પ્રમાણે ચઢિઆતાપણું અને ઉતરતાપણું માનવાના જે વિચાર છે, તે ધર્મ અને સમાજવ્યવસ્થાના પાયાની ખરી રચનાથી વિરુદ્ધ છે અને તેને પરિણામે ઉપર કહેલા અનિષ્ટ રીવાજોની હાનિ થઈ છે. આથી વ્યવહારની બધી દિશાઓમાં હિંદુ કામની વૃદ્ધિ નિર્બળ થઇ ગઇ છે અને સંપ, ઉન્નતિ અને સાહસિકતાની ભાવના કુંઠિત થઇ છે તે ખેદકારક છે.'

આ પછી ચર્ચાના વિષયો નક્કી કરવા કમીટી મળી. તે કમીટીએ નીચેના ઠરાવ ઘડયા તે તા ૧૦ મીની બેઠકમાં રજુ થયા અને પસાર થયા.

૨. '(અ) આ કોન્ફરન્સનો અભિપ્રાય એવો છે કે પ્રાચીન હિંદુ રીવાજ પ્રમાણે અને પ્રમાણભૂત શાસ્ત્રો તથા ધર્મગ્રન્થો પ્રમાણે જુદી જુદી જાતના હિંદુઓ વચ્ચે લગ્ન થઈ શકે છે, અને એવા લગ્નવ્યવહારને કાયદાનાં અને બીજી જાતના જે અન્તરાય નડે છે તે હિંદુ કોમની સ્વાભાવિક અભિવૃદ્ધિને હાનિકારક છે.

(બ) આ કોન્ફરન્સ સખત ભલામણ કરે છે કે આ સઘ અન્તરાય અને નડતર દૂર કરવા જોઇએ, અને, સરકારની કાયદા બાંધનારી સભાને આ કોન્ફરન્સ વિનતિ કરે છે કે ગમે તે નાત કે પેટા નાતના હિંદુઓ વચ્ચેના લગ્ન કાયદેસર છે એ બાબત શંકા ન રહે એવો કાયદો કરવાની જરૂર છે.

૩ (અ) આ કોન્ફરન્સ જુદી જુદી નાતોને વિનંતિ કરે છે કે નાતના માણસોને એટલી તો છુટ આપવી કે જે નાતો અને નાતવાળા તેમની નાતના ઘણી નજીકના છે તેમની સાથે ભોજનવ્યવહાર અને લગ્ન વ્યવહાર કરી શકાય, અને, પછી ધીમે ધીમે એવા વ્યવહારનો પ્રદેશ વધારવો અને, નાતના છુટક માણસોને આ કોન્ફરન્સ આગ્રહ પૂર્વક જણાવે છે કે હાલના જમાનાની સમાજ વ્યવસ્થા અને બીજી સ્થિતિને લીધે આવી છુટની આવશ્યકતા છે માટે ઉપદેશથી તેમ જ દષ્ટાંતથી તેમણે એ છુટને ઉત્તેજન આપવુ જોઇએ.

(બ) આ કોન્ફરન્સ નાતના શેઠીઆ, પટેલ, પંચ અને અધિકારીઓને ભલામણ કરે છે કે નાતના બંધન અને અંતરાય હિતકારક પ્રકારે શિથિલ કરવામા નડતી મુશ્કેલીઓ દૂર કરવામા તેમણે પોતાની વગ ચલાવવી જોઇએ.

૪. (અ) હિંદુ કોમની ઘણી નાતોએ પોતાની સ્થિતિ આગળ વધારવા અને વધારે સારી કરવા ઇચ્છા દર્શાવી તેથી આ કોન્ફરન્સને સંતોષ થાય છે, પણ, એ પ્રયાસ કરતા તેઓ એવા સાંકડા અને કેવલ નાતના મંડળના હિતના માર્ગ લે છે કે સમસ્ત કોમની એકતા, ઉત્કર્ષ અને કલ્યાણને તેથી હાનિ થાય છે એ જોઈ આ કોન્ફરન્સને ખેદ થાય છે.

(બ) આ કોન્ફરન્સનો અભિપ્રાય એવો છે કે નાતના ભેદ વિના મનુષ્યજાતિપરની વિશાલ લાગણીથી ઇસ્પિતાલો, નિશાળો, પાઠશા-

ળાઓ, મજ વગેરે કેળવણીની અને લોકકલ્યાણની સંસ્થાઓ સ્થાપન કર્યાથી હિંદુ કોમની મહાન સેવા થશે

૫ આ કોન્ફરન્સનો એવો અભિપ્રાય છે કે હિંદુ ધર્મમાંથી બીજા ધર્મમાં ગયેલા માણસોને હિંદુ કોમમાં પાછા આવવાની અનુકૂળતા કરી આપવી જોઈએ, અને, હિંદુપણાના દ્વાર પ્રાચીન કાળની પેઠે સર્વને માટે ખુલ્લા રાખવા જોઈએ

૬ આ કોન્ફરન્સ એવો નિશ્ચયાત્મક અભિપ્રાય પ્રકટ કરે છે કે હિંદુ કોમના ઉત્કર્ષનો આધાર હિંદુ કોમની સ્ત્રીઓની ઉન્નતિ, કેળવણી અને સુસંસ્કાર ઉપર અવશ્ય રહેલો છે

૭ આ ઠરાવોમાં સમાયેલા વિચાર કેળવનારના ઉત્સાહ લેવા સારૂ, આ ઠરાવો અમલમાં મુકવાનું જેઓ કબુલ કરે તેમની મંડળી સ્થાપનાના હેતુથી એવા માણસોનું રજીસ્ટર તૈયાર કરવા સારૂ અને આ કોન્ફરન્સના હેતુ અને ઉદ્દેશ સામાન્ય રીતે સફલ કરવા સારૂ આ કોન્ફરન્સ (અમુક) સભાસદો અને સદ્ગૃહસ્થોની એક 'વર્કિંગ કમીટી' નીમે છે

દરેક ઠરાવ મંજુર થતા પહેલાં જુદા જુદા વક્તાઓએ તે વિષય ઉપર યથોચિત વિવેચન કર્યું હતું

નામદાર મહારાજા ગાયકવાડે નાતના રીવાજની અનિષ્ટતા વિશે તથા તે દૂર કરવાના ઉપાય વિશે ઉત્તમ નિબંધ લખનારને ઈનામ આપવા ખુશી દર્શાવી છે તે મંજુરીનો પત્ર પ્રમુખે સભામાં વાંચી બતાવ્યો અને આ ઉદારતા માટે નામદાર મહારાજાનો ઉપકાર માનવામાં આવ્યો

તા ૧૧ મી નવેમ્બરે સાંજે શેઠ ત્રિભોવનદાસ મગનદાસ નથુભાઈના ગિરગામના બંગલામાં કોન્ફરન્સ તરફથી સ્નેહ સંમેલન ભરવામાં આવ્યું એ મેળાવડામાં પણ સારી સંખ્યા હાજર થઇ હતી

તા ૧૨ મી નવેમ્બરે રાત્રે કાશીબાગમા કૉન્ફરન્સ તરફનું ભોજન થયુ ભોજન વનસ્પતિના આહારનું હતુ અને ભોજનમા શામીલ થવા માટે રૂ ૧ ની ફી રાખવામા આવી હતી આશરે બસે અઢીસે માણસો એ ભોજનમા શામીલ થયા હતા અને તેમા કેટલીક સન્નારીઓ પણ હતી ભોજન પુરૂ થયા પછી કાશીબાગના દીવાનખાનામા સર્વ એકત્ર થયા અને સગીત વગેરેના વિનોદ પછી પ્રસગને ઉદ્દેશીને ભાષણો થયા ત્યાર બાદ મેળાવડો સમાપ્ત થયો

આ ભોજનમા શામીલ થનાર સ્ત્રીપુરૂષોના નામ કેટલાક વર્તમાન પત્રોમા પ્રસિદ્ધ થયા તેઓ કયી કયી નાતના છે તે પણ તે વર્તમાન પત્રોએ પ્રસિદ્ધ કર્યું ભોજનમા બે 'અત્યજો' સામેલ હતા એ હકીકત દર્શાવી મુબાઈના 'ગુજરાતી' પત્રે ઘણો ખળભળાટ કર્યો ભોજનમા સામેલ થનાર ઉપર ભારે હુમલા કર્યા અને તેમને નાતબહાર મુકવા તેમની નાતોને ઉશ્કેરણી કરી

સુધારાની ગતિ ન અટકે એવી જેમની ઈચ્છા હોય તેમને અમે વિનતિ કરીએ છીએ કે તેમણે પોતાના હૃદયને એ પ્રશ્ન પુછવો કે કયા સુધારાની ગતિ આ ભોજનના પ્રસગથી અટકી એમ તેમને લાગે છે ?–માત્ર જાતિભેદ દૂર કરવાના સુધારાની ગતિ અટકી કે દરેક વિષયના સુધારાની ગતિ અટકી, એમ તેમને લાગે છે ? દરેક વિષયના સુધારાની ગતિ આ ભોજનથી અટકી એમ તેમને લાગતુ હોય તો વિશેષ પ્રશ્ન એ વિચારવાનો છે કે એવી ધારણા શા કારણે છે ? આ ભોજનથી જુના વિચારના માણસોમા જે ખળભળાટ થયો તેથી મ્હોટી ઉમ્મરના લગ્ન થતા અટકશે અને બાળલગ્ન જ્યા બધ થયા હતા ત્યા તે પાછા શરૂ થશે ? કે, યુરોપ જતા લોકો રોકાશે અને યુરોપથી પાછા આવનારને વધારે હરકત પડશે ? કે, માબાપ છોકરીઓને નિશાળે મોકલતા અટકશે અને નિશાળે ભણતી છોકરીઓને ઉઠાડી લેશે ? કે, વિધવાવિવાહ કરનાર તરફ હાલ જે સહનની

વૃત્તિ છે તે ઉલટાઇ જશે અને તેમનો દીવેદિવના બંધ કરવામા આવશે? કે, અધગણીના અને રોવા કુટવાના ચાલ બંધ થવા માડયા છે તે પાછા શરૂ થશે? શાન્ત રીતે વિચાર કરતા જણાશે કે આવા પરિણામ થશે એમ માનવાનુ કાઇ કારણ જણાતું નથી. પરિણામ એ ભવિષ્યની બાબત છે, અને, ભવિષ્ય કેવું ઘડાય છે તેની વાટ જોવી એ વધારે સલાહ ભરેલું છે. અમને ભરોસો છે કે થોડા વખતમા જણાઇ આવશે કે આ વિષયોમા સુધારાની ગતિ કોઇ રીતે કુંઠિત થઈ નથી.

કદાચ એમ કહેવામા આવશે કે આ બોજનાથી નાતોની માકડી વૃત્તિ ઉત્તેજિત થઇ અને નાતોને પોતાનુ બળ અજમાવવાનો પ્રસંગ આવ્યો, તેથી, બીજા સુધારાના વિષયોમા પણ નાતોની સાકડી વૃત્તિ ઉત્તેજિત થશે અને નાતો દરેક સુધારો અટકાવવા માટે પોતાનુ બળ વાપરશે આ પણ ભવિષ્યની વાત છે, અને ભવિષ્યમા શુ બને છે તેની વાટ જોવી એ આ બાબતમા પણ સલાહ ભરેલુ છે. હજી સુધી કોઈ નાતે માબાપોને પોતાની છોકરીઓને નિશાળેથી ઉઠાડી લેવાની આજ્ઞા કરી નથી કે કોઇ માબાપો પાસે ખુલાસો પુછ્યો નથી કે તમારી છોકરીઓને હજી સુધી પરણાવી કેમ નથી,—એ હકીકત લક્ષમા લેવા જેવી છે. યુરોપ જવાનો પ્રચાર શરૂ થયો ત્યારે યુરોપથી પાછા આવનાર સંબંધમા નાતોની માકડી વૃત્તિ ઉત્તેજિત થઇ હતી, અને નાતોને પોતાનુ બળ વાપરવાના પ્રસંગ આવ્યા હતા. તે છતા, નાતોનુ બળ વધ્યુ નથી અને નાતો એ સુધારાને કે બીજા કોઈ સુધારાને આગળ વધતો અટકાવી શકી નથી એ હકીકત પણ લક્ષમા લેવા જેવી છે. અને સહુથી વધારે લક્ષમા લેવા જેવી હકીકત એ છે કે નાતોની હાલની વ્યવસ્થા જનસમાજના નીતિબળની વિરુદ્ધ છે, અને, સસારસુધારાની ગતિ જનસમાજના નીતિબળને આધારે થાય છે, નાતોની હાલની વ્યવસ્થાને સતુષ્ટ રાખીને સસારસુધારો થઇ શકે એમ નથી; સંસારસુધારાનો ઉત્કર્ષ સામાજિક

નીતિબળની વૃદ્ધિથી થાય છે; એ બળ ન હોય ત્યાં નાતોનો અવરોધ ન હોય તોપણ સંસારસુધારો વધી શકતો નથી; એ નથી. હિંદુ સમાજની ગતિ ઉન્નતિને માર્ગે વળી હોય તો નાતોનું બળ વધે એવો સંભવ જ નથી.

જાતિભેદ દૂર કરવાના સુધારાની ગતિ આ ભોજનથી અટકી છે એમ સુધારાના જે મિત્રોને લાગતું હોય તેમને એ પ્રશ્ન વિશે મનન કરવાની સૂચના કરીએ છીએ કે—જાતિભેદ દૂર કરવા માટે કયા કયા ઉપાય લેવા જોઈએ ? જાતિભેદ દૂર કરવો જોઈએ એ વિશે નિબંધ લખવા, પ્રમાણ બતાવવા અને ઠરાવ કરવાઃ એટલુ બસ છે એમ તેમને લાગે છે ? જાતિભેદનું જોર ચારે તરફથી નરમ થયું છે એ આ ત્રણ ઉપાય ઉપરાંત ઘણાઓએ પોતાના વર્તનમા જાતિભેદ ઓછો કરી નાખ્યાથી થયું એમ તેમને નથી લાગતુ ? સુધારાવાળાઓએ પોતપોતાના વર્તનમાં જાતિભેદ જુના વિચાર પ્રમાણે સખ્ત રીતે ચાલુ રાખ્યો, હોત અને માત્ર નિબંધ, પ્રમાણ અને ઠરાવ ઉપર આધાર રાખ્યો હોત તો જાતિભેદ શિથિલ રીતે પાળવાનો પ્રચાર કદી પ્રવર્ત્યો હોત ? જાતિભેદના નિયમ વર્તનમા શિથિલ કરનારને જેમ પોતાનું કૃત્ય વાજબી છે એવા ભરોસા સારૂ એ નિબધ, પ્રમાણ અને ઠરાવની જરૂર છે, તેમ, એ નિબંધ, પ્રમાણ અને ઠરાવ પ્રતિપાદન કરનારને પોતાના વિચારો અમલમા મુકી શકાય એવા છે એવા ભરોસાની જરૂર નથી ? તેમ જ, બીજા સુધારા પરિપૂર્ણ રીતે અમલમા આવશે એટલે જાતિભેદનો સુધારો વગર પ્રયાસે અને વગર જોખમે આપોઆપ અમલમાં આવશે એમ માનીને બેસી રહેવું એ યથાર્થ છે ? બીજા દરેક વિષયના સુધારાના વિકાસને નડનાર તે જાતિભેદ છે, પરદેશગમન છુટથી તે થવા દેનાર તે જાતિભેદ છે, કજોડા કરાવનાર તે જાતિભેદ છે, બાળલગ્નની ફરજ પાડનાર તે જાતિભેદ છે, સ્ત્રીકેળવણીમા આડે આવનાર તે જાતિભેદ છે,

વિધવાવિવાહના પ્રતિબધને પ્રવર્તાવનાર તે જ્ઞાતિભેદ છે, લગ્નમર
ણના ભારે ખર્ચ કાયમ રાખનાર તે જ્ઞાતિભેદ છે, ત્યા, એ મૂળમા
જ્ઞા ઘાની મે ટો સુધારો બીજા સુધારાનો પરિપૂર્ણ વિકાસ થવા
દેશે અને પોતાના નાર્શ માટે સુકરતા કરી આપશે એવી આશા
બાધવી એ વ્યર્થ છે જ્ઞાતિભેદનો સુધારો થાય તે વિના બીજા
સુધારાનો પરિપૂર્ણ વિકાસ થાય તેમ નથી બીજા સુધારામા જે
કાઇ ગતિ થઇ છે તે સાથે સાથે જ્ઞાતિભેદનું જોર નરમ પડવાથી
થઈ છે તેમ જ માત્ર કેળવણી અને જ્ઞાનના પ્રસાર સાથે કાનની
ગતિ થાય તે ઉપ આધાર રાખવો અને સુધારાનો અમલ કરવાનો
પ્રયાસ ન કરવો એ સૂત્ર જેમ બીજા સુધારા માટે ખોટુ છે તેમજ
જ્ઞાતિભેદના સુધારા માટે પણ ખોટુ છે જ્ઞાનનો સ્વભાવ એવો છે
કે તે એકલુ હોય તો વધારે ને વધારે સૂક્ષ્મ થતુ જઇ વરાસ પેઠે
ઉડી જવા માડે છે જ્ઞાનની સાથે ચારિત્રનો યોગ હોય ત્યારે જ્ઞાન
અસલ રૂપે જળવાઇ રહે છે અને ઉપયોગી થાય છે જે સુધારો
કરવો હોય તેના અમલની શરૂઆત કરવી જ જોઇએ

જ્ઞાતિભેદ મુખ્યત્વે કરી બે બાબતમા છે ભોજનવ્યવહારમા
અને લગ્નવ્યવહારમા કેટલીક નાતો એવી છે કે જેમના વચ્ચે પહેલા
ભોજનવ્યવહાર અને લગ્નવ્યવહાર હતા પણ હવે લગ્નવ્યવહાર બધ
થઇ ગયો છે અને માત્ર ભોજનવ્યવહાર રહ્યો છે ઘણી નાતો એવી
છે કે જેમના વચ્ચે ભોજનવ્યવહાર છે અને તથી લગ્ન વ્યવહાર થાય
તો તે સામે વધો ટકી શકે નહિ આ હકીકતથી એ વાત સ્પષ્ટ
થાય છે કે જ્ઞાતિભેદ દૂર કરવામા રહેતુ છે જ્યા ભોજનવ્યવહારનો
સ્વીકાર થાય છે ત્યા સમાનતાના ભાવનો ઉદ્ભવ થયા વિના રહેતા
નથી આ કૉન્ફરન્સના ભોજન ઉપરથી ઉત્પન્ન થયેલી જાતજાતની
ચર્ચામા એક એવો પણ પક્ષ ઉઠાવવામા આવ્યો હતો કે ભોજન
વ્યવહાર ન હોય ત્યા તે દાખલ કરવાથી જ્ઞાતિભેદ દૂર થઇ શકતા
નથી અને તથી સુધારાની પ્રવૃત્તિ સબધમા આ ભોજનપ્રસગની

જરૂર નહોતી * આ ભોજનપ્રસગથી ઉઠેલો ખળભળાટ આ દલી લને રદ કરે છે ભોજનવ્યવહાર ન હોય ત્યા તે દાખલ કરવાથી જાતિભેદનો ઉચ્છેદ શરૂ થાય છે અને વર્ણવ્યવસ્થામા ઉથલપાથલ થાય છે એમ માની જુના વિચારના લોકોએ આ ભોજન સામે વાધાના પોકાર કર્યા હતા અને નાતોએ બહિષ્કાર કર્યા છે આ ભોજન પ્રસગથી જાતિભેદનો પક્ષ કરનારના ચિત્તને જે ધક્કો લાગ્યો છે તે જ બતાની આપે છે કે જાતિભેદના સુધારામા ભોજનવ્યવહાર એ નજીવી વાત નથી પણ ગભીરતાવાળી પ્રવૃત્તિ છે કેટલીક નાતો ચઢિયાતી છે અને કેટલીક હલકી છે, કેટલીક બ્રાહ્મણોના સમર્ગને યોગ્ય નથી અને કેટલીક કોઇના સ્પર્શને યોગ્ય નથી, અને એ બધી નાતોએ સાથે બેસીને જમવાથી ઉત્તમ વર્ણોનુ શ્રેષ્ઠત્વ નષ્ટ થાય છે, એ પ્રકારની જે દલીલો આ ભોજન પ્રસગને પરિણામે પ્રકટ કરવામા આવી હતી તે દર્શાવી આપે છે કે હિંદુ કોમમા કેટલીક નાતોએ પોતાના ચઢિયાતાપણાનુ એક લક્ષણ એ માન્યુ છે કે બીજી નાતો તેમની સાથે બેસીને જમવાને લાયક નથી, અને એ બીજી નાતોનો ભોજન પ્રસગમા સસર્ગ થવાથી તેમનુ ચઢિયાતાપણું ખડિત થાય છે આ રીતે સમર્ગયોગ્યતામા એક સરખી શ્રેષ્ઠતાવાળા હોય તે જ સાથે બેસીને જમી શકે એ ધારણાને લીધે ભોજનવ્યવહારના પ્રતિબધમા ચઢતા ઉતરતાપણાની માન્યતા રહેલી છે અને, હિંદુ કોમના બધા માણસો તે સરખી રીતે હિંદુ છે, હિંદુપણામા સર્વ સમાન છે, સર્વ સરખી રીતે મળતા સમગ્ર હિંદુ

---

* કેટલાક એમ પણ કહેનાર નિકળ્યા હતા કે આ ભોજનમા સામેલ થનારા માત્ર બ્રાહ્મણો પૈસે મિષ્ટાન્નની લાલચે ત્યા ગયા હત આવી અણસમજુ ટીકાનો વિશેષ ઉત્તર આપવાની જરૂર નથી ફક્ત એટલુ કહીશું તો બસ છે કે બ્રાહ્મણો ફક્ત મળતા મિષ્ટાન્નને માટે બીજાને ત્યા જમવા જાય છે, સામો રૂપીઓ ભરીને જમવા જતા નથી અને, આ ભોજન પહેલાં કોન્ફરન્સની બેઠક થઇ હતી તેને અગે આ ભોજન કરવામા આવ્યુ હતુ

પ્રજા બને છે, હિંદુ તરીકે તેમના બધા હક્ક સરખા છે, અને કોઇ નાત બીજી નાતના મનુષ્યોના તિરસ્કારને કે અપમાનને પાત્ર નથી; એ ભાવના ઉદ્ભૂત થવા માટે ભોજનવ્યવહારની યોગ્યતાનો સ્વીકાર થવાની પરમ આવશ્યકતા છે.

આ ચર્ચામાં એમ પણ ભાર મુકીને કહેવામા આવ્યું છે કે આ રીતે ભોજનવ્યવહારના પ્રતિબંધ દૂર કરવાથી લગ્નવ્યવહારના પ્રતિબંધ પણ દૂર થશે, અને, વર્ણોનો સંકર થશે. આ ટીકા અમારી ઉપરની દલીલને પુષ્ટ કરે છે અને જાતિભેદ દૂર કરવા સારૂ આરંભમા ભોજનના પ્રતિબંધ દૂર કરવાની જરૂર છે એ વાત સર્વમાન્ય છે એમ બતાવી આપે છે. જાતિભેદ દૂર કરવો એ ઇષ્ટ છે એ વાત સુધારા માટે પ્રયાસ કરનાર વર્ગને માન્ય છે તેથી એ વિશે આ પ્રસંગે વિવેચન કરવાની જરૂર નથી. અને, વર્ણોના સંકરનો નિષેધ કરનારા જે સ્મૃતિવચનો છે તેના કરતા વધારે ઉચી ભાવના મહાભારતના જે વચનોમા દર્શાવી છે તે અહીં ઉતારીશુ તો બસ થશે.

न विशेषोऽस्ति वर्णानां सर्वं ब्राह्ममिदं जगत् ।
ब्रह्मणा पूर्वसृष्टं हि कर्मणा वर्णतां गतम् ॥

न कुलेन न जात्या वा क्रियाभिर्ब्राह्मणो भवेत् ।
चाण्डालोऽपि हि व्रतस्थो ब्राह्मणः स युधिष्ठिर ॥

न जातिर्दृश्यते राजन् गुणाः कल्याणकारकाः ।
जातो व्यासस्तु कैवर्त्यां श्वपाक्यास्तु पराशरः ।
बहवोऽन्येपि विप्रत्वं प्राप्ता ये पूर्वमद्विजाः ॥

'વર્ણો વચ્ચે ભેદ નથી, આ બધુ જગત્ બ્રાહ્મ (બ્રહ્મનું) છે; બ્રહ્મદેવે પ્રથમ સૃજેલું છે તેમાં કર્મથી વર્ણ થયા.'

'કુલથી કે જાતિથી (માણુસ) બ્રાહ્મણ થતો નથી. ક્રિયાથી

થાય છે, કેમકે, ચાંડાલ પણ વ્રતસ્થ (સદાચરણવાળો) (હોય તો) (હે) યુધિષ્ઠિર તે બ્રાહ્મણ (છે)'

'(હે) રાજા ! (જન્મથી થતી) જાતિ કલ્યાણકારક (તરીકે) જોવાની નથી (પણ) ગુણ કલ્યાણકારક (તરીકે) જોવાના છે'

૪(૯) 'વ્યાસ તો માછણને પેટે (અને) પરાશર તો ચાંડાલીને પેટે જન્મ્યા હતા, બીજા પણ ઘણા જે પ્રથમ દ્વિજ નહોતા તે બ્રાહ્મણ પણાને પામ્યા હતા'

આ ભોજનમા સામીલ થનારા બીજી નાતો સાથે લગ્ન વ્યવહાર કરશે કે કેમ એ પ્રશ્ન પણ પુછવામા આવ્યો છે * એનો ઉત્તર એ છે કે વરકન્યાના યોગ્ય જોડા જોડાના જોઇએ અને નાતના પ્રતિબંધથી અગાઉ અયોગ્ય જોડા જોડી હિંદુ સંસારમા દુખની પ્રવૃત્તિ થવા દેવી ન જોઇએ એમ જેમની પ્રતીતિ થઇ હશે તે તે પ્રમાણે અમલ કરવા પ્રયત્ન કરશે, એવી આશા રાખીએ છીએ પરતુ,

* એ પ્રશ્ન પૂછવામા ઘણી રીતે અસભ્યતા વાપરવામા આવી છે અને કેટલાક વર્તમાનપત્રોએ પોતાની જવાબદારી ભૂલી જઇ એવી અસભ્યતાને પોતાના લેખમા તેમ જ ચર્ચાપત્રોમા સ્થાન આપ્યુ છે એ જોઇ બહુ દીલગીરી થાય છે કોઇ પણ જોશભર્યા જાહેર સવાલનો પ્રસંગ આવે છે ત્યારે ગાલિપ્રદાન માટે તત્પર થઈ રહેવા માણસો પોતાનો લાગ આવેલો સમજે છે, પણ, જનસમાજ તરફ તેમની જવાબદારી છે તેમણે એવા માણસોને ઉત્તેજન આપવુ એ બહુ અનિષ્ટ છે

વર્તમાનપત્રોમાના કેટલાક ચર્ચાપત્રીઓએ પોતાનાં નામ પ્રકટ કરવાની પોતાની હિમ્મત ન છતાં આ ભોજનમા પ્રકટ રીતે સામેલ થનારા પર ભીરુતાના આરોપ કર્યાં છે! કેટલાક પોતાના નામ ગુપ્ત રાખી પોતે અત્યજ હોવાની ખોટી હકીકત કહી તેમને કોઈ કન્યા આપશે કે કેમ એવા પ્રશ્ન પુછ્યા છે કેટલાકે સુધારાવાળા હવે અગમ્યગમન (incest) કરશે એવા વચન લખ્યા છે જે વર્તમાનપત્રો આવા કચરાને આશ્રય આપતા સકોચાય નહિ અને તે પ્રસિદ્ધ કરતા તેની અયોગ્યતા માટે એક શબ્દ પણ કહે નહિ તે દેશનો ઉદ્ધાર કરશે એવી આશા ક્યાથી રાખવી?

નાતના ટુંકા મંડળને લીધે જેમને પોતાના પુત્રપુત્રીને નાનમા દર-કોઇ ઠેકાણે પરણાવવા એ અયોગ્ય લાગે તેઓ કોઇ કન્યા કે કોઇ વર બીજી નાતના છે એટલા જ કારણથી તેને પસંદ કરે એમ માગણી કરવી એ કેવળ અવિચારીપણુ છે. પરણનારનું ભવિષ્ય સુખ કેવા સંબંધથી ફલિત થશે એ મુખ્ય ધોરણ હોવુ જોઇએ. નાતની અંદર યોગ્ય જોડા શક્ય હોય છે અને શક્ય નથી પણ હોતા. અને, માત્ર જાતિભેદને વશ થઇ અયોગ્ય જોડા બાંધવા એ જેમ અનિષ્ટ છે, તેમ જ, માત્ર જાતિભેદ દૂર કરવા ખાતર અયોગ્ય જોડા બાંધવા એ પણ અનિષ્ટ છે. જ્યા કોઇ પણ પ્રકારની અનિષ્ટતા હોય ત્યા સુધારો કે ઉત્કર્ષ થતો નથી. વળી, બાળલગ્નની અનિષ્ટતા પણ લક્ષમા લેવાની છે; અને મુખ્ય પ્રશ્ન તે 'પરણાવવાનો' નહિ પણ 'પરણવાનો' છે, જેને પરણવાનુ છે તેણે પસંદગી કરવાની છે. એ મ્હોટી વાતની વિસ્મૃતિ થવી ન જોઇએ.

કેટલાક તરફથી એમ પણ કહેવામા આવ્યુ છે કે આ ભોજન પ્રકટ રીતે કરવુ જોઈતુ નહોતુ પણ, તે ગુપ્ત રાખવુ જોઇતુ હતુ, એવા ગુપ્ત ભોજનવ્યવહાર વિષે કૉન્ફરન્સમા મિ. નારાયણરાવ ચંદાવરકરે કહેલા વચન ઉપર ઉતાર્યો છે તેનો નિર્દેશ કરીશુ તો બસ થશે. ગુપ્ત ભોજનવ્યવહારથી સુધારાનુ કાર્ય આગળ વધતુ જ નથી. આ સંબંધમા સ્વ મણિલાલ નભુભાઇ દ્વિવેદીનુ એક વાક્ય ઉતારીશુ. તેઓ 'પ્રાચીન' પક્ષની અનેક પ્રકારે હિમાયત કરતા હતા તે છતા જાતિભેદ સંબંધે તેમણે એક પ્રસંગે કહ્યુ છે કે 'મારે નવીનો કહે છે તેવો એકાકાર વર્ણવ્યવહાર માન્ય છે, પણ ચાલતી જ્ઞાતિવ્યવસ્થા ગુપ્ત રીતે તોડવી એ વાત મને અત્યંત અમાન્ય છે' શુ 'નવીનો' ને એ વાત માન્ય છે એમ કહી શકાશે ?

આવા ભોજનવ્યવહારમા ઇષ્ટતા છે. પણ, હજી તેનો સમય આવ્યો નથી, અને, હજી પચાસ વર્ષ સુધી એવા સમયની વાટ

જોવાની જરૂર છે, એમ પણ કેટલાક તરફથી કહેવામા આવ્યુ છે અમુક સાર્વજનિક પ્રવૃત્તિ માટે સમય આવ્યો છે કે નહિ એ નક્કી કરવુ બહુ કઠણ છે, અને, તે વિષયમા પરિપક્વતાની અવધિના વર્ષની સંખ્યા ચોક્સ રીતે બાધવાનું કઇ યોગ્ય હાથ આવ્યુ નથી પરન્તુ દુનિયાના મહાપુરુષોના દૃષ્ટાન્ત તરફ જોઇએ છીએ તો એમ જણાય છે કે જે સાર્વજનિક પ્રવૃત્તિઓ તેમને ઇષ્ટ જણાઇ તેનો તેમણે પોતે જ અમલ કર્યો છે, કોઇ મહાપુરુષ એમ કહી ગયો નથી કે 'અમુક પ્રવૃત્તિ ઇષ્ટ છે એવો મારો મત છે પણ મારા પછી પચાસ વર્ષે તેનો અમલ કરજો' એક જમાનામા ઇષ્ટ ભાવના ઉદ્ભૂત થાય અને ભવિષ્યમા બીજા કોઇ જમાનામા તે ભાવનાનો અમલ થાય, એમ માનવ જાતિના ઇતિહાસમા બનતુ નથી ઇષ્ટ ભાવના પ્રકટ કરનાર મહાપુરુષો પોતાના કાળમા જ તે ભાવનાની પ્રવૃત્તિ કરે છે એમ બને છે ઇસુ, બુદ્ધ અને મહમ્મદ સરખા અત્યુચ્ચ પંક્તિના મહાપુરુષો દરેક જમાનામા ઉત્પન્ન થતા નથી પણ દરેક જમાનામા ઉચ્ચ ભાવનાઓ વહન કરવાનુ ઓછુ વધતુ સામર્થ્ય ધરાવનાર પુરુષો ઉત્પન્ન થાય છે અને, ઇષ્ટ માર્ગે જન સમાજની પ્રવૃત્તિ કરાવવાનુ પોતામા રહેલુ બળ તેઓ વાપરે છે સિદ્ધિ આણવાનું એ બળમા સામર્થ્ય છે કે નહિ તે કાળક્રમે જ જણાય છે પરન્તુ એ ઇષ્ટ પ્રવૃત્તિ માટે બળ હોય તે છતા તે રોકી રાખવુ એવો નિયમ થઇ શકતો નથી કોઇ વેળા પહેલો જ પ્રયત્ન સિદ્ધિમન્ત થાય છે, કોઇ વેળા અનેક પ્રયત્નો નિષ્ફળ ગયા પછી સિદ્ધિ આવે છે પરન્તુ પ્રયત્નની શરૂઆત કરતા પહેલા સિદ્ધિની અગાઉથી ખાતરી થઇ શકે એવો કોઇ માર્ગ હાથ લાગ્યો નથી અને, 'The virtue lies in the struggle, not in the prize'

આ ભોજનમા સામેલ થનારામાથી ઘણાએએ આસપાસના મડળના તથા નાતના દબાણને લીધે પ્રાયશ્ચિત્ત કર્યું એ ઘણુ ખેદ

કારક છે. પરંતુ, એ કસોટીમા તેમનાથી ટકાયુ નહિ તેથી એ કસોટીનો સમય આણવો જોઇતો નહોતો એમ લગતું નથી. 'સૈન્યને કદિ યુદ્ધના પ્રસંગમાં આણવું નહિ, કેમકે, એવા પ્રસંગથી જણાઇ આવે કે કેટલા યુદ્ધમા ટકી શકે એવા નથી, અને એ રીતે સૈન્યના બળનુ માપ ઉઘાડું પડી જાય.' એવો સિદ્ધાન્ત થઇ શકતો નથી. સૈન્યના બળનું માપ યુદ્ધની કસોટીમા નક્કી કરવાની પરમ આવશ્યકતા હોય છે. જેઓ એક વાર કસોટીમા ટકી શકતા નથી તેઓ એજ રીતે કસોટીમા કેમ ટકવુ તે શિખે છે, અને, કસોટી તે શી ચીજ છે તેનો એજ રીતે બીજાઓને ખ્યાલ આવે છે. અમને પ્રતીતિ છે કે સુધારાનો ઇતિહાસ જેમ ઘડાતો જશે તેમ આ પ્રસંગ કિંમતી થતો જશે.

અનેક નાતોમા આ ઉપરથી ચર્ચા ઉત્પન્ન થઇ અને આ ભોજનમા સામેલ થનારનો બહિષ્કાર કરવાની હીલચાલ થઇ એ 'અંત્યજો' સામેલ હોવાની હકીકત ભોજન વખતે ઘણાના જાણવામા નહોતી એ વાત કેટલાકે આગળ કરી, અને અપ્રકટ રીતે હોટેલોમા જમનારા અને યવનો તથા અત્યજોના હાથનું ખાનારાના એ કૃત્ય જાણવામા છતા તેમની નાત તરફથી એ બાબતમા કઇ કરવામા આવતું નથી એ વાત કેટલાકે આગલ કરી. પરંતુ, નાતોએ આવી હકીકત વિચારમા ન લેતા આ કોન્ફરન્સના ભોજનમા જમનારને નાતબહાર મુકયા અથવા તેમની પાસે પ્રાયશ્ચિત્ત કરાવી તેમને નાતમા લીધા. કેટલીક નાતોમા આ પ્રશ્ન ઉઠયા છતા તેનો નિર્ણય થવાનો બાકી રહ્યો છે. દક્ષિણના ગૃહસ્થો પણ આ ભોજનમા સામેલ હતા. પરંતુ, દક્ષિણની નાતોએ આ પ્રશ્ન ઉઠાવ્યો નથી અને કાઇ પગલા ભર્યા નથી.

ગુજરાતની નાતોના આ ખળભળાટને લીધે આ ભોજન સમારંભની યોગ્યાયોગ્યતા વિશે અનેક દૃષ્ટિબિન્દુથી ચર્ચા કરવામાં આવી

છે મેન્ફરન્સમા નાતની વ્યવસ્થા વિશે દર્શાવવામા આવેલા વિચાર અને થયેલા ઠરાવ સબધમા નાતોએ કાઇ ઉપાય લીધા નહિ અને આ માત્ર ભોજન સંબધમા જ ઉપાય લીધા, તેમજ, વર્તમાનપત્રોમા પણ ભોજનને ઘણુ મહત્ત્વ આપવામા આવ્યુ તથા કોન્ફરન્સમા બનેલી હકીકતને ઘણી ગૌણ ગણવામા આવી, એ સ્થિતિ પરથી એ વાતનુ પ્રતિપાદન કરે છે કે હાલની નાતની વ્યવસ્થા જેને શુદ્ધતા ગણે છે તેમા વિચારની કે મનની શુદ્ધતાનો સમાવેશ નથી, પણ, માત્ર બાહ્ય આચારની શુદ્ધતાનો સમાવેશ થાય છે, અને તે બાહ્ય આચારની શુદ્ધતા ખરી ન હોય અને દાંભિક હોય તોપણ ચાલે,–તે દાંભિક છે એવુ જાણવામા હોય તોપણ ચાલે છે 'અમે નાત નથી માનતા, અમે બધી નાતોના માણસોને સરખા ગણીએ છીએ' એમ કહેવાથી નાતની શુદ્ધતા જતી નથી, ચઢિયાતી ગણાતી નાતના માણસો હલકી ગણાતી નાતના માણસો સાથે ભોજનવ્યવહાર કરે એ તેમની આખી નાત જાણે, પણ એવો ભોજનવ્યવહાર નથી થતો એવી કૃત્રિમ કલ્પના નાત કરી લે અને એવો ભોજનવ્યવહાર કરનાર એવી કલ્પનાને ખંડન ન કરે, એવી સ્થિતિથી નાતની શુદ્ધતા જતી નથી એવા ભોજન વ્યવહાર કરનાર સાથે નાત ભોજનવ્યવહાર રાખે તેથી નાતની શુદ્ધતા જતી નથી, માત્ર, હલકી ગણાતી નાત સાથે ભોજન કરનાર એવો વ્યવહાર સ્પષ્ટ રીતે પ્રકટ કરે ત્યારે નાતની શુદ્ધતા જાય છે ! આવી વસ્તુસ્થિતિથી નાત જેને આચારની શુદ્ધતા ગણે છે તે જળવાય છે એમ કોણ કહી શકશે ? અને, આવો દભ તથા કૃત્રિમતા પાળનાર અને પળાવનારના મનની શુદ્ધતા જળવાય છે કે તેમના વિચારની ઉન્નતિને પુષ્ટિ મળે છે ? તેમના હૃદયમા નીતિમત્તા વધે છે એમ કોણ કહી શકશે? હાલની વ્યવસ્થા કપેરી શુદ્ધતાની ભાવના નાતના માણસોના મ્હોટા ભાગના ચિત્તમા ગ્રાહ્ય રહી નથી, અને, એક બીજાને તત્કાળ અગત અડચણ ન આવે માટે તે શુદ્ધતા

જાળવવાનો દંભ કરી કામ ચલાવી લેવામાં આવે છે એ સ્પષ્ટ છે. આવી દશા કાયમ રાખવામાં હિન્દુ પ્રજાનું હિત સમાયેલું છે એમ કોઈનું પણ અંતઃકરણ સાક્ષી પુરે છે?

જેમનું એમ કહેવું હોય કે હાલની નાતની વ્યવસ્થાએ માનેલી શુદ્ધતા પૂરેપૂરી અક્ષરશઃ જાળવવી જોઈએ, અસ્પૃશ્ય મનાયેલી જાતિઓનો સ્પર્શ જ ન કરવો જોઈએ અને ખાનપાનના વ્યવહારની મના છે તેવી કાયમ રાખવી જોઈએ,–તેમના અને કૉન્ફરન્સના વિચારોનો વિરોધ તર્કની કસોટીએ ચઢાવી શકાય તેવો છે. રોજના કામકાજમા સહુને ખ્રીસ્તી, પારસી, મુસલમાનો સાથે સ્પર્શ કરવાના પ્રસંગ આવે છે; રેલવેટ્રેનોમા, નાટકશાળાઓમા, તમાશાઓમા અને એવા બીજા જાહેર મેળાવડાના પ્રસંગોમા હિંદુ 'અન્ત્યજો' સામેલ થઇ શકે છે અને થાય છે. મહોટા શહેરોમા પાણીના નળ હોય છે ત્યાં બધી કોમો અને બધી જાતો નળમાંથી પાણી લઇ શકે છે; યુરોપમા બનેલી દવાઓ અને પુષ્ટિકારક ખોરાકની ચીજો જથાબંધ વપરાય છે; બરફ અને 'એયરેટેડ વોટર્સ'નો છુટથી ઉપયોગ થાય છે. આ સદ્દમા સ્પર્શાસ્પર્શની અને ખાનપાનના વ્યવહારની શુદ્ધતાના નિયમોનો ખુલ્લી રીતે ભગ થાય છે, અને, તે ભગ માટે કોઇને નાતબહાર મુકવામા આવતા નથી, કોઈ પ્રાયશ્ચિત્ત કરતુ નથી, કોઇ સ્નાન કરતુ નથી, લુગડા બોળી નાખતુ નથી કે જનોઇ બદલતું નથી. આ બધુ આપત્તિકાળને લીધે કરવુ પડે છે એમ કહેવું એ વ્યર્થ છે અને અપ્રમાણિક છે. એમાના એક પણ પ્રકારનું વર્તન કરવાની કોઇને ફરજ પડતી નથી, અને, એમાના દરેક કાર્યથી દૂર રહેવું હોય તો દૂર રહી શકાય તેમ છે. કેટલાક એમાના કોઇ કોઇ કાર્યથી દૂર રહેનારા પણ હોય છે. વ્યવહારના સ્વાર્થ સાધવા સારૂ નોકરી કે વેપાર ખાતર અસ્પૃશ્ય જનોનો સ્પર્શ કરવામા આવે છે અને રેલવેની મુસાફરી કરવામા આવે છે, તેમા કાંઈ આપત્તિકાળની ફરજ નથી; અસ્પૃશ્યનો સ્પર્શ કોઇ પણ રીતે ન થાય એવી શુદ્ધતા

જેને જાળવવી હોય તે એવા પ્રસંગ આવે તેવી નોકરી કે વેપારથી દૂર રહી શકે છે અને રેલ્વેને બદલે પગરસ્તે મુસાફરી કરી શકે છે. કેટલાક સાધુઓ પગરસ્તે જ મુસાફરી કરે છે, અને જાનાના કેટલાક સંઘ હજી પગરસ્તે જાય છે. નાટકશાળામા અને તમાશાઓમા ન જવું હોય તો ત્યા જવાની ફરજ પડતી નથી. પાણીના નળનું પાણી ન પીવુ હોય તો કુવા અને ટાકાનુ પાણી પી શકાય છે અને તેમ કરનારા કેટલાક હોય છે યુરોપથી આવતા ખાનપાનના પદાર્થોનો અને બરફનો તથા 'એેરેટેડ વોટર્સ' નો સમૂળગો ઉપયોગ ન કરવાનો નિયમ કરવો હોય તો તે થઇ શકે છે જેઓ આ બાબતોના નિષેધને શુદ્ધતા માને છે તેઓ રાજી ખુશીથી પોતાના હિત ખાતર, સગવડ ખાતર અને તન્દુરસ્તી ખાતર એ નિષેધના નિયમ તોડે છે. 'આણાન્તે પણ ધાર્મિક શુદ્ધતા જાળવવા અમે તત્પર છતા શુદ્ધતાનો ત્યાગ કર્યા વિના અમારે છૂટકો નથી' એમ તેઓ કહેતા હોય તો તે માત્ર દભ છે. એ પ્રકારની કહેવાતી 'શુદ્ધતા' જાળવનારા થોડા છે, અને, પ્રજાનો ઘણો ભાગ એ 'શુદ્ધતા' જાળવનો નથી; એ વાત દર્શાવે છે કે પ્રજાના ઘણા ભાગને એ 'શુદ્ધતા' જાળવવા જેવી લાગતી જ નથી.

ઉપર કહેલા પ્રસંગો હાલના જમાનામા બદલાયેલી સ્થિતિમાં શરીરના અને સ્વાર્થના લાભ ખાતર આવશ્યક છે માટે તેમા 'શુદ્ધતા' નો નિયમ શિથિલ કર્યા વિના છુટકો નથી,-એમ કહેવામા આવે તો એ લક્ષમા રાખવું જોઇએ કે એ દૃષ્ટિબિન્દુએ હાલનો જમાનો તે આપત્તિકાળ નથી પણ સપત્તિકાળ છે, કેમકે, સંપત્તિ માટે એ હાલના સાધનોનો ઉપયોગ થાય છે, કોઇ વ્યક્તિ ઉપર આવી પડેલી થોડા કાળની આકસ્મિક આપત્તિ દૂર કરવા માટે એ સાધનોનો ઉપયોગ થતો નથી વળી, નાતોએ માનેલા શુદ્ધતાના નિયમો જો વર્તમાન સમયમા બદલવા લાયક હોય તો એ સૂચિત થાય છે કે નિયમોમા 'સનાતન સત્ય' નથી, પ્રજાના સદાકાળના વર્તન માટે

# બીજી પ્રાન્તિક સંસારસુધારા પરિષદ્

ગયે વર્ષે મુબાઇમા મળેલી પ્રથમ પ્રાન્તિક મસારસુધારા સમાજમા થએલા ઠરાવ પ્રમાણે આ વર્ષે અમદાવાદમા પ્રાન્તિક સસારસુધારા સમાજ ભરવામા આવી હતી ઇસ્ટરના તહેવારમા પરિષદ્ ભરવાનુ નક્કી થયા પછી કેટલાક અનિવાર્ય કારણોને લીધે તા ૫ મી તથા ૬ ઠ્ઠી એપ્રીલે પરિષદ્ મળી હતી.

ગયા વર્ષની માફક આ વર્ષે પણ પ્રથમ દિવસે એટલે પાચમી તારીખે માત્ર પ્રતિનિધિઓની સભા ભરવામા આવી હતી આ સભામા, બીજે દિનસે પરિષદ્મા રજુ કરવાના ઠરાવો સ બની ચર્ચા કરવામા આવી હતી લગભગ ૮૦ પ્રતિનિધિઓએ આ સભામા હાજરી આપી હતી

બીજે દિવસ એટલે તા ૬ ઠ્ઠીએ પ્રેમાભાઇ હોલમા બરાબર રહાડા અગીઆર વાગે પરિષદ્નુ કામ શરૂ કરવામા આ યુ પ્રેમાભાઈ હોલ પ્રતિનિધિ તેમજ પ્રેક્ષકોથી ભરાઇ ગયો હતો પ્રતિનિધિઓની સખ્યા લગભગ ૧૦૦ ની અને પ્રેક્ષકોની ૪૦૦ ની હતી કેટલાક સ્ત્રી પુરુષોએ ઉદ્બોધનનુ ગીત ગાયા પછી પરિષદ્ની સ્વાગત કમિટીના પ્રમુખનુ ભાષણ વાચવામા આવ્યુ અનેની સસારસુધારા સમાજના પ્રમુખ ઑનરેબલ સરદાર સર ચીનુભાઇ માધવલાલ બેરોનેટને પરિષદ્ની સ્વાગત કમિટીના પ્રમુખનુ સ્થાન આપવામા આવ્યુ હતુ તેઓ મુબાઇમા અગત્યના કામસર રોકાઇ જવાથી તેમનુ ભાષણ રા જીવણલાલ વ્રજરાય દેસાઇ, બેરીસ્ટરે વાચ્યુ હતું સર ચીનુભાઇએ પોતાના ભાષણમા સસારસુધારાના સઘળા અગત્યના પ્રશ્નોનો ઉલ્લેખ કર્યો હતો તેમણે જણાવ્યુ કે પ્રજા તરીકે આપણું

* જ્ઞાનસુધા એપ્રિલ, મે ૧૯૧૩

# બીજી પ્રાન્તિક સંસારસુધારા પરિષદ્

ગયે વર્ષે મુંબાઇમા મળેલી પ્રથમ પ્રાન્તિક સંસારસુધારા સમાજમા થએલા ઠરાવ પ્રમાણે આ વર્ષે અમદાવાદમા પ્રાન્તિક સંસારસુધારા સમાજ ભરવામા આવી હતી. ઇસ્ટરના તહેવારમા પરિષદ્ ભરવાનું નક્કી થયા પછી કેટલાક અનિવાર્ય કારણોને લીધે તા. ૫ મી તથા ૬ ઠ્ઠી એપ્રીલે પરિષદ્ મળી હતી.

ગયા વર્ષની માફક આ વર્ષે પણ પ્રથમ દિવસે એટલે પાચમી તારીખે માત્ર પ્રતિનિધિઓની સભા ભરવામા આવી હતી. આ સભામા, બીજે દિવસે પરિષદ્‌મા રજુ કરવાના ઠરાવો સંબંધી ચર્ચા કરવામા આવી હતી લગભગ ૮૦ પ્રતિનિધિઓએ આ સભામા હાજરી આપી હતી.

બીજે દિવસ એટલે તા. ૬ ઠ્ઠીએ પ્રેમાભાઇ હોલમા બરાબર રહાડા અગીઆર વાગે પરિષદ્‌નુ કામ શરૂ કરવામા આવ્યુ પ્રેમાભાઈ હોલ પ્રતિનિધિ તેમજ પ્રેક્ષકોથી ભરાઇ ગયો હતો. પ્રતિનિધિઓની સખ્યા લગભગ ૧૦૦ ની અને પ્રેક્ષકોની ૪૦૦ ની હતી. કેટલાક સ્ત્રી પુરુષોએ ઉદ્‌બોધનનુ ગીત ગાયા પછી પરિષદ્‌ની સ્વાગત કમિટીના પ્રમુખનું ભાષણ વાચવામા આવ્યુ. અત્રેની સંસારસુધારા સમાજના પ્રમુખ ઑનરેબલ સરદાર સર ચીનુભાઇ માધવલાલ બૅરોનેટને પરિષદ્‌ની સ્વાગત કમિટીના પ્રમુખનુ સ્થાન આપવામા આવ્યુ હતું. તેઓ મુબાઇમા અગત્યના કામસર રોકાઇ જવાથી તેમનુ ભાષણ રા. જીવણલાલ વ્રજરાય દેસાઇ, બેરીસ્ટરે વાચ્યુ હતું. સર ચીનુભાઇએ પોતાના ભાષણમા સંસારસુધારાના સઘળા અગત્યના પ્રશ્નોનો ઉલ્લેખ કર્યો હતો. હેમણે જણાવ્યુ કે પ્રજા તરીકે આપણે [1]

* જ્ઞાનસુધા એપ્રિલ, મે ૧૯૧૩

જીવન ટકાવી રાખવું હોય, બીજી સુધરેલી પ્રજાની હરીફાઈમાં ઉતરવાનો આપણને જે પ્રસંગ આવ્યો છે તેનો લાભ લેઇ આપણા દેશનો ઉદ્ધાર કરવાની આપણી ઇચ્છા હોય, તો આપણા સમાજના અનેક અનિષ્ટ અંશોમાં ફેરફાર કર્યા સિવાય છૂટકો નથી પ્રજાની ઉન્નતિ સર્વ પ્રકારે અને સર્વ દિશામાં સાથે થવી જોઇએ રાજકીય, સામાજિક, ઔદ્યોગિક, ધાર્મિક વગેરે સર્વ રીતે પ્રજાની ઉન્નતિની આવશ્યકતા છે, એટલુંજ નહિ પણ એમાંથી એક ઉપર વિશેષ ભાર દેવાથી આખી ઉન્નતિને હાની પહોંચવાનો સંભવ છે દરવર્ષે કોન્ગ્રેસની સાથે બીજી અનેક પરિષદો ભરવામાં આવે છે, તેમાં રાષ્ટ્રીય, સામાજીક પરિષદ્ પણ ભરવામાં આવે છે પરન્તુ એક અઠવાડીઆમાં એટલી બધી પરિષદો હોવાથી અને કોન્ગ્રેસની બેઠક વિશેષ આકર્ષક હોવાથી બીજી પરિષદો તરફ જોઇએ તેટલું લક્ષ અપાતું નથી એટલા માટે પ્રાન્તિક પરિષદની–રાજકીય અને બીજી પરિષદોથી સ્વતન્ત્ર–વિશેષ જરૂર છે રાજકીય પરિષદની અગત્ય કોઇ રીતે ઓછી નથી ઉપર કહ્યું તે પ્રમાણે દેશની ઉન્નતિ માટે સર્વ દિશામાં એક સરખી રીતે પ્રયાસ થવાની જરૂર છે, પરન્તુ એ સર્વ પ્રવૃત્તિઓ એક બીજાથી સ્વતન્ત્ર રાખવાથી દરેક ઉપર વિશેષ લક્ષ આપી શકશે સર ચીનુભાઇએ પોતાના ભાષણમાં સ્વર્ગસ્થ સુધારક રા રા લાલશંકરભાઇના શોકજનક મૃત્યુથી ગુજરાતને પડેલી મહાન ખોટ વિશે ઈસારો કર્યો હતો અને પોતાના પિતામહ સ્વર્ગસ્થ રા બ રણછોડલાલને પગલે ચાલી દેશની ઉન્નતિના સર્વ કાર્યમાં યથાશક્તિ મદદ કરવાનો પોતાનો સંકલ્પ જણાવ્યો હતો સંસાર સુધારા સમાજે હાથમાં લીધેલા સર્વ પ્રશ્નોની અગત્ય બતાવ્યા પછી સર ચીનુભાઇએ જણાવ્યું કે ' જેમ જેમ આપણે લાંબો વિચાર કરીએ છીએ અને વધારે અનુભવ મેળવતા જઈએ છીએ તેમ તેમ આપણી ખાત્રી થાય છે કે આપણી સમાજમાં હાથે કરીને વ્હોરી લીધેલા અને વિનાકારણ પ્રચલિત થવા દીધેલા અનિષ્ટ રિવાજો છે,

તેવા પૃથ્વી ઉપર કોઈ પણ પ્રજામા નથી આ સર્વ રિવાજો આપણે હાથે કરીને ઉપજાવેલા હોવાથી તે દૂર કરી શકાય તેવા છે તો એ દૂર કરવાનુ અને તેમા જમાના પ્રમાણે યોગ્ય ફેરફાર કરવાનુ કામ અતિ અગત્યનુ છે."

સર ચીનુભાઇના ભાષણ પછી પરિષદ્‌ના પ્રમુખ તરીકે રા રા. નરસિંહરાવ ભોળાનાથને પસદ કરવાની દરખાસ્ત ઑનરેબલ ગ. બ રમણભાઇએ કરી રા. બ રમણભાઇએ જણાવ્યુ કે ગ. નરસિંહરાવ ગુજરાતમા એક પ્રતિષ્ઠિત વિદ્વાન, ઉત્તમ કવિ અને ગુજરાતી ભાષાના ઊંડા અભ્યાસી તરીકે સુવિખ્યાત છે એટલુંજ નહિ પરન્તુ સુધારક તરીકે પણ તેઓ જાણીતા છે અમદાવાદના પ્રખ્યાત સુધારક સ્વર્ગસ્થ રા બ ભોળાનાથ સારાભાઈના પુત્ર હોઇ તેઓ સુધારાના કાર્યમા કુટુમ્બની કીર્તિ કાયમ રાખી રહ્યા છે. સસાર-સુધારકોને પડતી અનેક અડચણો તેઓએ નિડરતાથી સહન કરી છે. અને એ રીતે ઉત્તમ સુધારકને યોગ્ય ધૈર્ય ત્હેમણે બતાવ્યુ છે. આપણા પ્રાન્તની પરિષદ્‌ના પ્રમુખની જગા માટે તેઓ સર્વ રીતે યોગ્ય છે. આ દરખાસ્તને રા ગ કૃષ્ણલાલ નરસિંહલાલ દેસાઇએ અનુમોદન આપ્યા પછી રા ગ. નરસિંહરાવે પ્રમુખસ્થાન લીધુ.

રા ગ. નરસિંહરાવે પ્રમુખ તરીકે ઘણું ઉત્તમ, વિદ્વતાપૂર્ણ અને હિમ્મત ભરેલુ ભાષણ કર્યું સંસાર સુધારા સમાજના ઉત્તમ ભાષણોમા આ ભાષણની ગણના કરી શકાય એવી ઉચી પ્રતિનું રા. નરસિંહરાવનું ભાષણ હતું. આપણા ઇલાકાના અને આ પ્રાતના અગ્રેસર સુધારકોના નામ સ્મરણ કરી ત્હેમણે સંસાર સુધારાના કાર્યને સ્વર્ગસ્થ લાલશકરભાઇના મૃત્યુથી કેટલી ભારે ખોટ ગઈ છે તે જણાવ્યુ. "આપણા એક શુદ્ધ, સાત્વિક, ને નિસ્પૃહ 'કાર્યવીર' ના સ્વર્ગવાસથી આપણને મોટી ખોટ ગઇ છે. સંસાર સુધારાનો એક સાચો ધુરધર ગયો' આ વ્યક્તિની વિશેષતા એવી હતી કે તે ભૂત અને વર્તમાનને પોતાની નતિક ભવ્યતાથી આચ્છાદિત

કરી હેતી હતી, જે ભવ્યના સ્મૃતિ પથમાંથી ખસી શકે એ સંભવતુ નથી ''

અગ્રેસર સુધારકોના નામ અને કાર્યનું સ્મરણ કર્યા પછી સમાજ સુધારણના કાર્યમા આપણે કેટલી પ્રગતિ કરી છે તે ગ. નરસિહરાવે જણાવ્યુ. એમનું માનવું એવું છે કે એકંદરે આપણે નિરાશ થવા જેવી આપણી સ્થિતિ નથી, જો કે એ દિશામા આપણે હજી ઘણુ કાર્ય કરવાનુ બાકી છે. બાળલગ્નની સંખ્યામા ઘટાડો, સ્ત્રી કેળવણી તરફ અભિરુચિ, વિધવાઓના પુનર્લગ્ન સ્હામે વિરુદ્ધતાની વૃત્તિમા ફેરફાર, પરદેશગમન સમ્બન્ધે ન્યાતોના દુરાગ્રહમા ફેરફાર વગેરે અનેક રીતે સમાજ સુધારણાના પ્રશ્નોમા લોકોની વૃત્તિમા ફેરફાર થવા લાગ્યો છે. થોડા વખત ઉપર મુબાઇમા 'આર્યન બ્રધરહુડ' તરફથી થએલા મેળાવડા વિશે બોલતા પ્રમુખે જણાવ્યુ કે "માસારિક અધોગતિના આદિ કારણ સાથે, અર્થાત્ નાતની સત્તા સાથે, લડનાર ઉત્સાહી સુધારકોની એક મડળીએ આ મેળાવડો કર્યો હતો. 'આર્યન બ્રધરહુડ' વિષે લોકોમા ઘણી ગેરસમજુત ચાલે છે. પણ તે મેળાવડામા થએલા એક જાગ્રત્ કાર્યના બચાવમા બોલવાનો આ પ્રસગ નથી પરતુ તે બનાવની વિરૂદ્ધ પોકારના પડઘા હજુ શાંત થયા નથી, માટે મારે કહેવાની જરૂર છે કે, જો કે આ બનાવના સંબધમા લોકોએ કાગનો વાઘ કરી દીધો છે તો પણ આ બનાવથી સાચા કોણ અને જૂઠા કોણ, સબળ કોણ ને નિર્બળ કોણ, દૃઢ કોણ ને ચલિત કોણ એ સ્પષ્ટ દેખાઈ આવ્યુ. આ બનાવને શાન્ત ચિત્તે અને ઉપરની દૃષ્ટિએ જોતા મને જણાય છે, કે આપણી જમા બાજુએ તેને એક નૈતિક અને ગૂઢ બળ તરીકે આપણે મૂકી શકીએ."

પ્રાકૃતિક દુનિયાની ઉત્ક્રાન્તિ (evolution) અને સમાજની ઉત્ક્રાન્તિની સરખામણી કરતા પ્રમુખે જણાવ્યુ કે એ બન્ને ઉત્ક્રા-

ન્તિના સામાન્ય નિયમ સરખા છે; એટલે કે જીવનકલહ માટે અયોગ્ય અને નિર્જીવ થતા જતા અંશોનો નાશ અને પ્રસંગે પ્રસંગે અનુકૂલ અંશોનો સ્વીકાર. પરન્તુ "સમાજનું અસ્તિત્વ મનુષ્યને લીધે છે અને તેથી કરીને સમાજના વિકાસમા મનુષ્યનું ચલણ રહે છે" ઉત્ક્રાન્તિની શક્તિઓના બળને મનુષ્ય કામે લગાડી શકે છે. માટે "તે બળનો ઉપયોગ જેમ ડહાપણથી, દીર્ઘદૃષ્ટિથી, ને શાસ્ત્રીયતાથી આપણે કરી શકીએ તેમ તેનો લાભ આપણને મળી શકે, તેટલા પ્રમાણમા આપણી મદદથી સમાજને ફાયદો થાય." આપણા સંસારમા જીર્ણ અને નુકસાનકારક અંશો સ્વીકાર્યા છતા તેને પર કરવાનો ઉપાય ન કરતા "વખત વખતનું કામ કરશે" એમ કહેનારા કેટલાક માણસો માટે પ્રમુખે બહુ યોગ્ય દલીનથી જવાબ આપ્યો છે.

"વખત વખતનુ કામ કરશે, આપણે બધુ વખતને સોપવું જોઇએ, ને સુધારો કરવાનુ કામ તજી દેવું જોઇએ–એવા વચનો બુદ્ધિહીન છે એમ આપણને આ તત્ત્વો સમજાયા પછી તરત જ જણાય છે. ધીરજનો ઉપદેશ કરનારા આવા વચનોથી માત્ર અકર્મ (inaction) ઉત્પન્ન થાય છે. પ્રવૃત્તિ તરફ બેદરકારી અને ઉદાસીનતા થાય છે, જોકે પ્રવૃત્તિથી જ માણસનો ઈશ્વરી અંશ પ્રતીત થાય છે વખત વખતનુ કામ કરશે એ દલીલમા 'વખત' નો અર્થ પ્રથમ દૃષ્ટિએ 'અકર્મ' થાય છે પરન્તુ વિવેચક બુદ્ધિથી જોશો તો જણાશે કે કાર્યકારણની પરંપરામા નીપજતા પરિણામોમા મનુષ્યોનો ફાળો એ જ અર્થ 'વખત' નો છે આ અર્થમા ખરેખર વખત વખતનુ કામ કરે છે જ. જુદી જુદી નાતો વચ્ચે ભોજન વ્યવહારની છૂટ, પરદેશગમન, વરકન્યાની ઉંમરનો વધારો, જુદી નાતોમા લગ્નવ્યવહાર, વગેરે બાબતોમા આપણા લોકોએ ધીમે ધીમે પગલા ભર્યા છે, બેશક આ પગલા આરંભમા જોઈ શકાય એવા નથી, છતા આખરે જણાયા વગર રહ્યા નથી. આ સર્વ પ્રગતિનું

કારણ છૂટાછવાયા માણસોએ તેમ જ એકત્રિત થએલા મનુષ્યોએ કરેલાં નિશ્ચિત કાર્યો જ છે. એ બધું વખત અથવા નસીબને લીધે થયું છે એમ કહેવું કેવળ મૂર્ખાઇ ભરેલું છે. આ બધું અર્થ વગરના 'વખત' ને લીધે થયું છે એમ કહેનારા માણસો કાં તો ખરેખર ઉદાસીન હોય છે, અથવા નૈતિકબળ વગરના હોય છે. વિના પ્રયત્ને, અને સુધારાનાં કાર્યો કરવામાં જે જોખમ ખેડવું પડે છે તે જોખમ વગર, તેવા માણસોને કાર્ય કરનાર બીજા મનુષ્યોના શ્રમનાં ફળ ચાખવા છે."

આપણા રિવાજોમાં ફેરફાર કરવા સ્હામે જેઓ એવો પોકાર કરી મૂકે છે કે આપણા રિવાજ પવિત્ર છે, ઋષિમુનિઓએ ઘડેલા છે, તેમાં ફેરફાર કરવાનો આપણને—આ જમાનાના સામાન્ય મનુષ્યોને-હક નથી તેઓ રા. નરસિંહરાવના કહેવા પ્રમાણે આપણા પ્રાચીન ઇતિહાસનું અજ્ઞાન બતાવે છે. આપણા દેશમા વખતને અનુસરીને સર્વ કાળમા યોગ્ય ફેરફારો થતા જ આવ્યા છે.

સંસારસુધારામા "બહુ જોસવાળું અને તેથી કરીને અસ્થાયી, છૂટક છૂટક, વ્યક્તિગત કામ ઘણીવાર નુકસાન કરે છે" એમ રા. નરસિંહરાવ માને છે. "ઉત્તમ પદ્ધતિ તો એ છે કે ઘણા મનુષ્યોએ એકત્રિત થઈ, વ્યવસ્થાપૂર્વક, સુસ્થિત તત્ત્વોને આધારે, ઘણી સભાળ લઇને કામ કરવું જોઇએ." આટલા જ માટે—"બધા ભેગા થાય, પરસ્પર વિચારો મેળવે, મુશ્કેલીઓનો વિચાર કરે, અને તો રસ્તો શોધી કહાડે, અને વધારે પ્રયાસ કરવાના માર્ગ નક્કી કરે."—એટલા માટે થોડે થોડે વખતે એકઠા મળી આવા કૉન્ફરન્સ ભરવાની અગત્ય છે. છૂટક છૂટક કામ કરો, વર્ષે, છ મહિને બધા એકઠા મળી ઠરાવો પસાર કરી વિખેરાઈ જવાથી શો ફાયદો છે? ઘણા કૉન્ફરન્સો થઇ ગયા, હવે એ તો માત્ર તમાશા જેવું છે' વગેરે કહેનારને રા. નરસિંહરાવે યોગ્ય જવાબ આપ્યો છે; અને તેઓ કહે છે તેમ ઘણી વખતે આવી દલીલ કરનારા "છૂટક કામને

બ્હાને પોતાના અધર્મને છાવરે છે" આપણે કેવળ વાતો કરીએ છીએ, વ્યવહારમા આપણા વિચારની કાર્યસિદ્ધિ કરવાનો પ્રયત્ન કરતા નથી એમ કહેનાર સુધારાના વિરોધીઓ તો ઉપેક્ષાને જ યોગ્ય છે કારણ કે સુધારકો જ્યારે કાર્ય કરે છે ત્યારે પણ "તેમને છાનામા તેઓ બાકી રાખતા નથી" અને નથી કરતા ત્યારે માત્ર વાતો કરો છો એમ કહે છે જેઓ સુધારા તરફ સહાનુભૂતિ ધરાવનાર હોઇ નિરાશાથી આવા ઉદ્ગાર કહાડે છે તેઓ સમાજમા ધીમે ધીમે પણ ચોકસ સુધારો થતો જાય છે તે તરફ દુર્લક્ષ કરે છે એમ કહેવુ જોઇએ

સંસારસુધારાસમાજમા સામાન્ય રીતે ચર્ચાતા સર્વ પ્રશ્નો ગણાવી પ્રમુખે પોતાના ભાષણમા ખાસ ભાર જ્ઞાતિની સંસ્થાના સુધારા ઉપર મૂકયો હતો મદ્યપાનનિષેધ, પડદાનો રિવાજ, વગેરે એ- બે સુધારા સિવાય સંસાર સુધારાનો એક પણ પ્રશ્ન એવો નથી કે જેમા જ્ઞાતિના અનિષ્ટ બન્ધનો વચમા ન આવતા હોય કન્યાઓને કેળવણી આપવા માટે કોઇ જ્ઞાતિ કોઇને ન્યાત બહાર મૂકતી નથી એ ખરૂં છે, પરતુ ન્યાતમા અમુક ઉમરે પરણાવવાનો રિવાજ હોવાથી ઘણી કન્યાઓના માબાપને ઇચ્છા વિરુદ્ધ પણ કન્યાઓની કેળવણી વહેલી બંધ કરવી પડે છે જ્ઞાતિમા જ લગ્ન કરવાનો રિવાજ હોવાથી, કન્યાને યોગ્ય કેળવણી આપી મ્હોટી ઉમ્મરે હરકોઇ ન્યાતના યોગ્ય યુવક સાથે લગ્ન કરવાનુ બને તેમ નથી આજ કારણથી ન્યાતના સામાન્ય રિવાજ કરતા વધારે મ્હોટી ઉમ્મરે છોકરા છોકરીઓના લગ્ન પણ થઇ શકવાના નહિ. એકંદર વિચાર કરતા જણાશે કે સમાજ સુધારાના સર્વ પ્રશ્નોમ વિઘ્નકર્તા જ્ઞાતિઓના અનિષ્ટ બન્ધન જ છે આ કારણથી રા નરસિંહરાવે બહુજ યોગ્ય રીતે, નિડરપણે, જ્ઞાતિઓના કૃત્રિમ બન્ધનો સ્હામે સખ્ત પ્રહાર કરી સમાજસુધારણાના કાર્યની યોગ્ય દિશા બતાવી હતી રા નરસિંહરાવના સર્વ લખાણમા જે જાતનુ

સ્પષ્ટવક્તૃત્વ અને સ્વતંત્ર વિચારપદ્ધતિ જોવામાં આવે છે તે, સમાજ સુધારાના આ મહત્ત્વના પ્રશ્નમાં પણ જણાતાં હતાં. "દૂધમાં અને દહિમાં" બન્નેમાં પગ રાખનાર બીરુ સુધારકોને કદાચ એમના આ ભાષણો રુચિકર નહિ લાગ્યાં હોય; પરન્તુ અમે ધારીએ છીએ કે પ્રમુખ તરીકેની ત્હેમની જવાબદારી સંપૂર્ણ સમજીને, બહુ જ પ્રમાણિકપણે, સર્વ વિચારશીલ અગ્રેસર સુધારકોના મનને અનુસરીને એમણે એમના વિચાર જણાવ્યા હતા. એમના ભાષણનો આ ભાગ અમને સર્વથી વધારે અગત્યનો લાગે છે.

"સુધારાને યોગ્ય પ્રશ્નોના મોટા ભાગનો સંબંધ ન્યાત જોડે છે; પણ મદ્યનિષેધ અને એક બીજી બાબત સિવાય બધા જ પ્રશ્નોના આધાર એક મહત્ત્વના તત્ત્વ ઉપર છે,–દરેક વ્યક્તિની સ્વતન્ત્રતા, અને સમાજના દરેક માણસને પોતાના વિકાસને અર્થે મળવી જોઇતી સરખી તક. ઉપર ગણાવેલા દરેક વિષયને આ તત્ત્વ લાગુ પડે છે એ જણાવવાની જરૂર રહેતી નથી. આપ સર્વ તરતજ તે સમજી શકો એવુ છે. અત્રે જણાવવુ જરૂરનુ હોવુ ન જોઇએ. છતા હું જણાવું છું કે સ્વતન્ત્રતાનો અર્થ અનિયન્ત્રિત સ્વેચ્છા કરવાનો નથી. એનો અર્થ તો એટલો જ છે કે આપણા સુશોભિત કૃત્રિમ મકાનની અંધિયાર હવાને બદલે ચારે તરફથી ખુલ્લુ વાતાવરણ ઉભું કરવું. આવી સ્વતંત્રતાને કેટલાક સમાજભાવનાની સામે થતી વ્યક્તિભાવના કહેશે. પણ આપણે સમાજના મૂળતત્ત્વોની વિરુદ્ધ લડવાનું નથી; આપણે તો જે નુકસાનકાર બન્ધનો (જુના સમયમાં ગમે તેટલા સારા હતા તો પણ) વ્યક્તિના નૈતિક, માનસિક, ને શારીરિક વિકાસમા આડે આવે છે, અને તેથી કરીને આખા સમાજની પ્રગતિને અટકાવે છે, તેમને જ માત્ર તોડી નાંખવાં છે. હું કબુલ કરું છું કે સમાજની બીજી વ્યક્તિઓના હક ઉપર તરાપ મારવામા ન આવે તેટલા માટે દરેક વ્યક્તિના હક ઉપર અંકુશ મૂકનાર તત્ત્વના પાયા ઉપર સમાજ રચાયો છે; અને

સુધરેના સમાજમા વ્યક્તિના હક જાળવવાને વ્યવસ્થિત પદ્ધતિ હોય છે એથી ઉનટુ સમાજની પ્રાથમિક સ્થિતિમા તેમ કરવાને કેવળ બાહુબળનો ઉપયોગ થતો આપણુ કર્તવ્ય સમાજના આ મૂળત ત્ત્વને તોડી પાડવાનુ નથી આપણે તો માત્ર એકમેકથી અવિરોધી ન્યાય અને સ્વતન્ત્રતા જોઇએ છીએ આપણે ફક્ત એટલુ માગીએ છીએ કે કઇ સ્ત્રી પોતાના દેશની અને પોતાના પરમેશ્વરની સેવાને અર્થે અવિવાહિત રહેવ ઇચ્છતી હોય તો બેશક તેને તેમ કરવા દો કોઈ વિધવાને ફરીથી પરણવાની ઇચ્છા થાય તો તેની ઇચ્છા પરિપૂર્ણ કરવામા અન્તરાય નડવો ન જોઇએ, કોઈ માણસને પોતાનુ ભવિષ્ય સુધારવા સારૂ, અથવા વધારે વિશાળ જ્ઞાન અને શક્તિ મેળવી દેશસેવા કરવા સારૂ, પરદેશ જવાની જરૂર જણાય તો તેને તેમ કરતા રાકવો ન જોઇએ, એક માણસ બીજા કોઈની સાથે બેસી જમવા ઇચ્છતો હોય અથવા પોતાના છોકરા તેના છોકરા સાથે પરણાવવા ઇચ્છતો હોય તો ન્યાતની કૃત્રિમ દિવાલો આડે આવવી જોઇએ નહિ

સુધારાના પ્રચાર માટે બુદ્ધિ ઉપર આધાર રાખવો કે પ્રાચીન શાસ્ત્રોના વચનો ઉપર, એ વિશે સુધારકોમા પણ મતભેદ જણાય છે ર નરસિંહરાવ કહે છે કે 'મનુષ્ય બુદ્ધિથી રચાએલા શાસ્ત્રોમા સ્વત પ્રામાણ્ય હોઈ શકે નહિ અને તેથી શાસ્ત્રોને જ પાયારૂપ ગણવા એ એક દોષ છે વળી, વિવેચક દૃષ્ટિથી અને ઐતિહાસિક દૃષ્ટિથી જોતા શાસ્ત્રો તે તે યુગની પરિસ્થિતિનુ પ્રતિબિમ્બ માત્ર છે, અને તેથી નવીન યુગમા બદલાએલી સ્થિતિમા તેના તેજ શાસ્ત્રો પ્રમાણ ભૂત રહી શકે નહિ મ્હારા અભિપ્રાય પ્રમાણે ન્યાય અને બુદ્ધિના સ્થાયી તત્ત્વોનો જ આધાર મારો છે, અને તેથી વ્યવહારમા મુશ્કેલી પડતી નથી ' આ ઉપરાંત શાસ્ત્રોના પ્રમાણ જણાવી અમુક સુધારો લોકોમા પ્રચલિત કરનારાના પ્રયાસનો ઇતિહાસ તપાસતા જણાશે કે એ પદ્ધતિ ફળિભૂત થઇ નથી સામાન્ય

રીતે લોકો શાસ્ત્રોને નહિ પણ રુઢિને જ માન આપે છે. શાસ્ત્ર સંમત હોય છતાં પણ રુઢિ વિરુદ્ધ હોય તેવી વાતો લોકો સ્વીકારતા નથી. પંડિત ઇશ્વરચન્દ્ર વિદ્યાસાગરના પ્રાચીન શાસ્ત્રોના જ્ઞાન વિશે બે મત છે જ નહિ. ત્હેમણે ભગીરથ પ્રયત્ન કરી, અનેક પ્રકારે સંશોધન કરી સબળ રીતે સાબીત કર્યું કે વિધવાવિવાહ શાસ્ત્ર સંમત છે. છતા જૂના વિચારના લોકોએ તે સ્વીકાર્યું નહિ. એટલુંજ નહિ પણ પંડિત વિદ્યાસાગરની સંસ્કૃત વિદ્વત્તા પણ એમને માન્ય ગણાઇ નહિ. આપણા ઇલાકામાં વિષ્ણુ પરશરામ શાસ્ત્રીનો આ સમ્બંધી પ્રયત્ન જાણીતો છે. છેલ્લા ચાળીસ વર્ષમાં જેઓએ વિધવા વિવાહ કર્યા છે, અથવા લોકોનો તે તરફ વિરોધ ઓછો થયો છે તે, વિધવા વિવાહના શાસ્ત્રસંમત છે માટે નહિ પરન્તુ લોકોની સામાન્ય બુદ્ધિમાં વિધવા વિવાહના પ્રતિબંધની નિર્દયતા તથા અન્યાય પ્રત્યક્ષ થવાથી જ. એજ પ્રમાણે સુધારાના બીજા પ્રશ્નોનું જણાય છે થોડા વખત ઉપર મદ્રાસના કેટલાક સુધારકોએ પંડિતો અને શાસ્ત્રીઓની સભામા સુધારાના પ્રશ્નો માટે શાસ્ત્રની અનુમતિ મેળવવાનો પ્રયત્ન કરેલો નિષ્ફળ ગયેલો આપણે સર્વ કોઇ જાણીએ છીએ. જેઓને અમુક સુધારાની ઇષ્ટતા બુદ્ધિથી જણાય છતા પણ શાસ્ત્ર સંમતિથી ત્હેને પુષ્ટિ મળી એમ લાગતું હોય (કેળવાયલા વર્ગમા તો આવા દાખલા થોડા મળશે) તેઓને બેલાશક શાસ્ત્રનાં પ્રમાણ બતાવો, પરન્તુ સુધારાના પ્રચાર તરીકે એ સાધનની ઉપયોગિતાનો કાળ હવે નથી એમ અમારૂં માનવું છે.

સુધારકોમાના જેઓ ન્યાત વિરુદ્ધ કાર્ય કરી ન્યાતમા ફરી દાખલ થવા માટે પ્રાયશ્ચિત્ત કરે છે તેઓ માટે રા. નરસિંહરાવ યોગ્ય રીતે ખેદ અને નિરાશા બતાવે છે. રા. નરસિંહરાવ આવા કાર્યોથી થતી વ્યક્તિની નૈતિક અવનતિ સ્વીકારે છે, પરન્તુ સંસારસુધારાના મહાકાર્યને થતી હાનિ વિશે વધારે વિવેચન કરે છે. અમને લાગે છે કે વ્યક્તિની અને તેને લીધે સમાજની નૈતિક અવનતિનો

પ્રશ્ન વધારે મહત્ત્વનો છે આપણી પ્રજામા ચારિ યબળ(strength of character) ઓછુ હોવાનુજ આ પરિણામ છે ન્યાતની સસ્થાઓ મ્હામે, અમને લાગે છે કે, સૌથી મ્હોટી આ જ દલીલ મૂકી શકાય કે ન્યાતોની હાલની સ્થિતિમા લોકોને જુગણાનો, દભનો, પ્રપચનો અવકાશ મળે છે ન્યાતના નિયમ વિરુદ્ધ કાર્ય કરવાથી કાઇ ન્યાત બ્હાર મૂકાતુ નથી, પરન્તુ જાહેરમા એવા નિયમનો ભગ કરનાથી અને તે કબુલ કરવા માટે જ સજા થાય છે જેઓ ગુપ્ત રીતે, ન્યાતમા જૂઠુ જણાની યથેચ્છ વર્તે છે તેમને ન્યાત તરફથી કાઇ વાધો આવતો નથી આવી સ્થિતિ શોકજનક છે વ્યક્તિની તમ જ સમસ્ત પ્રજાની નૈતિક અધોગતિ કરનારી જ છે આવી સ્થિતિમા ન્યાતની નિરુદ્ધ વર્તન કરી ન્યાતને મનાવવા માટે અર્થહીન પ્રાયશ્ચિત્તનો વિધિ બિનકુન શ્રદ્ધાવિના કરવો એ કેળવા યના મનુષ્યોને શોભા આપનાર નથી જ પરન્તુ આ સાથે એક વાત ભૂલવી જોઇએ નહિં કે આવી રીતે પ્રાયશ્ચિત્ત કરનારા બધા જ મનુષ્યો બીકણ અગર બાયલા હોતા નથી સગાવહાલા, કુટુ મ્બીજન વગેરેથી જુદા પડી, અનેક જાતની અડચણો ભોગવી, ન્યાત બહાર રહેવુ એ મુસ્કેલ કામ છે જેઓ પ્રાયશ્ચિત્ત કરે છે તેઓ-માના કેટલાક એમ શ્રદ્ધાપૂર્વક માને છે કે એ પ્રમાણે કરવાથી સુધારાનું કાર્ય પરોક્ષ રીતે સુલભ અને સરલ થાય છે, અને તે માટે સુધારાના કાર્યના પ્રચારની પદ્ધતિની જુદા પ્રકારની સમજ ણથી પણ પ્રાયશ્ચિત્ત કરનારા માણસો છે આ માણસોની માન્યતા ખોટી છે એટલુ જ કહેવુ પડશે તેઓને બીકણ, બાયલા કે કાયર કહેવા યોગ્ય નથી વળી બીજા કેટલાક આવા પ્રસંગે હૃદયનું, પોતાના પ્રિય સિદ્ધાન્તોનું બલિદાન વડિલ અથવા સ્નેહી જનોની ખાતર અનિચ્છાએ આપે છે તેઓના અંતકરણમા ચાલતો કલહ અને પશ્ચાત્તાપ પણ ઓછો હોતો નથી આવા મનુષ્યો પણ દયા અને દિલસોજીને પાત્ર છે આપણામાના કેટલા આવે વિકટ પ્રસંગે ટકી

શકીયે એ કહી શકાય તેવું નથી. પ્રસંગે માણુસની કસોટી થાય છે, અને પ્રત્યેક સુધારક અગર કેળવાયલો માણુસ વીર પુરૂષ (hero) થાય એવી આશા રાખવી એ યોગ્ય નથી. વળી જેઓ ન્યાતની દરકાર ન રાખતા ન્યાત બ્હાર રહે છે તેઓમાના બધા જ હિમ્મતવાન વીર નરો છે એમ ધારવું પણ યોગ્ય નથી. એઓમાના કેટલાકને લેશ પણ સ્વાર્થ ત્યાગ કરવાનો હોતો નથી. અથવા એ પ્રશ્નોનો તેઓએ કદાચ ગંભીર પણે વિચાર પણ કર્યો હોતો નથી, અને તેમની માન્યતા એવી હોય છે કે નિરંકુશતા અને ખાવા પીવામાં યથેચ્છ વર્તન એનુ નામ સુધારો. આવા માણુસો ન્યાત બ્હાર રહે તો તેથી સુધારાના કાર્યને કોઇ રીતે ફાયદો નથી તેમજ તેઓને ધન્યવાદ પણ ઘટતો નથી. ટૂંકામા પ્રાયશ્ચિત્ત કરનાર બધા જ બીકણુ કે કાયર હોતા નથી તેમજ પ્રાયશ્ચિત્ત ન કરનાર બધાજ વીર પુરુષો હોતા નથી. જેઓ અનેક મુશ્કલીઓ વેઠવા છતા ઉચ્ચ નીતિતત્ત્વાનુસાર, અન્તઃકરણની આના પ્રમાણે ધર્મબુદ્ધિથી પોતાના સિદ્ધાન્તોને વળગી રહે છે તેઓ જ ખરેખરા વીર પુરુષો છે. વળી આવી જાતનુ ઉચ્ચ વર્તન માત્ર સંસાર સુધારામા જ જરૂરનુ છે? પોતાના સિદ્ધાન્તોને વળગી રહેવાનુ, ગમે તેવી મુશ્કેલીઓ વેઠવા છતા જાહેરમા તેમ જ ખાનગીમા સરખુ જીવન ગાળવાનુ—આચાર વિચારનુ સામ્ય નાખવાનુ—માત્ર સુધારાના કાર્યોમા જ જરૂરનું છે? પોતાની સર્વ પ્રવૃત્તિઓમા, સર્વ વિચાર અને વર્તનમા ચરિત્રબલ દાખવનાર જ વીર પુરૂષ ગણી શકાય. ન્યાતના જુલમ સ્હામે હિમ્મતથી ટકી રહેનારા કેટલા બધા મનુષ્યો સરકારી અધિકારીઓની આગળ પોતાના સ્વતંત્ર વિચાર જણાવતા ડરે છે? સામાન્ય લોક વ્યવહારમા કોઇને ખોટું લગાડતા સંકોચ પામે છે? રાજકીય વિષયોમા સ્વતંત્ર વિચાર ધરાવનાર મનુષ્યો ન્યાતના કાયદા સ્હામે સ્વતંત્રતા જણાવી શકતા નથી, તેમ જ ન્યાતની સ્હામે નિડરપણે યુદ્ધ ચલાવનાર સરકારી અધિકારીઓના મતને અનિચ્છાએ પણ અનુ-

ફલ થાય છે. આવી સ્થિતિ સામાન્ય રીતે જોવામા આવે છે. અર્થ પ્રસંગે પોતાના સિદ્ધાન્તો અને મત પ્રમાણે જ વર્તન રાખનાર મનુષ્યો વિરલ જ હોય છે. પરન્તુ અમારૂં માનવું છે કે આવી જાતના ચારિત્રબલના અભાવ (want of character) માટે પણ આપણી ન્યાતની સંસ્થાને ઘણે અંશે જવાબદાર છે.

સુધારાનું કાર્ય વધારે લોકપ્રિય થાય, અને સામાન્ય જનસમૂહમાં સુધારાના સિદ્ધાન્તો ફેલાય તે માટે ઉપાય લેવાના માર્ગ પ્રમુખે પોતાના ભાષણમા બતાવ્યા છે. આ કાર્ય માટેની એમની યોજના એમના પોતાના શબ્દોમા રજુ કરીશું. "સમષ્ટિરૂપે કાર્ય કરવામા વ્યવસ્થાની પ્રથમ જરૂર પડે છે અને વ્યવસ્થાની બાબતમા સામ્રાજ્યના અગ્રેજ બન્ધુઓની કેટલીક વિચારવાળી અને પરિપક્વ પદ્ધતિઓ આપણે ગ્રહણ કરવી જોઇએ તેઓ કદી છૂટૂંછવાયુ કામ કરતા નથી; વ્યવસ્થા, આગ્રહ, અને જે વિચારો ફેલાવવાના છે તેનો અનેક રીતે પ્રસાર—આ સર્વમા તેમને શ્રદ્ધા હોય છે. આ કાર્ય પાર પાડવાને આખા ઇલાકાને માટે એક ખરેખરૂં કામ કરનારૂં મંડળ આપણે જોઇએ; અને તે મંડળના સભ્યો પાસેથી આપણે નિયમસર ફી લેવી જોઇએ. ફીના બે ત્રણ વર્ગ રાખવા જોઇએ, જેથી બધાને અનુકૂળતા થાય. આપણે પોતે જ ફી આપીને કામનો પ્રારંભ કરવો જોઇએ આપણી પાસે એક કાયમનું ફંડ જોઇએ, કારણ કે પૈસા વગર કાંઈ પણ સંગીન કામ થઈ શકે નહિં. ત્યાર પછી આપણે આપણા મહાકાર્યમા સમભાવ રાખનારા શેઠીઆઓ પાસે જઇશુ, અને આપણું કાયમનુ ફંડ વધરાવીશું અથવા સુધારાને લગતા કામોને માટે ખાસ રકમો આપવા તેમને વિનવીશું. આપણા મંડળને માટે કામ કરનારા બે પગારદાર સેક્રેટરીઓ આપણે જોઇએ; તેઓ હમેશ મંડળનું કામ કરે, વસ્તુસ્થિતિનો અભ્યાસ કરે, ખાસ આંકડાઓ એકઠા કરે, અગત્યના પ્રશ્નો વિષે લોકોને તેમ જ સરકારને રજુ કરવાના ખરડાઓ તૈયાર કરે; સક્ષેપમા, આપણી સંસ્થાને

જીવન્ત બનાવે. વળી, આપણે ઓછામા ઓછા ત્રણ પગારદાર વ્યાખ્યાનકારો રાખવા જોઇએ; એક ગુજરાતી જિલ્લાઓ માટે, એક મરાઠી જિલ્લાઓ માટે, અને એક કાનડી જિલ્લાઓ માટે. તેઓ હમેશ પોતપોતાના જિલ્લાઓમા ફર્યા કરે, લોકોની સમક્ષ સંસારસુધારા ઉપર વ્યાખ્યાન કરે, સુધારાના કાર્ય કરવા ઇચ્છનાર સ્ત્રીપુરુષોને મદદ કરે, અને સામાન્ય રીતે ઉત્સાહ અને ચતુરાઇથી આપણા કામની વૃદ્ધિ કરે. થોડા સમય પછી, દક્ષિણની એક ઘણી જ લાભકારક સસ્થાને આપણા કાર્યક્રમમા આપણે ઉમેરી શકીએ,—તે સંસ્થા 'કીર્ત્તન' છે. સંસારસુધારાને લગતા વિષયો ઉપર કીર્તનો કરી શકે એવી શક્તિવાળા મનુષ્યોને આપણે પગાર આપી રાખી શકીએ. છેવટે, સંસારસુધારા વિષેના ચોપાનિયા, પત્રિકાઓ, અને નિબન્ધો છપાવી તે સંબન્ધનુ સસ્તુ સાહિત્ય સારી પેરે પ્રસારવું જોઇએ. ટૂંકામા, પાશ્ચાત્ય પદ્ધતિ પ્રમાણે આપણે વ્યવસ્થા રાખવી, આગ્રહ રાખવો, અને કામમા મડયા રહેવુ; અને તેમ કરવામા પાશ્ચાત્ય પદ્ધતિઓનુ માત્ર બાહ્ય સ્વરૂપ લેવુ નહિ પણ તેમનુ અન્તરતત્ત્વ ગ્રહણ કરવુ જોઇએ આમ કરીશુ ત્યારે જ આપણા કાર્યનો પરિપાક વહેલો થશે કહેવુ કાઈ અને કરવુ કાઈ એવો આક્ષેપ સુધારકો ઉપર મૂકાય છે તે ખરેખર અયોગ્ય જ છે, પરતુ ઉપર બતાવેલી પદ્ધતિના જેવુ કામ સુધારાવાળાઓ કરતા નથી એમ કહેવાતુ હોય તો તેમા કાઇક સત્ય રહેલુ છે. વધારે નહિ તો વીસ વર્ષ પહેલાં આવું પદ્ધતિપુરસ્સર કામ શરુ થયુ હોત, તો આપણુ આ મહાકાર્ય લોકોની સમક્ષ વધારે જોસથી ખડું થયુ હોત, અને સંસારસુધારાનો પ્રવાહ પાછો વહે છે અથવા તો સ્થિર થઈ ગયો છે એવો ખોટો ખ્યાલ લોકોના મનમાથી ક્યારનોએ નીકળી ગયો હોત "

છેવટે પ્રમુખે સુધારાના કાર્યના સાથીઓને ઉત્સાહપૂર્ણ વચનોથી વિનતિ કરી કે "ભાઇઓ, આપણી ભાવનાઓને અને આપણા પથને વળગી રહેજો. ડહાપણથી વિચાર કરજો, અને

વીરત્વથી કામ કરજો. નીચ અને નિરુલ્લાસક કાર્યોને તિરસ્કારજો. મુશીબતો આવી પડી થાય તો અધીર બનશો નહિ. સંસારસુધારાનો પ્રવાહ સ્થિર થઇ ગયો છે એમ માની નિરાશ થશો નહિ. નમ્રત્વ અને વીરત્વ બન્નેને એકઠા ભેળવી, ઇશ્વરના સૈનિકો તરીકે બધા એક સાથમા પ્રગતિને પંથે પળો, અને પ્રભુ કરશે તો આપણે વિજય કરીશું !"

પ્રમુખનુ ભાષણ પુરૂ થયા પછી સ્વર્ગસ્થ રા. રા. લાલશંકર ઉમિયાશંકરના શોકજનક મૃત્યુ માટે દિલગીરી તથા નામદાર લૉર્ડ હાર્ડિંજ ઉપર દિલ્હીમા ફેંકાયલા બૉમ્બ માટે તિરસ્કાર દર્શાવનારા ઠરાવ પ્રમુખ તરફથી રજુ કરવામા આવ્યા અને તે સર્વાનુમતે મંજુર કરવામા આવ્યા.

ત્રીજો ઠરાવ સંસારસુધારાના કાર્ય માટે આખા ઇલાકા માટે એક મુખ્ય અને જુદા જુદા જીલ્લાઓ માટે તથા મુખ્ય શહેરો માટે એકેક મંડળ સ્થાપવાને લગતો હતો. આ ઠરાવ રા. રા. જીવણલાલ વ્રજરાય દેસાઇએ રજુ કર્યો અને તેને રા. બ. રમણભાઇએ ટેકો આપ્યો. મુબાઇના પ્રેસિડન્સી સોશીયલ રિફોર્મ એસોસિએશનના સેક્રેટરી મિ. દેવધર તથા મિ. દળવીની સહીથી થોડા વખત ઉપર એક યોજના બહાર પાડવામા આવી છે તેને અનુમતિ આપનારો આ ઠરાવ હતો. સંસારસુધારાનું કાર્ય આખા વર્ષ દર્મિયાન કાયમ રહે અને તેનો પ્રસાર ગામેગામ થાય માટે પગારદાર સેક્રેટરીઓ રાખી ભાષણો, ચોપાનીયા, પુસ્તકો વગેરે છપાવી જુજ કીમતે વ્હેંચવાની જરૂર છે. આ માટે દરેક જિલ્લામા તેમ જ મુખ્ય શહેરોમા મંડળો સ્થાપવાની અગત્ય છે. આ કાર્ય માટે ફંડની વ્યવસ્થા એવી કરવામા આવી છે કે સંસારસુધારાના કાર્યમા ઉત્સાહ ધરાવના સર્વ કોઈ યથાશક્તિ મદદ કરી શકે. શ્રીમન્ત મનુષ્યોએ આપેલી મ્હોટી રકમોથી નહિ પરન્તુ સાધારણ આવકવાળા સંખ્યાબંધ માણસોની યથાશક્તિ મદદથી આ કાર્ય ચલાવવાની યોજના કરવામાં

ઊંચા શિક્ષણની હવે આવશ્યકતા છે. પ્રોફેસર સ્વામિનારાયણે આ ઠરાવ રજુ કર્યો હતો અને તેને રા. રા. સાકરલાલ અમૃતલાલ દવેએ ટેકો આપ્યો હતો.

પાચમો ઠરાવ બાળલગ્ન સમ્બન્ધી હતો. વરકન્યાના લગ્નની ઉમરમા ધીમે ધીમે વધારો થતો જાય છે એ નિર્વિવાદ છે, પરન્તુ હજી એ બાબતમા ઘણા સુધારાને અવકાશ છે. પરિષદ્‌મા રજુ કરેલા ઠરાવમા વરની લગ્ન માટેની યોગ્ય ઉમર ઓછામા ઓછી એકવીસ અને કન્યાની સોળ જણાવવામા આવી છે. પાચ વર્ષ પહેલાની સામાજિક પરિષદોમા કન્યાની ઉમર ચૌદ અને વરની અઢાર જણાવવામા આવી હતી. લોકોમા વરકન્યાની લગ્નની ઉમરમા વધારો થતો જોઇ પરિષદે હવે ઉમરના ધોરણમા વધારો કર્યો છે એ યોગ્ય જ છે. ખરી રીતે તો સ્ત્રીપુરુષ ઉભય લગ્નની પવિત્રતા અને જવાબદારી પૂરેપૂરી સમજી શકે અને તેમની શારીરિક, આર્થિક અને માનસિક સ્થિતિ ગૃહસ્થાશ્રમના કર્તવ્યો બજાવવાને યોગ્ય થાય ત્યારે જ લગ્ન થવા જોઇએ. આ બાબતમા લોકોમા જાગૃતિ જોવામાં આવે છે અને હાલના સમયને અનુસરીને પરિષદ્‌ના ઠરાવમાં લગ્નની ઓછામા ઓછી ઉમરનુ ધોરણ યોગ્ય છે. કેટલીક પછાત ગણાતી કોમોમાં પણ આ સમ્બન્ધી જાગૃતિ જોવામા આવે છે એ કડવા કણબી કોમે નામદાર ગાયકવાડ સરકારને કરેલી અરજી ઉપરથી જણાય છે. ગાયકવાડી રાજ્યના બાળલગ્નના કાયદામાથી કડવા કણબી કોમને મુક્ત કરવામા આવી છે, કારણ કે તે કોમમા બારે વર્ષે એક જ વખત લગનગાળો આવે છે. આવી વસ્તુસ્થિતિ છતા તે કોમે હાલમા પોતાને પણ એ કાયદો લાગુ પડાવવા માટે અરજી કરેલી છે. આ એક અત્યન્ત શુભ ચિહ્ન છે, અને સામાન્ય પ્રજા આ બાબતમા જાગૃત થઈ છે એમ સ્પષ્ટ જણાય છે. રા. રા. હરસિદ્ધભાઈ વજુભાઇ દીવેટીઆએ આ ઠરાવ રજુ કર્યો અને તેને ડાક્ટર શંકરલાલ કેશવલાલ તથા આર્ય સમાજના મન્ત્રિ રા. મોહનલાલ ત્રિભુવનદાસે અનુમતિ આપી.

ત્રીજો ઠરાવ વિધવાવિવાહ સમ્બન્ધે હતો. બાળ વિધવાઓને—જેમની ઈચ્છા હોય તેમને—પુનર્લગ્ન કરવાની છુટ આપવી જોઈએ, એવો મત હવે ઘણાનો થવા લાગ્યો છે. હિન્દુ સંસારમા વિધવાઓને પડતા અનેક કષ્ટ, પ્લેગ અને બીજા કારણોથી બાળ વિધવાઓની વધતી જતી સંખ્યા અને પુરુષોને અનેકવાર પરણવાની સ્વતંત્રતા હોવા છતા વિધવા સ્ત્રીઓને લગ્નના પ્રતિબન્ધમા રહેલો અન્યાય વગેરે લોકોને પ્રત્યક્ષ થવા લાગ્યા છે. સુધારાની આ કાર્યની હિમાયતી સ્હામે લોકવિરુદ્ધતા પ્રથમ કરતા ઓછી થઇ છે, પરન્તુ હજી એ દિશામા ઘણો પ્રયત્ન કરવાની જરૂર છે અને લગ્ન કરવાની ઈચ્છા રાખતી વિધવાઓને ન્યાત જાતના અને સગાવ્હાલાના જુલમથી બચાવવા માટે આશ્રમોની જરૂર છે વિધવાઓની સ્થિતિ સુધારવાનો પ્રશ્ન સ્ત્રીઓનો છે સ્ત્રીઓએ જ એ કામ ઉપાડી લેવુ જોઇએ. આપણા દેશમા હજી સ્ત્રીઓ પોતાની જવાબદારી, ફરજ અને હક સમજી શકે એવી મસ્કારી થઇ નથી ત્યા સુધી પુરુષોએ એ કામ કરવાનું છે એ સમ્બન્ધી લોકોમા ચાલતી ગેરસમજુતી દૂર કરવાનુ કામ પ્રથમ કરવાનું છે બધી વિધવાઓને પરણાવી દેવી એમ સુધારકો કહે છે એવી માન્યતા ભૂલભરેલી છે જે વિધવા સ્ત્રી અનાથ છે અને લગ્ન કરી ફરી સંસાર માંડવાની જેની ઈચ્છા છે, તેણે તેમ કરતા અટકાવવાનો કોઇપણ વ્યક્તિનો કે સમાજનો હક નથી વિધવાવિવાહ સ્હામેનો પ્રતિબન્ધ દૂર કરવો એટલુ જ સુધારકોનુ કહેવુ છે, વિધવાઓ પોતાની વૈધવ્યની સ્થિતિ કાયમ રાખી બીજી રીતે જનસમાજને ઉપયોગી સેવામા જીવન ગાળવાની ઇચ્છા રાખતી હોય તો તેમ કરતા અટકાવવાનો પણ કોઇને હક નથી બલ્કે તેવા કામમા ઉત્તેજન આપી સગવડ કરી આપવી એ સર્વ કોઈની ફરજ છે, પરન્તુ એ પ્રકારની તેમની પોતાની ઇચ્છા હોય તો જ. પરાણે વૈરાગ્ય પળાવવો એ અયોગ્ય છે આટલુ જ સુધારકોનુ કહેવુ છે. ઑનરેબલ મી. ગોકળદાસ કહાનદાસ પારેખે

આ ઠરાવ રજુ કર્યો હતો અને સૌ વિદ્યાગૌરીએ તેને અનુમોદન આપ્યુ હતું

સાતમો ઠરાવ વિધવાઓની સ્થિતિ સુધારવા સબધી હતો વિધવાઓને દેશસેવાના પુણ્યકાર્યમા પ્રેરી તેમના જીવનમા નિરુત્સાહ અને શોકને બદલે આશા અને ઉત્સાહ પ્રેરી સમાજના ઉપયોગી અગ બનાવવા માટે યોગ્ય કેળવણીની જરૂર છે અને એવી યોગ્ય કેળવણી આપનારી વિધવાશ્રમ સેવાસદન અને વનિતા વિશ્રામ જેવી સસ્થાઓ દેશમા ઠેર ઠેર થવાની જરૂર છે પતિના સ્વર્ગવાસ પછી વિધવાઓને દેશના પારમાર્થિક કાર્યમા મદદ આપવાની તક આપવાથી અને તે માટે તેમને યોગ્ય કર્યાથી તેમના જીવનની શુષ્કતા અને નિરાશા ઓછી થશે અને દેશને પણ લાભ થશે માટે હાલ જે સસ્થાઓ ચાલે છે તેને સર્વ ભાઈએ યથાશક્તિ મદદ કરવી જોઈએ અને એવી સસ્થાઓમા વધારો કરવો જોઇએ સર્વન્ટસ ઓફ ઇન્ડીઆ સોસાઇટીના મી દેવધરે આ ઠરાવ રજુ કર્યો હતો અને અત્રેના વનિતા વિશ્રામના કાર્યવાહક સુલોચના બ્હેન તથા રા કાળીદાસ જે ઝવેરીએ તેને અનુમોદન આપ્યુ હતુ

આઠમો સવાલ સગીર ઉમરની છોકરીઓના રક્ષણ માટે સમતિ વયના કાયદામા સુધારો કરવા સબધી હતો ઑનરેબલ મિ દાદાભાઇના પ્રયાસથી નામદાર સરકારે ફોજદારી કાયદામા ફેરફાર કર્યો છે તે માટે આભાર દર્શાવી સગીર ઉમરની છોકરીઓની સમતિ વયની ઉમર (પતિ સિવાય ત્રાહિતને મબધે) સોળ વર્ષની કરવાની વિનતિ કરવાનો આ ઠરાવ હતો આ સબધે લોકવિરુદ્ધતા બહુ થોડી છે અને ન્હાની ઉમરની કન્યાઓને મદિરની સેવા અર્થે અર્પણ કરી મુરલી અને દેવદાસી બનાવવાના ધાર્મિક ગણાતા રિવાજની અધાર્મિક્તા સમજાવવા લાગી છે આ સમ્બન્ધમા સરકારથી તેમ જ પ્રજામતથી ઘણો સુધારો થઇ શકે એમ છે મિ પુરુષોત્તમદાસ

બી ગોરડીઆએ આ ઠરાવ રજુ કર્યો અને ગ. રામમોહનરાય જશવંતરાય દેશાઈએ તેને અનુમોદન આપ્યુ હતું.

નવમો ઠરાવ જ્ઞાતિઓને એકત્ર કરવા સંબંધી હતો. કેટલીક પેટા જ્ઞાતિઓ કન્યા અથવા વરની અછતને લીધે એકત્ર થવા માડી છે એ શુભ ચિહ્ન છે અને સુધારકોએ આ કાર્યમા બહુ આગ્રહ પૂર્વક પ્રયાસ કરવાની જરૂર છે. સમસ્ત હિન્દુ જાતિ એક જ કોમ તરીકે એકત્ર થાય તે માટે જૂદી જૂદી ન્યાતો વચ્ચેનો લગ્ન સબંધ કાયદેસર ઠરાવવાની જરૂર છે. આ માટે સરકારની સહાયતાની જરૂર છે, એ મતલબનો ઠરાવ હતો. પ્રોફેસર આનન્દશંકર બાપુભાઇ ધ્રુવે આ ઠરાવ રજુ કર્યો અને દા. હરિપ્રસાદ વ્રજરાય તથા ગ હરિપ્રસાદ પીતાંબરદાસે એને અનુમોદન આપ્યુ. છેક પ્રાચીન સમયથી પુરાણ કાળ સુધીમા સમસ્ત હિંદુસમાજમા જ્ઞાતિઓના પેટા વિભાગ ન્હોતા અને જ્ઞાતિ ભેદ રાખવાની જરૂર નથી એમ બહુ સબળ રીતે ઐતિહાસિક દિગ્દર્શન કરાવી ર આનન્દશંકરે સાબીત કર્યું જુદી જુદી ન્યાતોથી વરકન્યાના યોગ્ય જોડા મેળવવામા પડતી મુશ્કેલી સર્વ કોઈને વિદિત છે. ગુણ કર્માનુસાર નહિં પણ જન્મ પ્રમાણે જ્ઞાતિભેદ શાસ્ત્રથી અને બુદ્ધિથી વિરુદ્ધ છે, જ્ઞાતિભેદથી કુસપ વધે છે હાલના જમાનામા બીજી સુધરેલી પ્રજાઓની હરિફાઈમા જ્ઞાતિભેદ આપણી પ્રગતિમા વિઘ્ન કર્તા છે એ સર્વ વિદિત છતા અને જ્ઞાતિભેદ તોડયા સિવાય સુધારાનુ એક પણ મુખ્ય કાર્ય થઇ શકે એવુ નથી એમ જાણ્યા છતા હજી એ બન્ધન તોડવા માટે બહુ ઓછા માણસો તૈયાર છે એ શોચનીય છે નામદાર સરકાર જુદી જુદી ન્યાતોના લગ્ન સબંધ કાયદેસર ઠરાવે તો આ કાર્યમા ઘણી સરળતા થાય એ નક્કી છે.

દશમો ઠરાવ બસુબિલ સબંધી હતો. નામદાર સરકારે પ્રજાના અમુક ભાગની વિરુદ્ધતાને લીધે બાબુ ભૂપેન્દ્રનાથનુ લગ્નના કાયદામા સુધારો કરવાનુ બિલ ન મજુર કર્યું તે માટે દિલગીરી દર્શાવી

હિન્દુસ્તાનની સર્વ કોમોમા પરસ્પર લગ્ન કરવાની સરલતા કરી આપનારા કાયદામા ફેરફાર કરવાની વિનન્તિ કરવાનો આ ઠરાવ હતો. "સિવિલ મેરેજ લૉ." હાલ છે તે પ્રમાણે જુદી જુદી કોમ વચ્ચેના લગ્ન કરનાર સ્ત્રી પુરુષને તે લગ્ન કાયદેસર ગણાવા માટે રજીસ્ટર કરાવવું પડે છે અને તે વખતે 'અમે હિન્દુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તિ, યહુદી અગર હિન્દુસ્તાનના કોઈ પણ પ્રચલિત ધર્મના નથી' એવી પ્રતિજ્ઞા કરવી પડે છે. પોતાના ધર્મના સર્વ ફરમાન માન્ય હોવા છતા, ગમે તે કોમમા પરસ્પર લગ્ન વ્યવહાર કરવાની સ્વતત્રતા હોવી જોઇએ એવો મત ધરાવનાર પાસે ઉપર જણાવેલી પ્રતિજ્ઞા કરાવવી એ અયોગ્ય જ છે, કારણ કે એવા લગ્ન કરનાર સર્વ રીતે પોતપોતાના ધર્મને અનુસરનારા હોય છે. આ નવો ફેરફાર માત્ર અનુમતિ દર્શાવનારો છે તેથી લગ્ન કરવાની અનુકૂલતા વધે પરંતુ એવા લગ્ન ફરજીયાત થતા નથી. ધર્મ અને જ્ઞાતિઓને કાંઈ નુકસાન નથી. માત્ર વારસા માટે કાયદાની જે સરલતા જોઇએ તેટલા જ પુરતો આ ફેરફાર છે એ વાત હવે નવી કહેવાની નથી. પરન્તુ આ સમ્બધે લોકોમા હજી ઘણી ગેરસમજુત ચાલે છે. સરકારે એક વખત આ બિલ ના મંજુર કર્યું તેથી સુધારકોએ નિરાશ ન થતા પોતાનો પ્રયત્ન જારી રાખવાની જરૂર છે. વડોદરા રાજ્યના મિ. એસ. વી. મુકરજીએ આ ઠરાવ રજુ કર્યો અને રા. માણલાલ કીરપારામ દેશાઈ તથા રા. ગટુલાલ ગોપીલાલ ધ્રુવે તેને અનુમોદન આપ્યુ.

અગીઆરમો ઠરાવ અસ્પૃશ્ય વર્ગોની ઉન્નતિને અર્થે પ્રયાસ કરવા સમ્બન્ધી હતો. હિન્દુસ્તાનની વસ્તીનો છઠ્ઠો ભાગ એટલે પાચ કરોડ માણસ પશુ કરતા પણ અધમ સ્થિતિમા-સામાજિક બહિષ્કારને લીધે-છે એ દેશને કલંકરૂપ છે. માનવ બન્ધુઓના એટલા મ્હોટા સમૂહને આપણે સ્પર્શ કરતા પણ ભ્રષ્ટ થઇએ, તેમને માનસિક અધમતામા પડયા રહેવા દઈએ એ આપણી કેળવણીને

લાંછન લગાડનારું છે. મુંબઈમાં, પૂનામાં, મદ્રાસ ઢંવાકામાં વગેરે સ્થળોમાં ક્રિશ્ચિયન ક્વાસ મિશન તરફથી આ બાબતમાં સારો પ્રયત્ન કરવામાં આવે છે. પરન્તુ એ વર્ગ તરફની ઘૃણા અને છીટ દૂર કરી તેમને કેળવણી વગેરેના સાધનોની સગવડ કરી આપવાની આપણી સર્વની ફરજ છે. રા. ગો. કૃ. દેવધરે આ ઠરાવ રજુ કર્યો અને રા. શાયામ.પ્ર લક્ષ્મણે તેને ટેકો આપ્યો.

બારમો ઠરાવ પરદેશગમન સંબંધી હતો. ઈંગ્લાંડ વગેરે સ્થળોએ જઈ આવનાર તરફ ન્યાતોનો જુલમ હવે ઘણો ઓછો થતો જાય છે અને તેથી એ દેશોમાં જનારાની સંખ્યામાં દરવર્ષે વધારો થતો જાય છે પરંતુ ન્યાતોએ પરદેશ જઈ આવેલા માણસોને કાંઈ પણ પ્રાયશ્ચિત અથવા દંડ વગર પાછા ન્યાતમાં દાખલ કરવાની ઉદારતા બતાવવાનો હવે વખત આવ્યો છે. રા. રા. શિવભાઈ બાપુભાઈએ આ ઠરાવ રજુ કર્યો અને રા. રા. એ. આર. મલ્હારીએ તેને ટેકો આપ્યો.

તેરમો ઠરાવ ગૃહની અને સામાજિક વિશુદ્ધિનું ધોરણ ઉન્નત કરવા સંબંધી હતો. આ કાર્ય માટે મુંબાઈના હોલિકા સમ્મેલન તથા અત્રેના વસંત સમ્મેલન જેવી સંસ્થાઓ, નાચની વિરુદ્ધ સંસ્થાઓ વગેરે પ્રયાસની વિશેષ જરૂર છે. કુટુંબની અને સમાજની નૈતિક શુદ્ધિ માટે આ સર્વ પ્રયત્નો થોડા વખતમાં ઘણા લોકપ્રિય થયા છે અને તેમને મદદ કરવાની આપણી સર્વની ફરજ છે. રા. સત્યેન્દ્રરાય બીમરાવે આ દરખાસ્ત રજુ કરી અને રા. તુલસીદાસ. જે. પરીખે તેને અનુમતિ આપી.

ચૌદમો ઠરાવ મદ્ય અને બીજા માદક પદાર્થોના નિષેધ વિશે હતો. જુદા જુદા ટેમ્પરન્સ એસોસીએશન તરફથી આ કાર્યમાં સ્તુત્ય પ્રયત્ન થાય છે તેને પરિષદની સહાનુભૂતિ દર્શાવનારો આ ઠરાવ રા. જોસફ મેન્જતગિને રજુ કર્યો અને રા. શકરાય અમૃતરાય મૈપદે ટેકો આપ્યો.

પંદરમો ઠરાવ એક પત્નીવ્રતની ભાવનાની ઇષ્ટતા અને એક સ્ત્રીની હયાતીમા બીજી સ્ત્રી કરવા સ્હામે તિરસ્કાર દર્શાવનારો હતો કેળવાયલા વર્ગમા એક પત્નીવ્રતની ભાવના સબળ થતી જાય છે અને ન્યાતિની પરવાનગી છતા એક સ્ત્રીની હયાતીમા બીજી સ્ત્રી કરવાનો રિવાજ ધીમે ધીમે નાબુદ થતો જાય છે. રા. ગિરજાશંકર ત્રિવેદીએ આ દરખાસ્ત રજુ કરી અને રા. દુર્લભરામ જેષ્ઠારામ ભટે તેને ટેકો આપ્યો

સોળમો ઠરાવ પડદાનો રિવાજ, કન્યાવિક્રય, વૃદ્ધ પુરુષો સાથે ન્હાની ઉમરની કન્યાના લગ્ન, લગ્ન અને મરણ પ્રસંગે હદઉપરાન્ત ખર્ચ, રોવાકુટવાનો નિર્લજ્જ રિવાજ અને વિધવાઓનું બલાત્કારે કેશવપન વગેરે અનિષ્ટ અને હાનિકારક રિવાજો સમ્બન્ધી હતો. આ સર્વ રિવાજોમા ધીમે ધીમે કેટલીક ન્યાતોમા સુધારો થતો જાય છે. પરન્તુ એ રિવાજો તદ્દન નાબુદ થવાની જરૂર છે. ગ રા કૃષ્ણરાવ ભોળાનાથ દીવેટીઆએ આ ઠરાવ રજુ કર્યો અને રા. હીરાલાલ વિઘારામ રાવળે તેને અનુમોદન આપ્યુ.

છેલ્લા બે ઠરાવ પરિષદ્‌ના કાર્યવાહકો તથા પ્રેમાભાઇ હાલની કમિટીનો અને પ્રમુખનો ઉપકાર માનવાને લગતા હતા.

આ પ્રમાણે સમાજસુધારણાના સર્વ અગત્યના પ્રશ્નો વિષે ચર્ચા તથા ઠરાવ કરી સ્હાંજે સ્હાડાપાચ વાગે પરિષદ્ વિસર્જન થઈ હતી. અમદાવાદના કેળવાયલા વર્ગે, ખાસ કરીને યુવકોએ આ પરિષદ્‌મા ઘણો ઉત્સાહ બતાવ્યો હતો. વનિતાવિશ્રામની તથા અન્ય સન્નારીઓની સારી સખ્યા હાજર હતી એકંદરે પરિષદ્‌નું કામ ઘણા ઉત્સાહથી, શાન્તિથી અને ઇશ્વરકૃપાથી નિર્વિઘ્ને પરિપૂર્ણ થયુ

સમાજસુધારણાના પ્રશ્નોના દષ્ટિબિન્દુમા છેલ્લા પાચ સાત વર્ષોમા કેટલોક ઇષ્ટ ફેરફાર જોવામા આવે છે. સમાજસુધારણા સાથે જનસમાજની સેવાનુ નવુ અગ ઉમેરાયુ છે. આપણા દેશમા ઔદ્યો-

મિક ફેરફારને લીધે કારીગર અને મજુર વર્ગના કેટલાક સંકટોના નિવારણનો પ્રશ્ન પ્રજા સમક્ષ મોખરે આવતો જાય છે તે ઉપરાંત અનાથ અને રોગી સ્ત્રીપુરુષોને સાહાય્ય આપવાના કામ તરફ પણ લોકોની પારમાર્થિક વૃત્તિ દોરાય છે. મુબાઇમા સોશીયલ સર્વીસ લીગ આવાજ ઉદ્દેશથી સ્થાપવામા આવ્યુ છે. દેશની સામાન્ય જાગૃતિનું આ સુચિહ્ન છે અર્વાચીન સુધારાના કેટલાક દોષો છે છે પરન્તુ નિર્ધન અને નિરાધાર મનુષ્યોની ઉન્નતિના માર્ગ માટે શ્રીમન્ત અને કેળવાયલા વર્ગ તરફથી જુદી જુદી દિશામા સતત પ્રયત્ન કરતી અનેક સંસ્થાઓ પણ અર્વાચીન જમાનામા જ સ્થાપવામા આવે છે અને જનસમાજની સેવાની આ ભાવના હાલના સુધારાનુ મુખ્ય લક્ષણ છે. મનુષ્યમાત્રને માનસિક, શારીરિક, નૈતિક અને ધાર્મિક સર્વ પ્રકારે ઉન્નતિ કરવા માટે યોગ્ય અનુકૂળતા મળવી જોઇએ-યોગ્ય અનુકૂળતા મેળવવાનો સર્વ કોઇનો સરખો હક છે-એ ભાવના આપણા દેશમા પશ્ચિમના દેશોમાથી ધીમે ધીમે ફેલાતી જાય છે. આ સર્વ ભાવનાને અનુકૂળ થાય એવી સંસ્થાઓ, આપણા દેશની હાલની જરૂરીયાતો તરફ લક્ષ રાખીને સ્થાપવાના પ્રયાસ વધારેને વધારે થવાની જરૂર છે. સંસારસુધારાના મંડળોએ પણ હવે પોતાના કાર્યક્ષેત્ર વિશાળ કરવાની જરૂર છે. સંસારને બદલે સમાજસુધારણાનું લક્ષ્ય રાખવાની જરૂર છે અને સાંસારિક રિવાજોમા મતભેદ હોવા છતા સમાજની સેવાના અર્થે પ્રયત્ન કરતા સર્વ મનુષ્યો અને સંસ્થાઓએ એકત્રિત થઇ કાર્ય કરવાનો વખત આવી લાગ્યો છે. અમે આશા રાખીએ છીએ કે સંસારસુધારકો આ તરફ પોતાનુ લક્ષ દોરશે અને માત્ર દરવર્ષે પરિષદ્ ભરિને નહિ પણ હમેશ જાગ્રત પ્રયત્ન કરી સમાજસુધારણાના કાર્યમા પરિષદ્‌મા બતાવ્યો હતો તેવો જ ઉત્સાહ સતત બતાવશે.

